ગોસ્વામિ કુલકૌસ્તુભ

# શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજ.



गाम्भीर्यौदार्यसौशील्यवैदुष्यनयवानयम् ।
गोस्वामिश्रीगोकुलेन्दुर्युष्मां चिरमलङ्क्रियात् ॥

શ્રી

# ભગવત્સ્વરૂપ

કિંવા

# શુદ્ધાદ્વૈતદર્શન.

## પ્રથમ તથા દ્વિતીય વિભાગ.

ગોસ્વામિકુલ કૌસ્તુભ

શ્રી ૧૦૮ ગોકુલનાથજી મહારાજની

આજ્ઞાનુસાર


પ્રણેતા તથા પ્રકાશક —

દેવર્ષિ ભટ્ટ શ્રીદ્વારકાનાથાત્મજ

ભટ્ટ શ્રીરમાનાથ શર્મા.

અનુવાદક —

શાસ્ત્રી ધીરજરામ રામશંકર.

શુદ્ધાદ્વૈતવિશારદ



પ્રથમાવૃત્તિ, પ્રત ૧૦૦૦.

વિક્રમાર્ક ૧૯૮૦]        [વલ્લભાબ્દ ૪૪૫.

મૂલ્ય ૧॥ રૂ

મુદ્રક:—
પ્રભાશંકર જયશંકર પાઠક.
પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ,
૩ ઠાકોરદ્વાર રોડ, મુંબઈ—૪.





પ્રકાશક:—
ભટ્ટ શ્રીરમાનાથ શ્રીદ્વારકાંનાથ શર્મા.
ત્રીજો ભોઈવાડો, શ્રીગોકુલનાથજીનું મુખ્ય મંદીર,
મુંબઈ—૨.



# પ્રસ્તાવના.

॥ जयति श्रीहरि ॥

**जानीत परम तत्त्व यशोदोत्सङ्गलालितम्**

યશોદાની ગોદના લાડકવાયા શ્રીબાલકૃષ્ણનેજ પરમ તત્ત્વ જાણો

અણુભાષ્ય

**वृत्तिः श्रीवल्लभीयैव कृतिः श्रीवल्लभार्थिनी ।**
**दर्शनं श्रीवल्लभस्य स्मरणं श्रीवल्लभप्रभो ॥**

**श्रीवल्लभभावाष्टकम् ।**

શ્રીવલ્લભમાટેજ મનોવૃત્તિ હોવ, શ્રીવલ્લભપ્રભુ માટેજ હસ્તાદિકૃતિ પણ થાવ, તથા શ્રીવલ્લભપ્રભુનુજ દર્શન તથા સ્મરણ હોવ અર્થાત્ સમગ્ર વ્યાપારનુ લક્ષ્ય શ્રીવલ્લભપ્રભુજ બને.

**પ્ર**પંચ એ પ્રભુની વ્હાલામા વ્હાલી, અનેરી વાડી કે બગીચો છે એ વ્હાલી વાડીને સુરક્ષિત, સુગંધિત અને સદાય લીલી છમ રાખવા માટે પોતે વખતોવખત અવતરી એક માળી જેવું કામ આટોપે છે એ વાડીમા કંઇ કંઇ અવનવા માધુર્યના મદથી મલકાતા બાલપાદપો, (પોધા) તરૂઓ, લતાઓ, વિગેરે વિરાજે છે એએને સદા સીંચી

ખુશમોદાર બનાવવાનુ પેલા માળીનુ નિત્યનું વ્યસન છે બધાને સુશોભિત રસમય જોઇ તથા એના માધુર્યાદિનુ આસ્વાદન કરી તે રસિકવર મનમા મલકાય છે પણ કદાચ કોઇ ભૂલથી ભોળવાયલો કે મદથી છકેલો દુષ્ટ જો એ બગીચાને વિખેરવા આવે તો તેને એ સાખી શકતો નથી ત્યારે તરતજ ઉઠી પેલા બગીચાના બગાડનારને જમીનદોસ્ત કરીને પછીજ ઠરે છે કેવો પ્રેમ, કેવુ અભિમાન, કેવુ ગરવુ વ્યસન !!

બસ, આજ રૂપક આ નામરૂપાત્મક વિશ્વનુ અને વિશ્વાધાર મારા વિભુનુ છે જ્યારે જ્યારે વિશ્વને વિષવાદથી વ્યાપેલુ, સ્વાર્થથી સ કુચિત બનેલુ, કે વાદીઓના વાદથી ઉન્માર્ગે દોરાયલુ જુએ છે કે તરતજ પ્રભુ પોતે કોઇ દિવ્યસ્વરૂપ ધારણ કરી, વિપવાદ, સ્વાર્થ વિગેરેનો સમૂલ ઉચ્છેદ કરી ફરીથી વિશ્વને સુરક્ષિત કરે છે અર્જુનને ઉપદેશેલી પ્રતિજ્ઞાનુ પાલન કરે છે જ્યારથી વિશ્વરચના થઇ ત્યારથી આજ સુધી વખતોવખત આપે એવા કેટલાએ સ્વરૂપો ધારણ કર્યા હશે

એક સમય એવો હતો કે જ્યારે સર્વત્ર સ્વરૂપવિસ્મૃતિ થઇ રહી હતી, અર્થાત્ જીવો પોતાનુ સ્વાભાવિક કર્તવ્ય ભૂલી જઇ માત્ર અકર્મ કે વિકર્મપરાયણ થઇ ગયા હતા કેટલાક અર્થના એશારામને ચાહનારા જ્યારે કેટલાક કામનેજ કલ્યાણકારી સમજનારા હતા મોક્ષને તો લગભગ બધાજ મુકી દેતા કેટલાક બીચારા દૈવજીવો ધર્મને પથે પ્રયાણ કરવા ઉત્થાન કરતા હતા પણ તેઓને કોઇ સન્માર્ગોપદેશક ન હતો એટલે ત્યાંથીજ અટકયા, હતા થોડાક ધર્મધ્વજીઓ પણ તેઓ માત્ર પોતાની પ્રખર યુક્તિમોહિનીથી પરમન હરી કેવલ ઐન્દ્રજાલિક લીલાજ ભજવતા હતા, એટલે ખરો કલ્યાણનો માર્ગ, ખરૂ શ્રુત્યાદિનુ તાત્પર્ય દેખાડનારી કોઇ વિશ્વવદ્ય વિભૂતિ ન હતી. દુનીઆ અજ્ઞાન અધકારથી અધ હતી. વિશ્વને જ્ઞાનસહિત ભક્તિની ભૂખ હતી એને ભવસાગર પાર ઉતરવા કોઇ

સારા સુકાનીની આવશ્યકતા હતી. એવે સમયે એક દિવ્ય જ્યોતિ લગભગ ૪૪૫ વર્ષપર ચૈત્ર વદ એકાદશીને દિવસે ચંપારણ્યમા ઝળહળી એણે પોતાના દિવ્ય તેજથી જગતનુ અંધારૂ ફેડી નાખ્યુ, એજ વિભૂતિએ પેલા ધર્મધ્વજીના ટોળાને પોતાની છટાદાર વાણીના પ્રહારે પરાજિત કર્યા, અને એજ મહાપુરૂષે દીન, હીન, અશરણ તથા ઉન્માર્ગે દોરાયેલા દૈવ જીવોને પોતાની મીઠી રસભીની દૃષ્ટિથી આવ્હાન કરી કૃષ્ણભકિતના ધોરી રાજમાર્ગ તરફ પ્રયાણ કરવા સૂચવ્યુ' **એ મહાપુરૂષ તે અમારા પ્રાણાધાર, અમારૂ સર્વસ્વ, વૈશ્વાનરાવતાર શ્રીમદ્વલ્લભાચાર્યજી.** આપે પ્રગટ થઇ વેદાર્થનો નિર્વિવાદ અર્થ સ્થાપ્યો, મીમાંમાનુ ખરૂં મર્મ જગત્‌ને આપ્યુ, અને ભાગવત્‌ની વિશુદ્ધ ભક્તિ ભૂતલઉપર વિલસાવી સ્થાન સ્થાનપર વાદીઓને જીતી, અનેક ગ્રંથરત્નો ગ્રંથી, કૃષ્ણભકિતનો દિવ્ય સુધારસ દુનીઆને ચખાડયો ત્યાર પછી એ દિવ્ય ઝરાને સદા વ્હેતો મુકવા માટે ' **स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्य स्मयापह** ' આ કથન મુજબ આચાર્યસ્વરૂપ, આચાર્યવંશ્ય ગોસ્વામી બાલકોના દર્શન કરવાનુ સૌભાગ્ય આજસુધી ભારતની વૈષ્ણવસંતાનોને પ્રાપ્ત થતુ આવ્યુ છે એ મહાનુભાવો, ગોસ્વામી આચાર્યો પણ આજ ભક્તિસુધાના સુખકારી સુધાસાગરમા દૈવજીવને ડુબોવતા, સાગરન અનર્ઘ સિદ્ધાંતરત્નો અશરણ દીનજનોને અર્પી તેના કંગલાયિતપણાને દૂર કરતા, વૈશ્નવસૃષ્ટિને વરાહાવતારની લીલાથી ઉદ્ધૃત કરી રહ્યા છે **એજ આચાર્યમાલાનુ અમોલુ કૌસ્તુભરત્ન તે અમારા પૂજ્યપાદ વિદ્વચ્છિરોમણિ શ્રી૦ ૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજ** આ નામથી તો વૈશ્નવસૃષ્ટિ કે ઇતર સૃષ્ટિનો કોઇકજ મનુષ્ય અપરિચિત હશે સર્વસદ્ગુણોનુ નિકેતન, સરસ્વતીનુ શરણ, લક્ષ્મીના નિધિ, એ મહાપુરૂષ આજે મુંબઇ નગરીને શોભવી રહ્યા છે જેની પાસેથી વિદ્યાવિલાસી વિદ્યાનો રસ ચાખી જાય છે, લક્ષ્મીકામુક લક્ષ્મી મેળવી જાય છે

ગુણાભિલાષી ગુણ સંપાદન કરે છે, અને દુઃખી દુઃખથી વિજય મેળવી ચાલ્યો જાય છે. જેમને ત્યાં પ્રતિવર્ષ જેટલી લક્ષ્મીની ઉથલપાથલ થાય છે, તેટલીજ સરસ્વતીની પણ થતી રહે છે એ આચાર્યશ્રીના સરસ્વતી ભંડારનું નાનકડું પણ અણમોલું ઝવેરાત તે આ પ્રકૃત પુસ્તક છે. એ પુસ્તકના રચયિતા અમારા પૂજ્ય પં શ્રી રમાનાથ શાસ્ત્રીજી છે. એમનો પરિચય તો આ પુસ્તકના ધ્યાનપૂર્વક વાચનાથીજ થઇ જાય છે. સંસ્કૃત સ્વમાર્ગીય પુસ્તકો તો અનેક છે, પણ તે બધા જનતાને દુરવગાહ થઈ પડે માટે તે ગ્રંથરત્નોનુંજ નવનીત 'શુદ્ધાદ્વૈતદર્શન' રૂપે હિંદી ભાષામાં પંડિતજીએ આલેખ્યું. ગ્રંથમાં ઘણી છટાદાર પણ સરળ શૈલીએ પ્રાય સ્વમાર્ગીય સર્વ સિદ્ધાંતરત્નો આકર ગ્રંથોના પ્રમાણો લઇ ગોઠવ્યા છે. જગત્સ્વરૂપ, અવિકૃતપરિણામવાદ, જગત્સંસારભેદ, આવિર્ભાવતિરોભાવ, જીવસ્વરૂપ, ભગવત્સ્વરૂપ, વિગેરે વિગેરે અનેક રત્નોને નિહાળતા નિહાળતા પર્યંતે પેલા 'આનંદમય પિંડગુપર વિચાર' નામના રત્ન પાસે જઇ જોઇએ છીએ તો તે કંઇ ઓર ફેસીનનું જ જણાય છે. શું એનું ભભકતું નૂર! શું એની અનેરી ભવ્ય ગ્રથનશૈલી! જાણે આગળ જોવાની લાલચને લંબાવવા માટેજ ત્યાંથી એ રત્નમાલાને અધુરી રાખી હશે કે શું? અસ્તુ. આવી રીતે નિબંધરૂપે લખાયેલો એ ગ્રંથ હિંદી ભાષામાં બહાર પડયો. પણ કેટલીક હિંદીભાષાથી અપરિચિત ગુર્જરસૃષ્ટિ માટે ગુજરાતીમાં અનુવાદ કરવા મને આદેશ થયો. એટલે મે '**યથાધીત યથામતિ**' એનો ગુર્જરગિરામાં અનુવાદ કર્યો. અનુવાદનું કામ અભ્યાસનું છે, એટલે મારો આ પ્રાથમિક અભ્યાસને લઇને કે પ્રમાદથી, અથવા મુદ્રણાલયની કોઈ ખામીને લીધે કદાચ ક્યાય પણ કોઇ ભૂલ ઉપલબ્ધ થાય તો સાક્ષર વાચકવર્ગને સુધારી લેવા વિનંતિ કરીશ. પર્યંતે આ મારા લઘુકાર્યના ઉત્તેજક તથા સહાયકનો ઉપકાર મારે અત્રે નજ ભૂલવો જોઇએ. પૂજ્ય પં. ભટ્ટશ્રી રમાનાથશાસ્ત્રીજીનો

અનુગ્રહ તો અવિસ્મરણીયજ રહેશે, કે જેમણે મને આ કાર્યમા યોજી અનુગ્રહીત કર્યો છે તથા મુદ્રક ભાઇશ્રી પ્રભાશંકર જયશંકરનો ઉપકાર માનવો પણ અહી સ્થાનેજ લેખ્ય છે, કારણ કે તેમણે વારવાર મારૂ પણ કેટલુક કામ મફતી મને ઉપકૃત કર્યો છે માટે તેઓ ધન્યવાદાર્હ છે

આ ગ્રથના મુદ્રાપણ માટે ધર્મદાસ ત્રિભુવનદાસ વરજીવનદાસે પોતાના ભાઇ ઇશ્વરદાસ ત્રિભુવનદાસના સ્મરણાર્થે જે ૯૦૫ મહાગજ-શ્રીને સમર્પણ કર્યુ છે તે માટે તેઓને ઘણુ ધન્યવાદ ઘટે છે એટલુ લખી જગદ્વંદ્ય પ્રભુશ્રીને વદન કરી વિરમીશ

गच्छत स्खलन क्वापि भवत्येव प्रमादत ।
हसन्ति दुर्जनास्तत्र समादधति साधव ॥

અનુવાદક

શ્રીમદાચાર્યચરણકમલમધુકર

**શાસ્ત્રી ધીરજરામ રામશંકર.**

શુદ્ધાદ્વૈતવિશારદ



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫ | ૨૦ | क्रीडोपस्काराणां | क्रीडोपस्कराणां |
| ૩૨ | ૧૨ | અનોગોપિત | અનારોપિત |
| ૪૧ | ૩ | પ્રચય | પ્રપંચ |
| ૪૭ | ૮ | मघवन्नीश | मघवन्नीश |
| ૫૨ | ૧૧ | ग्रह्म | ब्रह्म |
| ૭૫ | ૪ | सबलब्रह्म | शबलब्रह्म |
| ૮૨ | ૧ | साम्येद | सौम्येद |
| ૮૩ | ૧૨ | આનંદધર્મીને | આનંદ ધર્મોને |
| ,, | ૧૫ | આનંદધર્મી | આનંદ ધર્મો |
| ૯૦ | ૧ | પંચપવ | પંચપર્વા |
| ૧૧૩ | ૯ | ભગદ્ગીતામાં | ભગવદ્ગીતામાં |
| ૧૧૮ | ૧ | ભગત્સ્વરૂપમાં | ભગવત્સ્વરૂપમાં |
| ૧૨૫ | ૭ | શ્રીતિનિકેતન | શ્રીનિકેતન |
| ૧૬૩ | ૯ | અજ્ઞાન | જ્ઞાન |
| ૧૮૯ | ૩ | तनैजति | तन्नैजति |
| ,, | ૧૬ | नानुमानमतस्छुते | नानुमानमतच्छुते |
| ૧૯૧ | ૧૩ | सच्चिदानदरुप | सच्चिदानदरूप |
| ૧૯૨ | ૭ | रुप | रूप |

# અનુક્રમણિકા.

સદ્ગત શેઠ

# ઈશ્વરદાસ ત્રીભોવનદાસ વરજીવનદાસ.



जन्म — संवत १९४५ चैत्र कृष्ण १०

अवसान — संवत १९७५ ज्येष्ठ शुक्ल १

પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ, મુંબઇ—૪

॥ श्रीबालकृष्णो जयति ॥

# શુદ્ધાદ્વૈતદર્શન.

( હીંદી ઉપરથી ગુજરાતી ભાષાંતર )



## પ્રથમ ભાગ.



दारिद्र्यदुर्गददशापरमौषध यत्—
मूकात्मनामपि च सत्कवितावदान्यम् ।
अज्ञानमग्नतमस विनिहन्तुमीडे
क्रीडातुरगवदनाङ्घ्रिसरोजयुग्मम् ॥ १ ॥

દારિદ્ર્ય રૂપ દુર્ધર રોગનું પરમ ઔષધ, તથા મુંગાઓને પણ સત્કવિત્વ આપનાર એવા ક્રીડાને માટે હયગ્રીવસ્વરૂપ ધારણ કરનાર પ્રભુના ચરણકમલને ઘોર અજ્ઞાનરૂપ અંધકારના નાશ માટે ભજુ છું

यत्कृपापाङ्गतो लब्ध स्वसिद्धांतलवो मया ।
वदे पौराणिकेन्द्रश्रीपुरुषोत्तमदेशिकान् ॥ २ ॥

જેમનાં કૃપાકટાક્ષથી મે નિજમાર્ગીય સિદ્ધાંતનુ બિંદુ પ્રાપ્ત કર્યું એવા શ્રીપુરૂષોત્તમ ગુરૂવર્યને હુ વંદુ છુ

बालोऽपि तुगगिरिराजधरैकपाणि
नीलोऽपि मानसमहातिमिरप्रदीप ।

वीरोऽपि गोपतरुणीनयनावबद्धो—
धीरोऽपि संसृतिभयापहरो हरिर्नः ॥ ३ ॥

१ ગ્રંથકાર ગ્રંથની શરૂઆત કરતી વખતે પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ વસ્તુસ્વરૂપનો નિર્દેશ કરે છે અથવા સાંસારિક જન્મ મરણ વિગેરે ભય દુર કરવાની શ્રીકૃષ્ણપ્રભુ પાસે પ્રાર્થના કરતા આશીર્વાદરૂપ મંગલાચરણ કરે છે તેમજ આજ શ્લોકથી ગ્રંથનો પ્રારંભ પણ કરે છે "बालोऽपीति" અર્થાત સાત વર્ષના બાલક હોવા છતાં પણ અતિ મોટા શ્રીગોવર્ધન પર્વતને ધારણ કરવા-વાળા नीलोऽपीति, અર્થાત શ્યામસ્વરૂપ હોવા છતાં હૃદયના અજ્ઞાનરૂપ અંધકારને દુર કરવામાં સમર્થ वीरोऽपीति, અર્થાત હરેક બલવાનોમાં શ્રેષ્ઠ છે તોપણ પોતાના અનન્ય ભક્ત શ્રીગોપકુમારીઓના નયનકટાક્ષોથી વશ થયેલા धीरोऽपीति અર્થાત અનેક વિકાર કારણો રહેતા છતાં પણ નિશ્ચલ એવા શ્રીહરિ અમારા સર્વ સંસારભયને દુર કરો.

૨ આ શ્લોકમાં વસંતતિલકા છંદ છે અને વિરોધાભાસ અલંકાર છે જ્યાં આપાતત વિરોધ જેવું લાગે તે પણ ખરી રીતે જ્યાં વિરોધ નહિ હોય તેને વિરોધાભાસ અલંકાર કહે છે, અને તે શ્લોકના ચારે ચરણોમાં ઝલકી રહ્યો છે અર્થાત બાલક થઈને મહાન પર્વતને ધારણ કરવો, શ્યામસ્વરૂપથી અંધકારને ફેડવું વીરનું બંધાઇ જવું અને નિશ્ચલ થઈ અખિલ ક્રિયા કરવી એ બધું જ પરસ્પર વિરૂદ્ધ દેખાય છે છતાં પણ તે વિરોધ અહીં નથી કારણ કે વેદમાં ઠેકઠેકાણે ભગવાનનું સ્વરૂપ વર્ણવતી

---

१ अणोरणीयान् महतोमहीयान् । २ बलबलवतामस्मि । ३ निष्कलं निष्क्रियं शान्तमितिवाक्यात् । ४ विरोधे भासमाने तु विरोधाभास इष्यते

વખને કહ્યુ છે કે નાનામાં નાની રજ પરમાણુ' ઈત્યાદિ તેજ છે. તથા મોટામા મોટા આકાશાદિ પદાર્થો પણ તેનુજ સ્વરૂપ છે. અથાત્ તે તે પદાર્થો સ્વય પરમાત્મા છે માટે આ અલ કારથી એ ધ્વનિત થાય છે કે પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો એક આધાર પરબ્રહ્મ જ છે

૩ શ્લોકમા ' પ્રદીપ ' શબ્દથી એ પણ માલુમ થાય છે કે સર્વને પ્રેરણા કરનાર, દરેકને પેદા કરનાર તથા દરેકના હૃદયમા રહેતા છતા પણ પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રદીપની માફક નિર્લેપ છે. તેમજ ' गोपतरुणीजनपनाववद्ध ' આ પદથી એ ધ્વનિત થાય છે કે જે દીન નિ સાધન અનન્ય ભક્ત છે તે શુદ્ધાદ્વૈત મતમા ભગવત્પ્રાપ્તિનો અધિકારી છે અને ' स्मृतिमय ' આ પદથી એમ લાગે છે કે સ સાર અને જગત્ બને ભિન્ન ભિન્ન પદાર્થ છે, કેમકે બ્રહ્મસ્વરુપ જગત્થી કોઇને પણ ભય થવો સ ભવતો નથી

૪ પ્રત્યેક ગ્ર થનો આર ભ કરતી વખતે કર્તાએ વિષય, અધિકારી, પ્રયોજન, અને સ બ ધ આ ચાર અનુ બ ધ પહેલા કહેવા જોઈએ નહિ તો નિષ્પ્રયોજન હોવાથી ગ્ર થમા કોઈની પણ પ્રવૃત્તિ ન થાય એ માટે ગ્ર થકારે આ શ્લોકથી 'સ સાર ભય નાશપૂર્વક પ્રભુપ્રાપ્તિ, એ પ્રયોજન, 'નિ સાધન દીન અધિકારી' 'પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સ બ ધ' અને ' શ્રીકૃષ્ણ ભગવાનજ ગ્ર થનો પ્રતિપાદ્ય વિષય ' આ ચારે અનુ બ ધ નિરૂપણ કરી દીધા છે

૫ શ્લોકના કથાભાગથી અને પદોથી એ પણ જણાઈ આવે છે કે આ ગ્ર થમાં જગતૃસ્વરૂપ, અધિકારીસ્વરૂપ, ભગવત્સ્વરૂપ, પુષ્ટિનું સ્વરૂપ, તથા સર્વાત્મભાવસ્વરૂપ આટલા પ્રતિપાદ્ય વિષયો છે

૬ અહીં એ પ્રશ્ન ઉઠે છે કે આપનું એમ કહેવુ છે કે જગત્ બ્રહ્માત્મક છે અને સંસારથી ભિન્ન છે, તે યુકિત તથા શાસ્ત્ર વચનોથી સિદ્ધ થતુ નથી, કારણ કે કેટલાક પ્રતિપક્ષીઓ કહે છે કે આ નજર આગળ દેખાતો પ્રપચ માત્ર અજ્ઞાનથીજ દેખાય છે, ખરી રીતે જોતા તો બ્રહ્મતત્વથી બીજુ કઇ પણ નથી જેમ દોરડીમાં સર્પ કિવા છીપમા ચાંદી તથા સૂર્ય કિરણોથી ચલકતી રેતીમા જેમ જલ ભ્રમથીજ દેખાય છે, વાસ્તવમાં તો રજ્જુ, છીપ, અને રેણુ શિવાય બધુજ મિથ્યા છે, એવીજ રીતે બ્રહ્મમાંજ અવિદ્યા ( ભ્રમ ) ને લીધે આ જગત્ દેખાય છે. ખરી રીતે તો બ્રહ્મને છોડી બીજુ બધુજ મિથ્યા છે છીપને જ્યારે કોઇ વખતે પણ પહેલા જોઇ હતી ત્યારે તેમા ચાદી દેખાતી નહિ હતી અને તે પણ તપાસ કરતા ચાદીનુ ભાન ચાલ્યુ જશે, માટે ફકત વચમાજ ભ્રમને લીધે ચાદીનુ જ્ઞાન થાય છે એવી રીતે આ જગત્ પણ આદિ અને અંતમા અસત્ય અને માત્ર મધ્યમાં શુકિત ( છીપ ) મા જેમ ચાદી ભ્રમથી દેખાય છે તેમ અજ્ઞાનીઓને પોતાની અવિદ્યાથી સત્ય જેવુ લાગે છે કારણ કે ભ્રમવાળી દૃષ્ટિ પ્રમાણ ગણાતી નથી, પણ જેઓ બ્રહ્મજ્ઞાની છે, જેમનુ અજ્ઞાન બીલકુલ નાશ પામ્યુ છે એવા જ્ઞાનીઓને આ જગત્ કંઈ દેખાતુ નથી ફકત બ્રહ્મજ બ્રહ્મ દેખાતુ રહે છે ઉપનિષદ્‌મા પણ કહ્યુ છે કે અહીં [1] જે કઈ તમને અનેક વસ્તુ દેખાય છે તે બધુ કઈ પણ નથી, કેવળ બ્રહ્મજ બ્રહ્મ છે. તેમજ [2] પરબ્રહ્મ જ માયાથી અનેક રૂપે દેખાય છે. જે અહીં [3] બ્રહ્મને છોડી નાનાવસ્તુ જુએ છે તેની અધોગતિ થાય છે. તથા ગીતામાં

१ सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन । २ इन्द्रो मायाभिः पुरुरूप ईयते । ३ तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्मवेद ।

પણ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યુ છે કે જે અસત્ય વસ્તુ જગત ઇત્યાદિ તેની સત્તા કદાપિ થતી નથી, અને જે સદ્‌વસ્તુ આત્મા છે તેનો કોઈ કાળે પણ અભાવ થતો નથી આ સત્ અને અસત્‌નો છેડો જ્ઞાનીઓએ પ્રત્યક્ષ કર્યો છે, માટે જગત્ બ્રહ્મરૂપ અને સત્ય છે એ કહેવુ તદ્દન યુક્તિ તથા શાસ્ત્રોથી વિરૂદ્ધ છે વાસ્તે જ જગત્ તથા સ સારનો ભેદ સિદ્ધ કરવો પણ ફોગટ છે

## જગત્ સ્વરૂપ.

૭ ઠીક છે જગત્ અને સંસાર ઉભય એક છે તો પણ જગત્ અસત્ય છે એ અમે ત્યારે માનીએ કે જ્યારે એ જો યુક્તિ અને શાસ્ત્રથી સિધ્ધ થતુ હોય તો પણ તે તો સિધ્ધ થતું નથી વેદાન્તમા કહ્યુ છે કે 'તે [3]પરમાત્માજ આટલા લાંબા પહોળા થઇ ગયા' 'પરમાત્માજ આ નજર આગળ જણાતુ જગત્ છે' આ બધુ પરબ્રહ્મનુ જ સ્વરૂપ છે. શ્રીહરિ જ [6]સર્વ રૂપે પ્રગટ થાય છે અને પરમાત્માજ ભૂત, વર્તમાન, તથા ભવિષ્ય જગત્ રૂપ છે. તેમ સ્મૃતિ પણ એજ કહે છે કે 'હે પરમાત્મા! આ બધુ જગત આદિ, મધ્ય તથા અંતમાં પણ આપમાજ રહે છે તથા આપજ એ જગત્‌નાં આદિ, મધ્ય તથા અંત છો'' આ શ્રુતિ સ્મૃતિ વિગેરે વાક્યોથી સ્પષ્ટ જણાય છે કે પ્રપંચને ( જગત્ ) ભ ાવા

---

१ नासतो विद्यते भावो नाभावो विद्यते सतः । उभयोरपि दृष्टोऽन्तस्त्वनयो स्तत्त्वदर्शिभिः । २ उपनिषद्भाग । ३ स आत्मानं स्वयमकुरुत । ४ स हैतावानास । ५ स वै सर्वमिदं जगत् । ६ इद सर्वं यदयमात्मा । ७ पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् । ८ त्वय्यग्र आसीत् त्वयि मध्य आसीत् त्वय्यन्त आसीदिदमात्मतन्त्रे त्वमादिरन्तो जगतोऽस्य मध्यं घटस्य मृत्स्नेव परः परस्मात् ॥ श्रीभागवतम् ॥

નેજ બનાવ્યો છે, અને એટલા માટેજ ભગવત્કાર્ય, બ્રહ્મરૂપ તથા સત્ય છે

૮. જ્યારે અમે આ વિશાલ વિશ્વ ઉપર દૃષ્ટિ ફેલાવીએ છીએ ત્યારે મનમાં મહાન વિચાર થઈ આવે છે કે આ વિસ્તીર્ણ દુનીઆ કયા બુદ્ધિમાનનું કાર્ય હોવુ જોઇએ કે જેણે આ અચિંત્ય ન કળી શકાય એવુ જગત્ રચ્યુ ખચિતજ તે મહાન બુદ્ધિમાન હોવો જોઈએ કેમકે આ જગતનુ જ્ઞાન થવુ પણ જ્યારે જીવબુદ્ધિની બહાર છે તો અવશ્ય એનો રચનાર સર્વજ્ઞ હોવો જોઈએ, અને નિશ્ચિત તે દરેકની આદિ, અદ્વિતીય, સમર્થ, સર્વશક્તિમાન, અને મહાન્ ઐશ્વર્યવાન્ છે કારણ કે તેનુ આ વિચિત્ર મહાન્ કાર્યજ તેના પૂર્વોક્ત સ્વરૂપની સાક્ષી પૂરે છે. પ્રાય એવો એક નિયમ છે કે કાયને જોઈ કારણનુ અનુમાન થાય છે જેમ ઘડાને જોઈ તરતજ તેના બનાવનારનુ તથા માટી વિગેરેનુ અનુમાન થઈ જાય છે તેમજ જગત્રૂપ આ અદ્ભુત કાર્યને નિરખી તેના કારણરૂપ સર્વશક્તિ, સવરૂપ, સર્વસમથ, અલૌકિક અને અદ્વિતીય પરમાત્માનુ અનુમાન થઈ આવે છે

૯ વેદમા આપણે સાભળીએ છીએ કે 'પહેલા પરમાત્મા સિવાય કોઇ પણ વસ્તુ હતી નહિ,' તો પછી પરવશ થઈને માનવુ જોઇશે કે આ જગતનુ ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ એક માત્ર પરમાત્માજ છે એજ વાત પૂર્વોક્ત શ્રુતિવાક્યોથી સિધ્ધ થઇ ચૂકી છે કાર્ય તેને કહેવામા આવે છે કે જે ઉત્પન્ન થાય છે અર્થાત્ જેની ઉત્પત્તિ હોય છે જેમ ઘટાદિક બધા પદાર્થો ઉત્પત્તિવાળા છે માટે તે સર્વ કાર્ય કહેવાય છે અને સમવાયિ અથવા ઉપાદાન કારણ તે કહેવાય છે કે જે આદિ,

---

१ सदेव सोम्यदमग्रआसात् ।

મધ્ય, અને અંતમા પણ કાર્યથી વિમુક્ત ન પડે જેમ મૃત્તિકા વિગેરે મૃત્તિકા આદિ મધ્ય અને અંતમા પણ ઘટરૂપ કાર્ય-સાથે મળેલીજ રહે છે તેમજ નિમિત્તકારણ તે કહેવાય કે જે[1] કાર્યની પહેલા રહે અને કાર્યની ઉત્પત્તિમા જેની જરૂર અપેક્ષા હોય. જેમ કુંભાર ચક્ર, ચીવર ( દોરી કાપવાની ) દંડ, ઈત્યાદિ ઘટના નિમિત્ત કારણો છે હવે જ્યારે જગતરૂપ કાર્યનુ ઉપાદાન અને નિમિત્તકારણ બ્રહ્મજ છે તો માનવુ પડશે કે જગત સત્ય અને નિત્ય છે કારણ કે એનુ કારણ બ્રહ્મ નિત્ય તથા સત્ય છે એવો એક નિયમ છે કે જેવુ કારણ હોય તેવુ જ કાર્ય પણ હોય છે

૧૦ અહીં એક એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જ્યારે જગત્ સત્ય તથા નિત્ય છે ત્યારે તો એની ઉત્પત્તિ તથા નાશ પણ ન થવો જોઈએ પરંતુ જગતનો નાશ તથા ઉત્પત્તિ અમે પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ એ કહેવુ ઠીક છે, પણ વિચાર દૃષ્ટિથી માલુમ પડશે કે ઘટમાથી કાંઈ પણ નાશ થતુ નથી. જે અને જેટલી માટીથી ઘટ બન્યો છે તેજ અને તેટલીજ માટી ઘડાના ફુટી જવાથી પણ બરોબર રહે છે અને ઘટ એવુ નામ પણ અન્ય સ્થલે જેવુ ને તેવુ જ વ્યવહારમા આવે છે કારણ કે શબ્દ નિત્ય છે હવે બાકી રહયો આકાર તેની એ વ્યવસ્થા છે કે ઘટના ટુકડા થઈ જવાથી તે સ્પષ્ટ તે આકારમાં નથી જણાતો, પણ જો કોઈ ચતુર આદમી તે બે ચાર ટુકડાને લઈ મેળવી નાખે તો ફરીથી તેજ ઘટનો આકાર જેવોને તેવોજ દેખાવા લાગશે ઘટનાં ફૂટી જવાથી તેનો અસલી આકાર ટુકડાઓમાં વિભક્ત થઈ ગયો છે પરંતુ વિદ્યમાન છે હા, એ જરૂર છે કે જેમ જેમ

૧ कार्यनियतपूर्ववृत्ति कारणम् ।

ઘડાના ટુકડાઓ સૂક્ષ્મ થતા જશે તેમ તેમ આકાર પણ સૂક્ષ્મ થતો જશે પણ એથી કઇ તેનો અત્યતાભાવ થતોનથી અગર તેનો અત્યત અભાવ થઈ જતો હોય તો પછી હજારો ઉપાયોથી તેની ઉત્પત્તિ ન થાય કારણ કે કોઈ પણ ચતુર માણસ શુ શશશૃગને પેદા કરી શકે છે ? અથવા આકાશમા કુસુમના ગુચ્છાઓ લગાવી શકે ખરો ? કદિ નહિં કારણ કે જગતમા તેનો અત્યતાભાવ છે અમે તો એ પણ કહી દઇએ છીએ કે કોઈ પણ પદાર્થનો અભાવ ક્યારે પણ થતો જ નથી કારણ કે વેદમા કહ્યુ છે કે સર્વ વસ્તુ સર્વમય છે' તો પછી જે ભૂતલ ઉપરથી ઘડો ઉઠાવી લેવામા આવ્યો છે ત્યા પણ પૂર્વોક્ત શ્રુતિ મુજબ તૃણરૂપથી આકાશરૂપે કે ભૂતલરૂપથી ઘટ વિદ્યમાનજ છે માટે કોઈપણ પદાર્થનો અભાવ થઈ શકતે નથી અહીં અગર એમ કહો કે વસ્તુનો અભાવ થતોજ નથી તો તે તે વસ્તુ દેખાતી કેમ નથી ? તો તેનો ઉત્તર એજ છે કે કેટલાએક કારણોને લઈ તે વસ્તુ ત્યાં દેખાતી નથી વસ્તુના દર્શનમાત્રથી તે વસ્તુની સત્તા માનવી તથા દર્શન ન થવાથી તે વસ્તુનો અભાવ માની લેવો એવા નિયમનું અવલબન કરતા મહાન્ આપત્તિ ભોગવવી પડે, માટે જે જણાતું નથી તે અસત્ય છે એવુ તો કોઈપણ રીતે નહિ કહી શકાય વસ્તુ ન દેખાવાના કેટલાક કારણો અમે આગળ જઈ જણાવીશુ

૧૧ અહીં એ બાધા આવી પડે છે કે ભલે અત્યતાભાવ, પ્રાગભાવ, તથા ધ્વસાભાવ આપ નહિ માનો તે ઠીક છે, પરંતુ અન્યોન્યાભાવ તો જરૂર માનવોજ પડશે અગર અન્યોન્યાભાવ પણ ન માનો તો સર્વ વસ્તુમા સર્વ હોવાથી ઘટનુ જલાહરણાદિ

૧ સર્વં સર્વમયમ । શ્રુતિ

જે કામ તે પટથી પણુ થવુ જોઇએ, અને પટનુ જે આચ્છાદનરૂપ કાર્ય તે ઘટથી થવુ જોઇએ આ આપનુ કહેવુ ઉચિત છે; પણ આપ વિચાર કરો કે શ્રુતિ સ્વતંત્ર પ્રમાણ છે અને તે સર્વનું સર્વરૂપ બતાવી રહી છે શુ તેનાથી આપને કંઇ લેવુ દેવું છે? કંઈ પણ નહિ તો પછી આપને અન્યથાનુપપત્તિપ્રમાણદ્વારા માનવુ પડશે કે ઈશ્વરે વેદસિધ્ધ પોતાની ઈચ્છાથી પટમા અન્ય સર્વ ઘટાદિ પદાર્થોના તે તે જલાહરણાદિ ક્રિયા કરવાવાળી સર્વ શક્તિઓનો તિરોભાવ કર્યો છે, તથા એક માત્ર આચ્છાદન કરવાની શક્તિનોજ આવિર્ભાવ કર્યો છે બીજી સમગ્ર શક્તિઓનો તિરોભાવ કર્યા શિવાય ભગવાનની બહુ થવાની ઇચ્છા પાર પડી શકતી નથી માટે માનવુ પડશે કે પરમાત્માએ પેતેજ રચેલાં આ ક્રીડાસ્થલરૂપ જગત્‌ને પોતાના ઇષ્ટ સમય સુધી નિયમિતરૂપે ચાલવા માટે જગત્‌મા રહેલાં તે તે પદાર્થોમા તેનાથી અન્ય સર્વ શક્તિઓનો તિરોભાવ કરી રાખ્યો છે માટે ઘટાદિનુ કાર્ય પટાદિથી, અને પટાદિનુ કાય ઘટાદિથી સરી જતુ નથી. સામાન્ય રીતે સ્પષ્ટ પ્રતીતિને આવિર્ભાવ કહે છે, અને અદર્શન થવાનેજ તિરોભાવ કહે છે

૧૨ બ્રહ્મસૂત્રોમા એ સ્પષ્ટ કહ્યુ છે કે બ્રહ્મજ જગદ્રૂપ કાર્યથી અવિકૃત પરિણામને પ્રાપ્ત થાય છે. અમે ઉક્તવાતને અવિકૃત પરિણામ નિરૂપણમાં સુદર રીતે સ્પષ્ટ કરીશુ જેવી રીતે વાષ્ટત (ઘડી કરેલો) પટ બધો બરોબર ગ્રહણ (જોવામા) કરવામા આવતો નથી પરંતુ તેજ પટની ઘડી ખોલી નાખવાથી સાફ સાફ બધોજ બરોબર જણાઇ આવશે તેવીજ રીતે સર્વ કારણ બ્રહ્મ પોતાની ઇચ્છાથી જ્યારે કાર્યરૂપમા આવે છે ત્યારે ઠીક રીતે ગ્રહણ કરવામા આવે છે, અને જ્યારે યથેષ્ટ કાલ સુધી

તે અવસ્થામા રહીને ફરીથી કારણાવસ્થામા આવી મળે છે તો સ્પષ્ટરૂપે ગ્રહણ કરાતુ નથી અજ્ઞાની લોક જગતની ઉત્પત્તિ અને નાશ માની બેસે છે, પણ ખરી રીતે જોતા જગતનો આવિર્ભાવ તથા તિરોભાવજ થતો રહે છે એ વાત શ્રીવિષ્ણુપુરાણમા કહી છે.

तदेतद् नय नित्य जगन्मुनिवराखिलम् ।
आविर्भावतिरोभावजन्मनाशविकल्पवत् ॥

હે મુનિવર! આ બધુ જગત્ અક્ષય છે અને સત્ય છે તથા આવિર્ભાવ અને તિરોભાવરૂપ જન્મનાશવાળુ છે એજ પ્રમાણે શ્રીમદ્ ભાગવતના તૃતીયસ્કધમા પણ કહ્યુ છે —

विश्वहि ब्रह्मतन्मात्र सस्थित विष्णुमायया ।
यथेदानीं तथाचाग्रे पश्चादप्येतदीदृशम् ॥ भा त
मनसा वचसा दृष्ट्या गृह्यतेऽन्यैरपीन्द्रियै ।
अहमेव न मत्तोऽन्यदिति बुध्यध्वमजसा ॥ भा तृ अ ३१श्लो ४४
जीवस्यानुगतो देहो भूतेन्द्रियमनोमय ।
तन्निरोधस्तु मरणमाविर्भावस्तु सभव ॥ ४४ ॥
द्रव्योपलब्धि स्थानस्य द्रव्येक्षायोग्यता यदा ।
तत्पञ्चत्वमहमानादुत्पत्ति द्रव्यदर्शनम् ॥ ४५ ॥
यथाक्ष्णो द्रव्यावयवदर्शनायोग्यता यदा ।
तदेव चक्षुषाद्रष्टुद्रष्टृत्वायोग्यताऽनया ॥ ४६ ॥

અર્થાત્, આ સમગ્ર જગત્ માયાના સબધથી રહિત બ્રહ્મ જ છે અને ભગવાનની શકિતથી રહેલુ છે જેવી રીતે હમણા છે તેવી જ રીતે પહેલા અને પછ તે રહશે મન, વાણી અને દૃષ્ટિથી જે કઇ ગ્રહણ કરાય છે તે સર્વ હુ જ છુ મારાથી ભિન્ન કઇ પણ નથી એમ તુ સક્ષેપથી જાણ [1]પચમહાભૂત, દશે ઇંદ્રિય,

[1] પૃથ્વ જળ, તજ, વાયુ, આકાશ । ૨ પાણિ, પાદ, ગુદ, લિંગ અને વાણી—પાચ કર્મેન્દ્રિય । નેત્ર, શ્રોત્ર, નાસિકા, જિહ્વા, ત્વક્-પાંચ જ્ઞાનેન્દ્રિય ।

અને મનથી બનેલો આ દેહ જીવથી ધારણ કરાયો છે એનો તિરોભાવ તે મરણ, અને આવિર્ભાવ તે ઉત્પત્તિ કહેવાય છે દ્રવ્યોપલબ્ધિસ્થાન એટલે કારણ, તે જ્યારે કાર્યનુ દર્શન કરાવવાને સમર્થ હોય છે ત્યારે તેને ઉત્પન્ન થયુ એમ લોકો કહે છે જેમ, જ્યારે કાર્યની દર્શનયોગ્ય સ્થિતિ નથી રહેતી ત્યારે જોવાવાળામાં તથા તેનાં નેત્રમા ( તેજ દ્રવ્યમાત્રને માટે ) તે દ્રષ્ટૃત્વ ધર્મ પણ નથી રહેતો માટે વસ્તુદર્શન અથવા તદભાવથીજ સત્તા અથવા તદભાવનો નિર્ણય કરવો એ ખરેખર ભુલ ભરેલુ જ કહેવાય

૧૩ ખરી રીતે પ્રત્યેક પદાર્થ કોઈને કોઇ અવસ્થામા જરૂર વિદ્યમાનજ રહે છે માત્ર અવસ્થાનાંજ ફેરફારથી પદાર્થ ઉત્પન્ન થયો અથવા એ પૂર્વથી જૂદો છે એમ કહી શકાય નહિ અગર અવસ્થાના બદલવાથીજ સર્વ પદાર્થો બદલાતા હોય તો સુનેલો માણસ જ્યારે જાગે છે ત્યારે તે જાગ્રત દશામાં આવેલો મનુષ્ય પૂર્વાવસ્થાથી જુદો છે એમ માનવુ જોઈશે મારા ધારવા પ્રમાણે આવી રીતે અવસ્થા ભેદથી વસ્તુભેદ માનવાવાળા મહાશયોને પોતાની સ્ત્રીઓને પણ વખતોવખત અસતી માનવાનુ સાહસ વ્હોરી લેવુ પડશે જ્યારે બધુ જ જગત્ સત્ય છે તો પછી ' नासतो ' વિગેરે શ્રીગીતાવચનનો પણ અર્થ સર્વસામાન્ય કહે છે તે નથી પરતુ તેનો અર્થ એ છે કે જે અસત્ય પદાર્થ છે તેનો ભાવ ( સત્તા ) થઈ શકતો નથી, જેમ શશશૃગ અને જે સત્ પદાર્થ છે તેનો કદાપિ નાશ થતો નથી જેમ બ્રહ્માત્મક જગત, માટે ભગવત્સમવાયી હોવાથી તથા બ્રહ્મરૂપ હોવાથી જગત સત્ય છે લોકમાં એવો એક નિયમ છે કે જેવુ સુવર્ણ હોય છે તેવુ જ કટક કુડલ વિગેરે તેનું કાર્ય હોય છે યદિ

પટરૂપ કાયનુ કારણ તતુઓ જેવા બારીક તથા શ્વેત હશે તો જરૂર તેનુ કાર્યપટ પણ તેવોજ બારીક અને શ્વેત બનશે એવીજ રીતે સર્વ કારણ બ્રહ્મ નિત્ય છે તો તેનુ કાર્ય જગત્ પણ નિત્યજ છે એમ સમજવુ

૧૪ કેટલાક વેદાન્તીઓ એમ કહે છે કે 'એકમા બીજાના અભાવનેજ ભેદ કહે છે અને એજ અભાવરૂપ ભેદ પ્રત્યક્ષથી ગ્રહણ કરી શકાતો નથી, અર્થાત્ આંખોથી જણાતો નથી. જ્યારે ભેદ આખોથી જણાતો નથી તો સમજો કે એવા નાનાભેદો પણ પ્રત્યક્ષ ગ્રાહ્ય નથી જ્યારે નાનાભેદ પ્રત્યક્ષ ન હોવાથી અસત્ય છે જુઠો છે તો પછી વેદ અને પ્રત્યક્ષમા કોઇપણ વિરોધ નથી. કારણ, વેદ પણ એજ કથે છે કે 'આ બધુ બ્રહ્મજ બ્રહ્મ છે. નાના ભેદ બધો જુઠો છે' તો એ સિધ્ધ હવે થયુ કે નાના ભેદવાળુ આ જગત્ અસત્ય છે, માત્ર એક બ્રહ્મજ સત્ય છે

૧૫. આવુ કેહવુ માત્ર તે લોકોનુ સાહસજ છે કારણ કે અભાવરૂપ ભેદ ગ્રહણ કરાય છે કે નાહ તેનો શાસ્ત્રાર્થ કરવા અત્રે અમે માગતા નથી, પરતુ એમ કહીએ છીએ કે એક બીજાથી જુદા નીલ, પીત, કટુ મધુર, શીતલ તથા ઉષ્ણ વિગેરે સવ પદાર્થોનુ પ્રત્યક્ષ થાય છે કે નહિ ? અગર થાય છે એમ કહો તો જરૂર તેઓનો પરસ્પર ભેદ માનવોજ પડશે કેટલાક નીલ, પીત, વિગેરે પદાર્થો ભેદરૂપ નથી, પરતુ તેઓનો ધર્મ પરસ્પર ભેદરૂપ છે તે અભાવરૂપ ધર્મનો ભેદ નાહ હોય તો પણ નીલ, પીત વિગેરે ધર્મીના ભેદ અનુપપન્ન થઇ શકતા નથી માટે નીલપીતાદિગુણ તથા પૃથ્વી, જલ ઇત્યાદિ દ્રવ્યોનુ પ્રત્યક્ષદ્વારા

---

૧ માયાવાદી। ૨ सर्वं खल्विदं ब्रह्मनेह नानास्ति किंचन ।

ગ્રહણ થતા છતા પણ જગત્‌ને અસત્ય કહેવુ એ સ્પષ્ટ પ્રત્યક્ષ-વિરૂધ્ધ છે. 'सर्वं खल्विदं ब्रह्म' વિગેરે શ્રુતિઓનો તો એવો અર્થ થાય છે કે જેમ દૂરથી વડનુ ઝાડ જોનાર તેની જટા, શાખા, વિગેરેને જુદા જુદા વૃક્ષો માની આ અનેક વૃક્ષો છે એમ કહેવા લાગે છે પણ જેણે પાસે જઈ તેને જોયુ છે, તે તો કહેશે કે ભાઈ! આ નાના વૃક્ષો નથી, પરંતુ એકજ વટવૃક્ષનો જટા, શાખાદ્વારા પરિણામ થયો છે, માટે એકજ વૃક્ષ છે એવીજ રીતે વેદ ભગવાન્ પણ અજ્ઞલોકોને સમજાવે છે કે આ આખ આગળ દેખાતા અનેક પદાર્થો એક બ્રહ્મનોજ નાનારૂપે થયેલો પરિણામ છે સર્વ બ્રહ્મ જ છે. નાના બીજુ કંઇએ નથી.

૧૬ કેટલાક[1] વાદીઓ કહે છે કે આ જગત્ અવિદ્યાથી બનેલુ છે, અને તે અવિદ્યા ( અજ્ઞાન ) અનિર્વચનીય છે અર્થાત્ સત્ અને અસત્ બન્નેથી જુદી હોવાથી અકથનીય છે આ અનિર્વચનીય અવિદ્યાનુ કાર્યજ આ વિશાલ જગત્ છે માટે એ પણ અનિવચનીય છે અર્થાત્ સત્ અને અસત્‌થી ભિન્ન છે જેમ શુક્તિમા ( છીપમા ) રજત ( ચાંદીનું ) ભાન થાય છે. એ માટે તો તે વખતે તેને જુઠુ કહી શકતા નથી તેમજ ઠીક રીતે બરોબર જોયા બાદ તે રહેતું નથી, માટે સત્ય પણ નથી. એવીજ રીતે અમે જગત્‌ને અસત્ય પણ કહી શક્તા નથી કેમકે પ્રત્યક્ષથી એનું ગ્રહણ થાય છે અને સત્ય પણ નહીં કહી શકાય કારણ કે આત્મજ્ઞાનથી એનો બાધ થઇ જાય છે માટે જગત્ સત્યાસત્ય હોવાથા અનિર્વચનીય છે અને એટલાજ માટે અર્થાત્ અવિદ્યા કાર્ય હોવાથી મિથ્યા છે જેમ રજ્જુમા સર્પનુ જ્ઞાન ભ્રમથી ( અજ્ઞાનથી ) થાય છે વાસ્તવમાં સર્પ છેજ નહિ એવીજ રીતે

1 युक्तयतरथा बोलनावाला वादीओ ।

અધિષ્ઠાન બ્રહ્મમાં અવિદ્યાથી જગત પ્રતીત થવા લાગે છે, ખરી રીતે તો બ્રહ્મ સિવાય બીજું બધુંજ મિથ્યા છે

૧૭ પહેલ વહેલા આજ વાકય અસ ગત જેવુ લાગે છે કારણ કે જગત્ અનિર્વચનીય છે તો તેને મિથ્યા નહિ કહી શકાય અને અગર મિથ્યા છે તો અનિર્વચનીય નહિ થઈ શકે કોઈ પણ ઠેકાણે એકજ પદાર્થ અનિર્વચનીય તથા મિથ્યા જોયો નથી અસ્તુ ( ખેર ) અગર માની લઇએ કે જગત્ અનિર્વચનીય તથા મિથ્યા બ ને છે તો પણ બની શકતુ નથી, કારણ કે આપ એને અવિદ્ય નુ કાર્ય બનાવો છો એ ઠીક છે, પણ કહો તો ખરા કે એ અવિદ્યા કોને છે? જીવને તો થઈ શકે નહિ કારણ કે આપના મતમા બ્રહ્મ સિવાય કોઈ પણ અતિરિકત જીવ પદાર્થજ નથી અગર જીવને ભિન્ન પદાર્થ માનશો તો દ્વૈતાપત્તિ થશે એ કહેવાથી તો સારા માણસોને પણ હસવુ આવ્યા વગર નહિ રહે કે બ્રહ્મને અવિદ્યાનો સબધ થયો છે કયા વિશુદ્ધ વિદ્યાસ્વરૂપ બ્રહ્મ, અને કયા મલિનસ્વરૂપ અવિદ્યા ' એ ઉભયનો સબધજ બની શકે તેમ નથી સૂર્યના ઝગઝગતા પ્રગાઢ તેજમા અધકારની સત્તા બીલકુલજ અસભવિત છે અને તે અવિદ્યા આદિ છે અથવા અનાદિ? યદિ આદિ માનો તો એનો કર્તા અર્થાત્ બ્રહ્મને માનવો પડશે તો પછી બ્રહ્મને કર્તા માનવાની આપત્તિ શિરપર આવી નડવાની અને અગર અવિદ્યાને અનાદિ માની લેશો તો દ્વૈતાપત્તિ ગળે પડશે માટે ' અવિદ્યાથી જગત જણાય છે' એ યુકિતથી સિદ્ધ થતુ નથી હવે રહી અનિર્વચનીયતાની વાત, તે પણ માત્ર મુખમધુરજ છે કારણ કે જ્યારે જગત્ સત્ય નથી તો જરૂર અસત્ય છે અને અગર અસત્ય નથી તો જરૂર સત્ય હોવુ જોઇએ બનેથી તૃતીય રીતિ થઈ શકતી

નથી સત્ય તથા અસત્ય જ્ઞાનમા જ્યા સુધી એક બીજાનો એક બીજાથી ઉપમર્દ ન થાય ત્યાં સુધી ઉભયમાંથી એક પણ જ્ઞાન કદાપિ બુધ્ધિપર સ્થિર રહેશે નહિ સત્ય તથા અસત્ય એ બને જ્ઞાન એકજ વખતે બુધ્ધિમા આવે એ તો પુરેપુરૂં અસભવિત છે માટે જગત્‌ને અનિર્વચનીય નહિ કહી શકાય કદાચ એમ કહો કે જે પદાર્થ કોઇપણ કાલે ન જણાય તે અસત્‌ છે જેમ શશલાનુ શીંગડુ, અને જે દેખાયા બાદ કયારે પણ બાધિત ન થાય તે સત્‌ છે, જેમ આત્મા પરતુ જગત્‌ તો પ્રતીત પણ થાય છે અને જ્ઞાનદ્વારા બાધિત પણ થાય છે, માટે સત તથા અસત્‌ ઉભયથી વિલક્ષણ હોવાથી અનિર્વચનીય છે

૧૮ પરતુ એ પણ ઠીક નથી કારણ કે એમા લોક વિરોધ ખુલી રીતે જણાઈ આવે છે એ કહેવુ ઠીક છે કે છીપમા ચાદીનુ ભાન અને રજ્જુમા સર્પનુ ભાન થોડીવાર દેખાઈ પછી બાધન થાય છે પરતુ લોકમા એની અસદ્રૂપે પ્રસિધ્ધિ છે જેમ શશશૃગ અસત્‌ પ્રસિધ્ધ છે તેમ લોકમા રજ્જુસર્પ તથા શુકિતરજત બને અસદ્રૂપે પ્રસિદ્ધ છે અસત્યની પ્રસિધ્ધિમા ત્રણે સરખા છે હવે પ્રપચ પણ જો એવી રીતે જણાઇ પછી બાધિત થતો હોય તો તે પણ લોકાનુરોધથી રજ્જુસર્પના માફક માત્ર મિથ્યાજ કહી શકાશે, પરતુ અનિર્વાચ્ય નહિ કહી શકાય ખેર, પણ જો લોકાનુરોધને પણ ઠોકર મારો એમ કહો કે જેમ વૃધ્ધિ શબ્દનો લોકમા વધવુ એ અર્થમા વ્યવહાર કરાય છે પરતુ વૈયાકરણ લોક એનો પોતાનો સકેતિત ( આ, ઐ, ઔ ) એ અર્થમા વ્યવહાર કરે છે, એવીજ રીતે જો કે જગત્‌નો પણ પ્રતીતિ બાધિત હોવાથી લોકમા મિથ્યા છે છતા પણ અમે એનો અર્થ અનિર્વાચ્ય શબ્દથી કરીએ છીએ, પરતુ એ કથન

પણ રમ્ય નથી કારણ કે કોઇ પણ યુક્તિથી પ્રપચનો બાધ થઇ શકતો નથી જ્યા સુધી ઇંદ્રિયસહિત સદેહ જીવ છે, ત્યાં સુધી તો પ્રત્યક્ષગૃહીત હોવાથી બાધ થવો સભવિત નથી અને મુક્તાવસ્થામા ઇંદ્રિયો, અતકરણ વિગેરેથી વિયુક્ત હોવાથી પ્રપચનુ બાધજ્ઞાન થવુ બીલકુલજ દુર છે

યદિ જીવન્મુક્તને પ્રપચનુ બાધ જ્ઞાન થાય છે એમ કહો તો પણ કાર્ય ન સરશે કારણ કે જીવન્મુક્તને બ્રહ્મજ્ઞાનસિવાય બીજુ કંઇ પણ જ્ઞાન હોતુ જ નથી અથવા સમગ્ર ઇંદ્રિયગણ બ્રહ્મમાં જઈ મળવાથી પ્રપચના અભાવનુ જ્ઞાનજ ન થશે માટે બાધક જ્ઞાન વગર પ્રપચ અસત્ય છે એ કહી શકાય નહિ કેટલાક વાદીઓ કહે છે કે, ' ભલે જગત્નુ કારણ બ્રહ્મ માનો પણ એનુ ( જગત્નુ ) સત્યત્વ તો સાખી શકાય તેમ નથી કારણ કે કારક-વ્યાપારની પહેલાં કારણમા કાર્ય જણાતુ નથી જેમ કારક, ( કર્તા-કુભાર ) દડ, ચક્ર, ઇત્યાદિ દ્વારા જ્યાં સુધી ક્રિયા, નથી કરતો ત્યા સુધી માટીમા કાર્ય-ઘટાદિ દેખાતુ નથી, માટે તે અસત્ છે તેમજ સૃષ્ટિની પહેલા જગત્ પણ સાભળવામા નથી આવતુ માટે તે અસત્ય છે ' એ પણ ઠીક કથન નથી, કારણકે જે અસત પદાર્થ છે તે કદાપિ ક્રિયાગોચર નથી હોતો અર્થાત અસત્ય પદાર્થને માટે કોઇ પણ ક્રિયા કરતું નથી અને ક્રિયા કરી તે અસત્ પદાર્થની ઉત્પત્તિ પણ કોઇ કરી શકતુ નથી. શું આકાશકુસુમ, શશશૃગ, કૂર્મરોમ, વિગેરે અસત્ પદાર્થોને કદાપિ કોઇએ ઉત્પન્ન થતા જોયા છે? અથવા કોઇ પણ બુદ્ધિમાનને અને માટે ક્રિયા કરતો જોયો છે? અત લોકો સત્ય પદાર્થને માટે જ ઉદ્યોગ કરે છે બધા ઘટ પટાદિને માટેજ ઉદ્યોગ

કરે છે માટે મૃત્તિકાદિમા કારકવ્યાપારની પહેલા પણ ઘટાદિ કાર્ય હાજરજ છે જો ન હોય તો કોઈ પણ એને પેદા કરવાની કોશીશ ન કરે તે માટે જગતરૂપ કાર્ય સૃષ્ટિની પણ પહેલા સ્થિત છે એમ માનવુ જ જોઈએ. એજ વાત नासद्रुत्पादो नृश्रृगवत् ' अ १ सू ११४ અર્થાત્ જેમ માણસને માથે શિગ ઉગતું નથી તેમ અસત્ પદાર્થની ઉત્પત્તિ થઇ શકિત નથી, એમ આ સાંખ્ય સૂત્રમાં કહ્યુ છે અગર અસત્‌ની પણ ઉત્પત્તિ થતી હોય તો દુધથીજ દહિ, માટીથીજ ઘડો, તંતુઓથીજ પટ થાય છે વિગેરે નિયમો શા વાસ્તે? વાયુ, આકાશ વિગેરે પદાર્થોથી પણ ઘટપટાદિ બનવા જોઇએ કારણકે અસત્યપણું સર્વત્ર સમાનજ છે, પણ તેવુ તો કદાપિ બનતુ નથી

૧૯ ઘટ બનાવનાર મૃત્તિકાનેજ તે તે ( ઘટાદિ ) કાર્ય બનાવતી વખતે લે છે, પટ બનાવનાર તે પટાદિ કાર્ય બનાવવા માટે તે વખતે તંતુઓનેજ ગ્રહણ કરે છે તથા દહિની ઇચ્છા રાખનાર દુધનેજ લઇ મેળવે છે માટે જણાઇ આવે છે કે ઘટ, પટ, ઇત્યાદિ કાર્યોના તે તે નિયમિત કારણોમાં તે તે કાર્યો પહેલેથીજ વિદ્યમાન છે, પરંતુ એટલુ છે કે તે સમયે તિરોભૂત અવસ્થામા છે કર્તાનો વ્યાપાર થયા બાદ તુરતજ તે કાર્ય સ્પષ્ટ જણાવા લાગે છે પરંતુ કંઈ અપૂર્વની ઉત્પત્તિ થતી નથી જેમ તલમા તેલ, ડાંગરમાં ચોખા, ગાયમા દુધ, દુધમા દહિ અને તેમા ઘી પ્રથમથીજ વિદ્યમાન છે પરંતુ તિરોભૂત છે બાદ કર્તાના

१ यदसत् तन्न क्रियागोचर शशविषाणादिवत् यदि प्रागुत्पत्ते कार्यमसत् स्यात् शशविषाणवत्स्यात् तदपि न क्रियागोचर स्यात् अपितु तद्विपरीतमत प्रागुत्पत्तेरपि सदेवकार्यम् । यदि प्रागुत्पत्ते कार्यमसत स्यात् दध्यर्थिभि क्षीर, घटार्थिभि मृत् पटार्थिभिश्च तन्तवो नोपादीयेरन् । असत्त्वस्य सर्वत्रतुल्यत्वात् सांख्यप्रकाशे श्रीपुरुषोत्तमाचार्या । २-१-१८

આધારથીજ સ્પષ્ટ દેખાવા લાગે છે તેવીજ રીતે કારણ બ્રહ્મમાં કાર્યરૂપ જગત્ નિત્ય અવ્યાકૃત અવસ્થામા રહેજ છે જ્યારે બ્રહ્મ પોતાની ઇચ્છાથી અવિકૃત પરિણામને પ્રાપ્ત થાય છે, ત્યારે જગત્ ખુલી રીતે ગ્રહણ કરાય છે તથા વ્યવહરાય છે

૨૦ અંહીં એક પ્રશ્ન ઉઠે છે કે દહિં ઇત્યાદિનુ કારણ દુધ અનેક અવયવવળુ છે તો દહિ વિગેરે કાર્ય, તેના અર્થાત્ દુગ્ધ રૂપ કારણના સર્વ અવયવોમા મળીને રહે છે? અથવા કારણના પ્રત્યેક અલગ અલગ અવયવમા રહે છે? જો કારણમા મળીને રહેતું હોય તો પછી કારણનુ જ્ઞાનજ ન થવુ જોઈએ કારણ કે કારણમા મળીને રહેવાવાળા કાર્યએ તેને ઢાકી રાખ્યુ છે

એવો એક નિયમ છે કે કોઇએક વસ્તુથી ઢકાયલી અન્ય વસ્તુ દેખાતી નથી અને જેમ દહિ થઇ જવ થો દુધનો નાશ થઈ જાય છે એવીજ રીતે કાર્યોત્પત્તિની પછી કારણનો પણ નાશ થઈ જવો જોઇએ અને અગર કહો કે કારણના પ્રત્યેક અવયવમા કાર્ય રહે છે ત્યારે તો દુધ અવસ્થામા દહી દેખાવુ જોઇએ અને એવુ જોવામા આવતુ નથી માત્ર નર્યું દુધજ દૃષ્ટિગોચર થાય છે માટે કયાય પણ દુગ્ધઅવસ્થામા દહિ ન દેખાવાથી માત્ર દુગ્ધનાજ દર્શનથી માલુમ પડે છે કે કારણજ સત્ય છે, અને કાર્ય અસત્ય છે,

---

१ ननु कारणेऽवयविनि किं व्यासज्य कार्यं तिष्ठत्युत तदवयवेषु प्रत्येकम्। आद्ये कारणप्रतीतिरेव न स्यात् कार्येण व्यवहितत्वात्। उत्पत्त्यनन्तरं च कारणं नश्येत दध्ना दुग्धवत्। द्वितीये तु दध्यवस्थायामपि दुग्धं प्रतीयेत तत्तु न प्रतीयते। अत उभयथाऽपि वक्तुमशक्यत्वादसदेव कार्यं तत्राह। इदं तत्राशङ्क्येत यदि कारणातिरिक्तं तस्य स्वरूपं स्यात् कारणमेव तु कार्याकारेण परिणमत्य. पूर्वावस्थायां कारणरूपमेव तदिति सुस्थिरम्। भाष्यप्रकाशे श्रीपुरुषोत्तमाचार्याः।

૨૧ તો એનો ઉત્તર એ છે કે એ આપની શંકા ત્યા થઇ શકે કે જ્યા કારણથી જુદુ કાર્યનુ સ્વરૂપ હોય, પરતુ અહીં તો કારણથી જુદુ કાર્ય છેજ નહિ, કિંતુ કારણજ કાર્યાકારથી પરિણત થયુ છે દધિ અને દુગ્ધનુ સ્વરૂપ ભિન્નભિન્ન જણાય છે માટે ત્યા આ શકા થઇ શકે છે, પણ ઘટ અને મૃત્તિકામા આ પ્રશ્ન થઇ શકતો નથી કેમકે ઘટરૂપે મૃત્તિકા પરિણત થતી છતા પણ પોતાનુ ( મૃત્તિકાનુ ) સ્વરૂપ બદલાતુ નથી મૃત્તિકાજ ઘટરૂપકાર્યના આકારથી બીજી અવસ્થાને પ્રાપ્ત થય છે માટે ઘટાદિ કાર્ય તે અવસ્થામા પણ મૃત્તિકારૂપ હોવાથી સત્ય છે મૃત્તિકાવસ્થામા પણ ઘટ કારણરૂપથી હાજરજ છે જેમ દહિમા ઘી છે, પરતુ તે દહિરૂપથી છે, અર્થાત કારણરૂપે છે કેવલ તેની અભિવ્યકિત ( સ્પષ્ટપણું ) બાકી છે એવીજ રીતે મૃત્તિકારૂપ કારણમા ઘટરૂપકાર્ય વિદ્યમાન છે, પણ તે કારણાવસ્થાથી રહે છે, માટે ઘટ જણાતા નથી. બાહ્ય કારકવ્યાપાર થવાથી સ્પષ્ટ દેખાવા લાગે છે

૨૨ યદિ' કહોકે મૃદવસ્થામા ઘટાદિ કાર્ય જણાતુ નથી માટે તે અસત્ય છે તો પણ ઠીક નહિ, કારણકે માત્ર વસ્તુના અદર્શનથીજ તેનુ અસત્યત્વ કહી શકાય નહિ કેટલાક અમુક કારણોથી કેટલીક સદ્વસ્તુ પણ દેખાતી નથી જેમ અતિ દૂર આકાશમા ઉડતા કબુતર વિગેરે પક્ષીઓ અત્યત દૂર હોવાથી દેખતાં નથી અથવા અતિ દુર હોવાથી લડન આદિ શહેરો પણ આંખોથી જણાતા નથી. અત્યત સમીપ હોવાથી નેત્રમા આજેલુ કાજળ, અતિસૂક્ષ્મ હોવાથી પરમાણુ અને વચમા કાઇપણ

---

१ अतिदूरात्सामीप्यादिन्द्रियघातान्मनोऽनवस्थानात् । सौक्ष्म्याद् व्यवधानादभिभवात्समानाभिहाराच्च । साङ्ख्यतत्त्वकौमुदी ।

આડ હોવાથી રાજદ્વારા ઇત્યાદિ, અભિભવ હોવાથી (દબાઈ જવાથી) દિવસમાં તારા વિગેરે, સમાન સંગમ હોવાથી જલમાં વર્ષાનાં બિંદુઓ, અને અસ્પષ્ટ હોવાથી દધિમાં ઘૃત વિગેરે પદાર્થો તે તે ઉક્ત કારણોને લીધે વિદ્યમાન હોવા છતાં પણ દૃષ્ટિગોચર થતા નથી, છતાં પણ એ સર્વ પદાર્થો સત્ય છે, અસત્ય નથી. અગર માત્ર વસ્તુના ન દેખાવાથીજ તેની અસત્યતા માનવા લાગો તો એક અંધ માણસથી દેખાતું નથી તે વાસ્તે તેને પણ અમે તમે બધા અસત્ય ઠરાવીશું માટે માનવું જોઇશે કે કારણાવસ્થામા પણ કાર્ય વિદ્યમાન (હાજર) જ છે, પરંતુ તે અસ્પષ્ટ છે એવીજ રીતે સૃષ્ટિની પહેલા પણ આ જગત્ રૂપ કાર્ય વિદ્યમાન રહે છે જ્યારે સર્વકારણનુ પણ કારણ બ્રહ્મ કાર્યના આકારથી પરિણત થાય છે, ત્યારે આ જગત્ સ્પષ્ટ પ્રતીત થવા લાગે છે માટે કાર્યોત્પત્તિની પહેલાં તથા કાર્યનો ધ્વંસ થયા પછી માત્ર પ્રતીતિના અભાવથીજ જે લોકો કાર્યને અસત્ય માનવા લાગી પડે છે તે ખરેખરજ હાસ્યને યોગ્ય છે

૨૩ [1]આવિર્ભાવ અને તિરોભાવ એ બને ભગવાનની શક્તિ છે સ્પષ્ટરૂપે જણાવાને આવિર્ભાવ કહે છે અને ન જણાવાને તિરોભાવ કહે છે એ બને શક્તિ બ્રહ્મથી અભિન્ન છે અને તેને અધીન છે જેમ પ્રકાશશક્તિ સૂર્યથી જુદી નથી અને સૂર્યને વશ પણ છે તે ભગવાન્ વખતોવખત એ પોતાની ઉભય શક્તિઓનો ઉપયોગ કરતા રહે છે

જ્યારે પરમાત્મા આવિર્ભાવશક્તિને ઉપયોગમાં લે છે

---

૧ आविर्भावतिरोभावौ शक्ती वै मुरवैरिणः । श्रीमद्वल्लभाचार्यचरणाः ।

ત્યારે પદાર્થો દેખાવા લાગે છે અને જ્યારે તે તિરોભાવ શકિતને કામમાં લે છે ત્યારે તે વખતે પદાર્થોનુ દર્શન થતુ નથી પોતાની શકિતઓનો કયારે અને કયાં પ્રયોગ કરવો એ તે સર્વતન્ત્રસ્વતન્ત્ર પરમાત્માની ઈચ્છા ઉપર છે છાંદોગ્યોપનિષદના ૨૬ મા ખંડના સાતમાં પ્રપાઠકમા '[1]આત્માથીજ આવિર્ભાવ તથા તિરોભાવ શકિત થઇ' એમ કહ્યુ છે

૨૪ અહીં એવી શંકા થઈ આવે છે કે જ્યારે નિખિલ જગત્ સત્યજ છે તો પછી જગત્‌ને અસત્ય કહેવાવાળા પુરાણવચનોની શી સંગતી થશે ? તો એકહેવુ ઠીક છે પણ જગત્‌મા માયાજન્ય સૃષ્ટિ અલગ માની છે માયા ભગવાનની શકિત છે, અને તેના બે ભેદ છે એક વ્યામોહિકા શકિત અને બીજી આચ્છાદિકા શકિત વ્યામોહિકા માયા જીવને મુગ્ધબનાવે છે અને આચ્છાદિકા શકિત દુનીઆની સત્ય વસ્તુની માફક અસત્ય પદાર્થોને સરજી તેઓને નજર આગળ જણાતા જગતના સત્ય પદાર્થોની આગળ રાખે છે ત્યારે સત્ય પદાર્થોના ગ્રહણની સાથે સાથેજ માયાથી બનેલા તે મિથ્યા પદાર્થોનું પણ ગ્રહણ થઈ જાય છે. માટેજ જીવને સત્યમા અસત્યનુ જ્ઞાન તથા એક બીજાથી જુદાપણાનુ જ્ઞાન, સારુ, નરસુ તથા રાગ દ્વેષ વિગેરે થવા લાગે છે આ તેનુ જ્ઞાન રજ્જુમા સર્પ જ્ઞાનની માફક માત્ર ભ્રમાત્મકજ છે સ્વપ્નસૃષ્ટિ, ઐન્દ્રજાલિક સૃષ્ટિ, એવ ભ્રમાત્મક સૃષ્ટિ એ બધી માયાજન્ય છે પરન્તુ જગત્‌મા રહેવાવાળા સર્વ પદાર્થો બ્રહ્મજન્ય છે એજ માયાજન્ય પદાર્થોનુ વર્ણન તથા અસત્યપણાનુ વર્ણન અન્ય પુરાણોમાં તથા શ્રીમદ્‌ભાગવતના દ્વિતીયસ્કંધના નવમા અધ્યાયમા છે

---

૧ आत्मत आविर्भावतिरोभावावात्मतोन्नमित्यादि । छांदोग्यश्रुति ।

ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो मायां यथाऽऽभासो यथातम ॥

भा स्क १ अ ९

એનો અર્થ ભાષ્યકાર ભગવાન્ શ્રીમદ્દવલ્લભાચાર્યજી પોતે બનાવેલી શ્રીસુબોધિનીજી નામક શ્રીમદ્ ભાગવતની ટીકામા આવી રીતે કરે છે કે, 'પ્રમાણુશિરોભૂત વેદ સમગ્ર જગત્‌ને બ્રહ્મસ્વરૂપ કહે છે. અને બ્રહ્મજ્ઞાની તત્ત્વવેત્તાઓની પ્રતીતિ પણુ તેવીજ છે જગત્ અસત્ય નથી એ પણુ શ્રુતિ, સ્મૃતિ, પુરાણુ, અને યુકિતઓથી સારી રીતે સિદ્ધ કરી ચૂકયા છે તો પછી ભગવચ્છકિતરૂપ માયાથીજ મોહિત જીવની બુદ્ધિ પદાર્થોને અન્યથા જુવે છે, પણુ કંઈ પદાર્થો અન્ય થઈ જતાં નથી એ માનવુ પડશે ભ્રાંત માણસની દૃષ્ટિ અર્થનિયામિકા હોતી નથી, અર્થાત્ પ્રમાણિત કહી શકાતી નથી વિષય ભગવાન્ છે. અને વિષયતા માયાજન્ય પદાર્થ છે. બ્રહ્મને ન જાણુનાર અજ્ઞાની લોકો ભગવદ્રૂપ જગદ્દવર્તિ પદાર્થોનુ દર્શન કરતી વખતે વિષયતાનુ પણુ ગ્રહણુ કરી લે છે જે કારણુથી મનુષ્યને તે સત્ પદાર્થ પણુ અસત્ય જણુાવા લાગે છે જેમ ભ્રમણુ કરતી વખતે પુરૂષને નજર આગળ જણુાતા વૃક્ષાદિ પણુ જાણે ભમતા હોય તેમ લાગે છે વાસ્તવમાં વૃક્ષ ઘુમતુ નથી માત્ર મનુષ્યજ ઘુમે છે અહીં વિષય વૃક્ષ છે અને વિષયતા ભ્રમણુ છે જો કે

१ यद्वस्तुस्वरूपे अन्यथा प्रतिभासते तदात्मनो जीवानां व्यामोहिका माया पूर्वं निरूपिता तस्या कार्यं सा हि जीवं व्यामोहयित्वा तत्सबन्धिनमत करणबुध्या दिकमपि व्यामोहयति तया व्यामोहिता बुध्य पदार्थानन्यथा मन्यते नतु पदार्थो अन्यथा भवति इत्यादि । श्रीसुबोधिनी १-९-३३

તે ભ્રમણરૂપ વિષયતા મનુષ્યમાજ છે પરંતુ તે વૃક્ષમાં દેખાવા લાગે છે એવીજ રીતે અજ્ઞાની પુરૂષોને આત્મામાં રહેલા રાગ દ્વેષ, ભેદભાવ, કુત્સિતત્વાદિ વિષયતા પુરોવર્તિ સત્પદાર્થોમાં જણાવા લાગે છે એજ માયાનુ કાર્ય છે જગત્માં જે કંઈ જન્મમરણ, માઠાપણું, એકમા બીજાનો ભેદ, અબ્રહ્મત્વ, અસત્યત્વ ઈત્યાદિનુ ભાન થાય છે તે બધુ વિષયતાજન્ય છે, અર્થાત્ તેની ઉત્પત્તિ માયાથી છે એ માયા બે પ્રકારની છે, એક આચ્છાદિકા ( સદ્વસ્તુને ઢાકવાવાળી ) અને બીજી અન્યથાપ્રતીતિ. હેતુ ( અન્યથાભાવ કરાવનારી અને મોહ કરાવનારી )

આ ઉભય પ્રકારની માયાનુ નામ છે જગદ્રૂપા. ( જગત્ સમાનાકારા ) આ જરૂરથી ધ્યાનમા રાખવુ કે વિષયતાથી થયેલુ જ્ઞાન ભ્રમ છે, અને વિષયજન્ય જ્ઞાન યથાર્થાનુભવ એટલે સત્ય છે એ બને વિષયતાનુ વર્ણન શ્રીવેદવ્યાસજી ' ऋतेऽर्थं ' આ શ્લોકમા કરે છે

૨૫ "अर्थे ऋते—अर्थविना, यत् प्रतीयते तत् तामिति यावत्, आत्मन परमात्मन मायां अन्यथाप्रतीतिहेतुरूपाम्, विद्यात् जानीयात्, यच्च आत्मनि भगवद्रूपे विषये, न प्रतीयेत, अयं तत्त्वार्थ इति शेष अर्थो न भासते इत्यर्थ, तत् आत्मन परमात्मन मायां आच्छादिकारूपां विद्यात् अवगच्छेत्, अत्र दृष्टांत आभास । यथा च तम इति"

---

माया च द्विधा भ्रम जनयति । विद्यमान न प्रकाशयति अविद्यमान च प्रकाशयति देशकालव्यत्यासेन । प्रमाणभूतो वेद सर्वं खल्विद ब्रह्मेत्याह ब्रह्म विदां प्रतीतिरपि तथा । भ्रांतप्रतीतेस्तु नार्थनियामकत्वमन्यथा भ्रमदाक्षेपृहीत भ्रम - स्यात् । अतोन्यत्रैवसिद्धा भ्रमि मायया पुर स्थिते विषये, समानायते, विषयता-मायाजन्या, विषयो भगवान्, अतो विषयताजन्य ज्ञान भ्रांत विषयजनित प्रमेति इत्यादि । श्रीसुबोधिनी २-९-३३

અર્થાત્ વિષય વગર પણ જે કંઈ પ્રતીત થાય છે તે પરમાત્માની **અન્યથાપ્રતીતિહેતુ** નામની માયા જાણવી, અને આત્મામા ( ભગવદ્દરૂપ વિષયમા ) સત્ અર્થ પ્રતીત થતો નથી એને પણ ભગવાનની આચ્છાદિકા માયા સમજો **અન્યથાપ્રતીતિહેતુ** માયાનું ઉદાહરણ આપે છે જેમ આભાસ અર્થાત્ જલમા ચંદ્રનુ પ્રતિબિંબ જો કે પ્રતિબિંબ સદ્વસ્તુભૂત ચંદ્ર નથી છતા પણ તેવુંજ જણાય છે માટે તેજ ( પ્રતિબિંબ ) માયિક છે અર્થાત્ અસત્ય છે. અથવા જેમ તમ–અંધકાર અર્થાત્ જગત્મા કોઈ પણ જગ્યાએ નીલ પદાર્થ જોઈને, તેજના નહિ રહેવાથી તે તેજોઽભાવનેજ કાળુ અંધારૂ ચાલે છે એમ અજ્ઞાનથી મનુષ્ય માનવા લાગી પડે છે એ તમ પણ માયાથી પેદા થયેલો પદાર્થ છે વાસ્તે અસત્ય છે. એટલુ તો જરૂર યાદ રાખવા જેવુ છે કે માયા વિષયતારૂપ એક ધર્મને પેદા કરે છે અને કેટલીક જગ્યાએ વિષયતારૂપ ધર્મિને પેદા કરે છે જેમ ભ્રમિત દૃષ્ટિથી વૃક્ષને જોનાર પુરૂષને ભ્રમણરૂપ ધર્મ, વિષયતા જણાય છે, અને તેજોભાવમા અંધકારરૂપ ધર્મિ, વિષયતા દેખાય છે એનાથી એ સિદ્ધ થાય છે કે વિષયતાદ્વારા મનુષ્યોને પદાર્થોનુ અન્યથાભાન થાય છે પણ કંઈ પદાર્થો અન્યથા થતા નથી માટે જ્ઞાનમાજ ભેદ છે પણ પદાર્થસ્વરૂપ વિષયોમા ભેદ નથી

૨૬ શાસ્ત્રમા ત્રણ પ્રકારના અધિકારી કહ્યા છે, ઉત્તમ, મધ્યમ અને અધમ, અને તેઓનુ જ્ઞાન પણ ત્રણ પ્રકારનુ છે જે ઉત્તમ અધિકારી બ્રહ્મજ્ઞાની જીવન્મુક્તના જેવો પુરૂષ છે તેને તો આ બધુ જગત્ શુદ્ધ બ્રહ્મસ્વરૂપજ જણાય છે જે મધ્યમાધિકારી મુમુક્ષુ છે તેને આ જગતનુ જ્ઞાન સત્યત્વાદિ બ્રહ્મધર્મ અને મિથ્યાત્વાદિ માયાધર્મોના વિવેકપૂર્વક થાય છે અને જે

અધમાધિકારી છે, તેને જગત, બ્રહ્મધર્મ અને માયાના ધર્મોનો વિવેક થયા વગર માયિક જુઠુ જ જણાય છે જેવી રીતે લાલ કાચના ચશ્મા આખે લગાવીને કોઈ બાલક પ્રત્યેક વસ્તુને લાલ બતલાવે છે તેમજ માયાથી જેની બુદ્ધિ મોહિત થઈ છે એવો અધમાધિકારી પુરૂષ વિષયતાજન્ય પદાર્થોને અને જગત્‌માં રહેનારા સદ્‌વસ્તુભૂત પદાર્થોને એકજ માની બેસે છે, અર્થાત્ એને જેમ મનમા આવે તેમ તે તે પદાર્થોને માનવા લાગી પડે છે માટે હવે એ સિદ્ધ થયુ કે વેદાનુયાયીઓએ [1]બ્રહ્મસમવાયી હોવાથી, બ્રહ્મકાર્ય હોવાથી, બ્રહ્મથી અભિન્ન હોવાથી, તથા આવિર્ભાવ તિરોભાવાત્મક હોવાથી જગત્‌ને નિત્ય તથા સત્ય સમજવુ જોઇએ

૨૭ કહેવાનો સારાશ માત્ર એટલોજ છે કે જેમ જીર્ણ-વસ્ત્રોને ત્યજી મનુષ્યો બીજા નવીન વસ્ત્રોને પહેરે છે, તેમજ ભગવદિચ્છાને અધીન જીવ જે સમયે એક દેહને છોડી અન્ય દેહને પ્રાપ્ત કરે છે તે વખતે ત્યકત દેહને લોકો અગ્નિમા બાળી મુકે છે, અથવા જેમ, જે પરમાણુઓની મીણબત્તી બની હતી તે સર્વ પરમાણુઓ જ્યારે જલી જવાથી અલગ થઈ જાય છે ત્યારે મીણબત્તી એવુ નામ તથા તેનો આકાર પણ અલગ થઇ જાય છે તેમજ શરીરને બાળી મૂકયા પછી પણ અગ્નિસયોગથી તેના પરમાણુઓ જુદા જુદા થઇ જવાથી તે આકાર તેનાથી જુદો પડી તે સૂક્ષ્મ પરમાણુઓમા વહેચાઈ જાય છે

તેજનો અશ તેજમા જઇ મળે છે, વાયુ વાયુમા, આકાશથી

---

१ भगवत्समवायित्वात्ताद्रूप्यात्सत्य एव हि । वेदान्तचिंतामणौ–वेदान्ताचार्य–श्रीगोवर्धनशर्म–भारतमार्तण्डा ।

વેરાયલુ આકાશ મૂલ મહદાકાશમા, પાર્થિવાશ ભસ્મરૂપ થઈ પૃથ્વીમા, એ પ્રમાણે જલ, અગ્નિમા અથવા પૃથ્વીમા મળી જાય છે, છતા પણ તે સર્વ વિદ્યમાન છે તે સર્વનો સયોગજ દેહ શબ્દથી વ્યવહરાય છે જ્યારે તે પચમહાભૂત પરમાણુરૂપ થઈ અલગ અલગ થઇ ગયા તથા તેનો વિયોગ પણ થઇ ગયો એટલે તેના નામનો પણ વ્યવહાર બધ પડયો, પરતુ વાસ્તવમા બધીજ વસ્તુઓ સ્થિત છે કેવલ સયાગનો વિરોધી વિયોગજ થયો છે જેમ મોતી, પદક અને સૂત્ર આ ત્રણનો જ્યારે પરસ્પર સયોગ થાય છે ત્યારે તે હાર કહેવાય છે અને સયોગ મટી જવાથી અર્થાત્ એ ત્રણે જ્યારે એક બીજાથી અલગ થઈ જાય છે ત્યારે તેને કોઇ હાર કહેતા નથી, તથાપિ વસ્તુ બધી જેવીને તેવીજ છે કોઇ પણ વસ્તુનો ત્યા નાશ થતો નથી જો હાર બનાવનાર ફરીથી હાર બનાવવા ચાહે તો તેજ વખતે તેવોજ હાર તે વસ્તુઓ લઇ બનાવી શકે છે, એવીજ રીતે ભગવદિચ્છાથી દેહ અને જીવનો તથા દેહમા રહેતા પરમાણુઓનો સયોગ તથા વિયોગ માત્ર થતો રહે છે કોઇનો પણ અત્યતાભાવ ( બીલકુલ નાશ ) થતો નથી. અને તે સયોગ અથવા વિયોગ થવો કે ન થવો એ માત્ર ક્રીડારસિક, રસેશ્વર, શ્રીપ્રભુની ઇચ્છા ઉપર આધાર રાખે છે. એજ વાત ભાગવતના પ્રથમ સ્કધમા કહી છે.

यथा क्रीडोपस्कराणां संयोगविगमाविह ।
इच्छया क्रीडितुः स्यातां तथैवेशेच्छया नृणाम् ॥

અર્થાત્, જેમ ક્રીડા કરવાવાળાની ઇચ્છાથી ક્રીડાની વસ્તુઓનો સયોગ તથા વિયોગ થતો રહે છે, તેમજ સ્વતત્ર પરમેશ્વરની ઇચ્છાથી જીવોનો દેહાદિની સાથે સયોગ, વિયોગ

થતો રહે છે. દેહાદિનું કારણ પંચમહાભૂત છે. જે સમયે દેહાદિનુ અદર્શન થાય છે તેજ વખતે બ્રહ્મસ્વરૂપ પંચમહાભૂતો પોતાની કારણાવસ્થામા જઈ મળે છે જ્યારે દેહાદિનો આવિર્ભાવ થાય છે તે વખતે તેજ બ્રહ્મસ્વરૂપ પંચમહાભૂતો ભગવદિચ્છાથી કાર્યાવસ્થામા આવી તે તે વ્યવહાર ચલાવે છે મહાભારતના આશ્રમવાસિક પર્વમા શ્રીવેદવ્યાસજીએ ભારતયુદ્ધમા મરેલા સર્વ યોદ્ધાઓનુ દર્શન પાડવોને કરાવ્યુ હતું અને કહ્યુ હતુ કે—

अविप्रणाश सर्वेषां कर्मणामिति निश्चय ।
कर्मजानि शरीराणि तथैवाकृतयो नृप ।
महाभूतानि नित्यानि भूताधिपतिसश्रयात् ।

અર્થાત્ હે રાજા ! કદાપિ સમગ્ર કર્મોનો નાશ થતો નથી એ નિશ્ચિત છે, તેમજ કર્માનુસાર મળેલો દેહ, આકૃતિ અને પંચમહાભૂત એ પણ બધાં નિત્ય છે. કારણ કે એ બધાનુ કારણ ભૂતાધિપતિ પરમાત્મા છે. માટે ભગવદ્રૂપ હોવાથી, આવિર્ભાવતિરોભાવરૂપ હોવાથી, ભગવત્કાર્ય હોવાથી, વખતોવખત અવસ્થા બદલાતી રહેવાથી, તથા ભગવત્સ્વરૂપ પંચમહાભૂતોનો સંયોગ વિયોગ થતો રહેવાથી જગત્ સત્ય અને નિત્ય છે.

૨૮ એ અમે પહેલા કહી ચૂકયા છીએ કે જગત્મા જે ઉત્પત્તિ, વિનાશ, જન્મમરણ, સુખદુઃખ, બુરાઈ, રાગદ્વેષ તથા પરસ્પર ભેદ, વિગેરે જે બધા ધર્મો જણાય છે તે સર્વ 'व्यामोहिका' માયાનુ કાર્ય છે એજ માયાકાર્ય—અવિદ્યા કારણથી જીવને સંસાર–અહંતામમતા પેદા થાય છે, એથીજ દુઃખાદિ મળે છે, તથા એજ અહંતામમતાની શાસ્ત્રોમા નિંદા કરી છે—

महत्वमित्यपार्थो धीरज्ञानात्पुरुषस्यहि ।
स्वाप्नीवाभात्यतद्ध्यानात् यथा बधविपर्ययौ ॥
( શ્રીમદ્ ભાગવત )

સ્વપ્નમાં જેવી રીતે ભ્રમથી હુ અને મારૂ એવી બુદ્ધિ થાય છે તેમજ આ જગત્મા અજ્ઞાની પુરૂષને અજ્ઞાનથી-અવિદ્યાથી (व्यामोहिका मायायो) અહ તા મમતા બુદ્ધિ થાય છે જેનાથી આ જીવને બ ધ તથા દુ ખાદિ થાય છે પ્રપ ચને મિથ્યા કહેવા-વાળાં જેટલા વચનો છે તે બધાં માયાજન્ય પદાર્થોનેજ મિથ્યા કહી રહ્યા છે, જેમ —

यदिद मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभि ।
नश्वर गृह्यमाण च विद्धि मायामनोमयम् ॥

અર્થાત્ આ જે કાઈ માયિક જણાય છે ( સ્વપ્ન વિગેરે ) તથા મનથી, વાણીથી, નેત્ર તથા કર્ણ વિગેરેથી ગ્રહણ કરાય છે તેને નાશવ ત તથા માયામય મનોમય જાણો અહીં માયામય અને મનોમય શબ્દ વાપરી સ્પષ્ટ કહી રહ્યા છે કે માયાજન્ય તથા સ્વાપ્નિક સૃષ્ટિજ અસત્ય છે.

૨૯ ભગવન્મૂર્તિ વિગેરેમા એનાથી જુદોજ પ્રકાર છે ત્યા મ ત્રાદિ દ્વારા ભગવદ્ગુણો પ્રકટ થવાથી આચ્છાદિકા માયા પ્રક્ષેપ કરી શકતી નથી, પર તુ ત્યા ' अन्यथाप्रतीतिहेतु ' માયા, ભગવન્મૂર્તિને જોનાર ભક્તિરહિત પુરૂષની મતિમા વિષયતાને ( અન્યથા ભાનને ) પેદા કરે છે જેનાથી તે ભગવન્મૂર્તિમા અન્યથાભાવ કરવા લાગી પડે છે ખરી રીતે મૂર્તિમા ભગવત્ત્વ છેજ. એવી મતિ ( અન્યથાબુદ્ધિ ) કરવાને શાસ્ત્રમા નિષેધ કર્યો છે જેમ —

शिलाबुद्धिर्न कार्या हि तत्र नारद कर्हिचित् ।
ज्ञानानंदात्मको विष्णुर्यत्र तिष्ठत्यचिंत्यकृत् ॥
मल्लिंगमद्भक्तजनदर्शनस्पर्शनार्चनम् ।
पूजनं प्रतिमायां तु उत्तम परिकीर्तितम् ॥

હે નારદ ! જે મૂર્તિમા સચ્ચિદાનંદ ભગવાન્ પ્રકટ થાય છે તેમા કદાપિ પત્થર બુદ્ધિ ન કરવી જોઈએ મારી મૂર્તિ તથા મારા ભક્તજનોના દર્શન, પાદસ્પર્શ, પૂજા, વિગેરે કરવાથી કલ્યાણ થાય છે જો કે સર્વત્ર ભગવાન્ વ્યાપક છે તથાપિ પ્રતિમામા પૂજન કરવાને ઉત્તમ કહેલુ છે શ્રીમદ્વલ્લભાચાર્યચરણે પણ નિબધમા આજ્ઞા કરી છે કે યદ્યપિ ખરી રીતે વિચાર કરવાથી સર્વ ઠેકાણે સર્વવસ્તુ ભગવદ્રૂપ છે તથાપિ 'એનો ઉદ્ધાર કરૂં' આવો અનુગ્રહનો વિચાર કરી ભગવાન્ મૃદાદિરૂપથી મૂર્તિમા પ્રકટ થાય છે. માટેજ મૂર્તિમાં તથા તિર્થો વિગેરેમા સામાન્ય જગતથી કંઈ અધિકતા છે અને બીજુ પણ—

तदभावे स्वय वापि मूर्ति कृत्वा हरे: क्वचित् ।
परिचर्या सदा कुर्यात् तद्रूप तत्र च स्थितम् ॥

અર્થાત્—વેદ, વેદાંત, ભાગવત, વિગેરે ભગવચ્છાસ્રોમા, નિપુણ તથા ભગવત્સેવાપરાયણ ગુરૂ ન મળે તો કોઇ પુણ્યસ્થળમાં પોતે ભગવન્મૂર્તિ બનાવી હમેશા પૂજા કરવી, એવી રીતે ગંગાયમુનાના જલમાં, તુલસીમા ગોપીચદન આદિ મૃત્તિકાઓમાં તથા ઉત્તમ ભગવદ્ભક્તોમા સાધારણ જગતની અપેક્ષા કંઇ વિલક્ષણતા મહાપુરૂષોના વચનોથી માનવી જોઇએ પુરાણોમા અનેક સ્થલે એવુ આવ્યુ છે કે ગંગાયમુના ઇત્યાદિ પવિત્ર જલાશયોમાં સ્નાન કરવાથી તથા મૂર્તિમા ભગવત્સેવા

કરવાથી અનેક જીવોનો ઉદ્ધાર થયો છે એથી માલુમ થાય છે કે ત્યા અન્ય જગત્‌ની અપેક્ષા કઇ વિશેષ જરૂર છે, અર્થાત્ મૂર્તિમા ગગાવિગેરે નદીઓમા ભગવદ્દર્શનો પ્રાદુર્ભાવ વિશેષ થયો છે

૩૦ અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જ્યારે સમસ્ત જગત બ્રહ્મકાર્ય હોવાથી બ્રહ્મસ્વરૂપ છે તો દેહ પણ બ્રહ્મ થયો અર્થાત્ દેહને પણ આત્મા કહેવામા કોઇ પણ દોષ નથી, પરતુ દેહને જ આત્મા માની બેસનાર દેહાત્મવાદીઓની તો શાસ્ત્રોમા નિદા કરી છે માટે સમસ્ત જગત્ બ્રહ્મસ્વરૂપ છે એ કહેવુ બીલ-કુલ નિર્દુષ્ટ નથી

૩૧ તો એ ઠીક છે, કિતુ યદ્યપિ ખરી રીતે વિચાર કરતા તો સમગ્ર જગત બ્રહ્મસ્વરૂપ છે, અને દેહ પણ જગત્‌ની અતર્ગત હોવાથી આત્મસ્વરૂપ છે અર્થાત્ બ્રહ્મસ્વરૂપ છે છતા પણ શાસ્ત્રોમા દેહાત્મવાદી ( દેહને બ્રહ્મ કહેવાવાળા ) ની નિદા કરી છે તે જ્ઞાની તેવાની નહિ, પરતુ વિકારવાળી જેમની મતિ થઇ છે તેવાઓનીજ માત્ર નિદા કરવામા આવી છે દેહને આત્મા સમજનાર બે જણ છે એક તો નિર્વિકાર બુદ્ધિવાળો આત્મજ્ઞાની અને બીજો વિકાર બુદ્ધિવાળો સસારી પુરુષ જ્ઞાનીને બધુ જ વિશ્વ સમાન અર્થાત્ બ્રહ્મસ્વરૂપ જણાય છે અગર એવા આત્મજ્ઞાની પુરુષને પોતાના દેહમા આત્મબુદ્ધિ થતી હોય તો કઈપણ દોષ

१ देहात्मबुद्धस्तु सत्या विकारबुद्धे दोष । अणुभाष्ये श्रीमद्वल्लभाचार्यचरणा । वस्तुविचारेण जगतो ब्रह्मरूपत्वेऽर्थादानां बहुजन्मभ्यस्तविकारबुद्धेरविधूनत्वात् सत्या तस्या या देहात्मबुद्धि सा देहाभिन्नत्वेन मानवगाहिनी नतु आत्माभिन्नत्वेन देहावगाहिनी आत्मस्वरूपस्य अज्ञातत्वात् किंच कारणात्मना कार्यज्ञानमभिसंहित नतु कार्यात्मना कारणज्ञानम्। भाष्यप्रकाशे श्रीपुरुषोत्तमाचार्याः।

નથી, કારણ કે તેવી તેની બુદ્ધિ વિકારરહિત છે પરંતુ અનેક જન્મથી અજ્ઞાન અભ્યસ્ત હોય અને પોતાના દેહને છોડી અન્યત્ર કોઈપણ જગ્યાએ આત્મબુદ્ધિ ન હોય તથા "મારો દેહજ આત્મા છે, એ સિવાય કોઈપણ બીજો આત્મા નથી." આવું માનનાર પુરૂષની દેહાત્મબુદ્ધિ દોષજ છે, કેમકે "आत्मैवेदं सर्वं पुरुषएवेदं सर्वं मृत्तिकेत्येव सत्यम्। ઇત્યાદિ વેદવાકયોમાં આત્મા જ આ પુરોદ્રશ્યમાન જગત્ છે. પુરૂષજ (બ્રહ્મ) સર્વ ભૂત, ભવિષ્ય જગદ્રૂપે થયો છે. જેમ ઘટાદિ કાર્ય મૃદ્રૂપ હોવાથી સત્ય છે તેમજ જગત્ બ્રહ્મસ્વરૂપ હોવાથી સત્ય છે' વિગેરે કહી કારણ-રૂપ કાર્યજ્ઞાનની આજ્ઞા કરી છે, અર્થાત્ કારણ બ્રહ્મ (આત્મા)થી કાર્ય દેહાદિનું જ્ઞાન કરવાને કહ્યું છે માટે આત્માજ દેહાદિ સમગ્ર જગત્ છે, એ શુદ્ધ બુદ્ધિ છે. પરંતુ એનાથી ઉલટું કાર્યથી કારણનો નિશ્ચય કરવો અર્થાત્ માત્ર દેહનેજ આત્મા સમજવો એ વિકાર બુદ્ધિ છે. દેહાભિમાનીને દેહાત્મબુદ્ધિ સમયે કાર્યથી કારણનું જ્ઞાન થાય છે તે દોષ છે પરંતુ જેને જ્ઞાન થઇ ચૂકયું છે કે જેને સર્વ જગત્ બ્રહ્મસ્વરૂપ જણાય છે, જેઓને કારણથી કાર્યનું જ્ઞાન થાય છે, આત્મરૂપ કારણથીજ આ દેહાદિ જગત્ બને છે માટે બ્રહ્મજ છે આવી બુદ્ધિ જે થાય છે તે દોષયુક્ત કહેવાતી નથી. પરંતુ 'મારો દેહજ આત્મા છે' માત્ર એવું કહેવામાજ સ્પષ્ટ અહંતાત્મક દોષ ઝળકે છે.

૩૨. કહેવાનો આશય એ છે કે સત્ (अस्ति) ચિત્ (भाति) આનંદ (प्रिय) નામ અને રૂપ આ પાંચે બ્રહ્મ છે. અને એજ બ્રહ્મ-પંચકથી જગત્ વ્યાપ્ત છે આ પંચકમાં નામ અને રુપ આગંતુક છે તથા આરોપિત છે, માટે જ તે બંને કાર્ય કહેવાય છે. અને

સત્તા, જ્ઞાન, તથા આનંદ એ ત્રણે અનારોપિત તથા અનાગંતુક છે, માટે તે કારણ કહેવાય છે કહ્યું પણ છે કે 'सत्य ज्ञानमानंद ब्रह्म' કાર્ય, એ કારણની એક અવસ્થા છે ઘટ, એ મૃત્તિકાનીજ એક અવસ્થા છે મૃત્તિકા અનાગંતુક છે, પણ ઘટ આગંતુક છે કારણ અથવા બીજી અવસ્થાના આવવાથીજ મૃત્તિકા ઘટ કહેવાય છે, માટે તે ઘટ આગંતુક છે, અને મૃત્તિકા અનાગંતુક છે

જો કે નામરૂપ, કારણ બ્રહ્મનીજ એક અવસ્થા છે છતા પણ તે આગંતુક અને આરોપિત છે માટેજ તેની જગત્મા જોઈએ તેવી વ્યાપ્તિ ( સમન્વય ) નથી અને એટલાજ માટે નામ અને રૂપ એ કાર્ય બ્રહ્મ કહેવાય છે પરંતુ अस्ति, भाति અને प्रियंરૂપ સચ્ચિદાનંદનો જગત્મા સારી રીતે અન્વય ( વ્યાપ્તિ ) જોવાય છે અને એ ત્રણે અનોરાપિત તથા અનાગંતુક છે માટેજ બ્રહ્મ કારણ કહેવાય છે. તો હવે આટલા વિસ્તારથી એ સિદ્ધ થયુ કે અનારોપિત અને અનાગંતુક સત્, ચિત્, તથા આનંદ આ ત્રણે જગત્મા ઠીક રીતે વ્યાપ્ત હોવાથી સર્વ કારણ છે, મૃત્તિકા ઘટાદિમા સર્વ ઠેકાણે સારી રીતે વ્યાપ્ત છે માટે ( મૃત્તિકા ) કારણ કહેવાય છે. અને નામરૂપ જો કે કારણનીજ બીજી અવસ્થા છે અને તેનાથી અભિન્નપણુ છે છતા પણ તે આરોપિત તથા આગંતુક હોવાથી કાર્ય કહેવાય છે નામરૂપ અને સચ્ચિદાનંદનો અથવા કારણરૂપ બ્રહ્મ અને કાર્યરૂપ જે જગત્ એ બેનો એક બીજા સાથે તાદાત્મ્ય સંબંધ છે. ભેદને સહવાવાળો જે અભેદ તેજ તાદાત્મ્ય સંબંધના નામથી ઓળખાય છે. અને એનેજ પ્રાય. સમવાય સંબંધ પણ કહે છે, અનારોપિત અને અનાગંતુકરૂપથી જે વ્યાપ્તિ તેનુજ નામ સમવાયસંબંધ છે ઘટકાર્યમા અનારોપિત અને અનાગંતુકરૂપથી મૃત્તિકાનો અન્વય (વ્યાપ્તિ)છે, માટેજ તે ઘટનુ સમવાયિકારણ છે.

અને તે બન્નેનો સમવાય સબંધ છે સબંધ હમેશા દ્વિનિષ્ઠ હોય છે, અર્થાત્ બે વસ્તુમાં રહે છે. ઘટથી મૃત્તિકાનો અનાગતુક અનારોપિતરૂપથી અભેદ પણ છે, અને આગતુક તથા આરોપિત-રૂપથી ભેદ પણ છે અથવા એમ કહો કે ઘટથી મૃત્તિકાકાર્યરૂપથી ભિન્ન પણ છે, અને કારણરૂપથી અભિન્ન પણ છે એનેજ તાદાત્મ્ય સબંધ કહે છે આગતુકરૂપથી ભેદ રહેતા છતા પણ અનાગતુક-રૂપથી અભેદ છે માટે કાર્ય અને કારણનો તાદાત્મ્ય સબંધ છે હવે અમે દેહાત્મબુદ્ધિનો વિચાર કરીએ છીએ. દેહાદિ નામરૂપ આરોપિત તથા આગતુક કાર્ય છે, અને આત્મા એ અનારોપિત તથા અનાગતુક કારણ છે કાર્ય અને કારણ અથવા દેહ અને આત્માનો ભેદસહિષ્ણુ ( ભેદને સહે ) એવો અભેદ એટલે તાદાત્મ્ય સબંધ છે આત્મા કારણ હોવાથી એનો સમગ્ર જગત્મા અન્વય છે, પરતુ દેહ કાર્ય હોવાથી અથવા આગતુક હોવાથી એની જગત્મા વ્યાપ્તિ પ્રસિદ્ધ નથી માટે "આત્માજ સર્વ જગત્ એ કહી શકાય છે, પરતુ દેહજ સર્વ જગત્ છે એવુ કહી શકાતુ નથી ઘટ જો કે મૃત્તિકાથી અભિન્ન છે છતા પણ તે ઘટાત્મક ( ઘટરૂપ ) મૃત્તિકા છે એમ નહિ કહી શકાય, પરતુ મૃત્તિકાત્મક ઘટ છે એ યુક્ત છે, કારણ કે ઘટરૂપ કાર્ય આગતુક છે અને મૃત્તિકા અનાગતુક છે એવીજ રીતે દેહ જો કે આત્માથી અભિન્ન છે છતા પણ ' દેહાત્મક આત્મા ' છે, એમ નહિ કહેવાય પરતુ દેહ આત્મસ્વરૂપ છે એ કહેવુ ઠીક છે, કેમકે તે આત્મા અનાગતુક છે અને દેહ આગતુક છે આત્મા સત્, ચિત્ અને આનદરૂપ કારણ છે અર્થાત્ બ્રહ્મ છે અને દેહ નામરૂપ કાર્ય છે બ્રહ્મ અનાગતુક હોવાથી સમગ્ર નામરૂપમા ( કાર્ય-જગત્મા ) વ્યાપ્ત છે પરતુ નામરૂપ ( દેહાદિકાર્ય ) આગતુક

હોવાથી એનો સમ્યક્ અન્વય (સારી રીતે વ્યાપ્તિ) નથી આત્માથીજ જગત્ વ્યાપ્ત હોવાથી કારણરૂપ આત્મદ્વારા દેહાદિ કાર્યનુ જ્ઞાન થઇ શકે છે, પરંતુ દેહાદિદ્વારા કારણરૂપ આત્માનુ જ્ઞાન થઈ શકે નહિ

અને વેદમા પણ એવુજ કહ્યુ છે દેહાત્માબુદ્ધિવાળાને જો 'દેહાભિન્ન આત્મા છે એવુ જ્ઞાન હોય તો તે જરૂર દોષજ છે અને 'આત્માભિન્ન દેહાદિ છે.' એવી બુદ્ધિ હોય તો તે યથાર્થજ્ઞાન છે અને એવા જ્ઞાનીની બુદ્ધિમા કોઇ વિકાર હોતો નથી એ સમજવુ જોઇએ અને 'મારા દેહાદિ આત્મા છે.' એ વિકૃત બુધ્ધિ છે અર્થાત્ વિકારવાળી બુધ્ધિ છે. અને અગર એવી બુધ્ધિવાળાઓને દેહાત્મભાવ થાય તો તે દોષજ છે અને 'આત્મા-ભિન્ન દેહ છે.' એ બુદ્ધિ નિર્દોષ છે

૩૩ इन्द्रो मायाभि पुरुरूप ईयते ' આ શ્રુતિ પણ ભેદરૂપ જ્ઞાનનેજ માયિક કહે છ પરંતુ પદાર્થોને માયિક કહેતી નથી કારણ કે એનો ખરો અર્થ એ છે કે 'પરમાત્મા ઇંદ્રિયોની વૃત્તિઓ દ્વારા અનેક રૂપે દેખાવા લાગે છે.' કેટલાક વાદીઓ એનો આવો અર્થ કરે છે કે, અધિષ્ઠાન કારણ બ્રહ્મજ અજ્ઞાનથી અનેકરૂપે દેખાય છે પરંતુ એવો અર્થ કરવામા 'मायाभि ' એ બહુવચન વિરૂદ્ધ થાય છે, માટે ઉક્ત અર્થજ સત્ય છે કેમકે બુદ્ધિની વૃત્તિઓ (ભાન) બધી માયિક છે મિથ્યા છે માટેજ વૃત્તિઓ દ્વારા દેખાતુ ભેદજ્ઞાન પણ મિથ્યા છે અહી એ જાણવાની ઇચ્છા થઇ આવે છે કે જ્યારે ભેદજ્ઞાન માયાજન્ય છે તો તેનો વિષય પણ માયાજન્ય છે. અર્થાત્ ભેદજ્ઞાન જ્યારે જુદુ છે તો તે જ્ઞાનનો પદાર્થ પણ તેવોજ છે, અર્થાત્ જુદો છે એમ માનવુ જોઇશે પરંતુ એ વાત પ્રત્યક્ષથી

વિરુદ્ધ છે. કારણ કે જ્યારે કોઇએ ચશ્મા પહેરી અક્ષરપંક્તિ જોઇ તો તે મોટી સ્થૂલ દેખાઈ આવી તો શું તે સ્થૂલતા અક્ષર-પંક્તિઓમાં છે? અને તે શું સત્ય પણ છે? કદિ નહિ. જો તે સ્થૂલતા પંક્તિમાં હોય અને સત્ય પણ હોય તો જરૂર બીજા મનુષ્યોને પણ તેમ દેખાવું જોઇએ, પરંતુ અન્ય કોઇને તેવી સ્થૂલતા જણાતી નથી માટે માનવું જોઇશે કે તે સ્થૂલતા માત્ર ભ્રમથી જણાય છે અને માયિક છે. અહીં અક્ષરનું સ્થૂલતાજ્ઞાન જો કે માયિક છે પરંતુ અક્ષર પંક્તિ માયિક નથી. પરંતુ અગર એવો નિયમ માનો કે 'જે જ્ઞાન માયિક છે તેનો વિષય ( પદાર્થ ) પણ માયિક છે' તો તો અહીં પણ અક્ષર પંક્તિને મિથ્યા માનવી પડશે, પરંતુ વાસ્તવમાં સ્થૂલતા મિથ્યા છે પણ અક્ષરપંક્તિ મિથ્યા નથી. બીજું પણ વિવર્તવાદમાં જ્યાં બ્રહ્મમાં અખંડાકાર વૃત્તિ થાય છે ત્યાં વૃત્તિમાત્ર માયિક છે પરંતુ બ્રહ્મ સત્ય છે. હવે અગર પૂર્વોક્ત નિયમને જબરદસ્તીથી સ્વીકાર કરશો તો માયિક અખંડાકારવૃત્તિનો વિષય બ્રહ્મ પણ માયિક કહેવાશે. માટે જેમ ચશ્માથી પદાર્થને જોતી વખતે જે સ્થૂલતા પ્રતીત થાય છે તે જ માયિક છે પણ પદાર્થ માયિક નથી, તેમજ ભેદપ્રતીતિજ મિથ્યા છે પરંતુ ભેદજ્ઞાનનો વિષય બ્રહ્મન્તરૂપ કાર્ય મિથ્યા નથી. અથવા વિવર્તવાદીઓને ત્યાં જેમ 'इदं रजतं' એ જ્ઞાનમાં રજત ( ચાંદી )નું જ્ઞાન જુદું છે અને 'इदं' ભાન સત્ય છે તેમજ '[1]इन्द्रो मायाभि-

[1]इन्द्रो मायाभिः पुरुरूप ईयत इति मन्त्रे माया ज्ञानं प्रति करणं न तु ब्रह्मणो बहुरूपत्वे अतो द्वैतप्रतीतिरेव मायाजन्या नतु कार्यमिति मन्त्राशयः । नापि मायिकविज्ञानविषयस्य मायिकत्वमेवेति नियमः शक्यवचनः । उपनेत्रादिना स्थूलोयं ककार इति प्रत्ययस्य स्थौल्यांशे भ्रमतया मायिकत्वेपि तद्विषये वर्णे मायिकत्वाभावात् । प्रसक्तं तथा नियमस्यांगीकारे मूलोक्तरीत्या ब्रह्मण्यपि मायिकतापाताच्च । तस्माद् यथा पूर्वोक्तस्थले स्थौल्यप्रतीतिरेव मिथ्या नतु वर्णः तथा भेदप्रतीतिरेव मायिकी नतु कार्यम् । मारुतशक्तौ–वेदान्तभट्टाचार्याः ।

पुरुरूप ईयते ' ઇત્યાદિ વાકયોદ્વારા ભગવદ્રૂપ એકરસસ્વરૂપ પદાર્થોમા નાના ભેદ ભાવજ મિથ્યા છે, પણ કઇ ભગવદ્રૂપ પદાર્થ મિથ્યા નથી બુદ્ધિની વૃત્તિઓ અનેક છે જેમ જેમ વૃત્તિઓ બદલાતી જશે તેમ તેમ ભાન પણ તેવુજ બદલાતુ જશે, પણ એટલા માટે કઈ પદાર્થો અન્યથા થતા નથી શ્રીમદ્ ભાગવતમા વૃત્તિઓનુ નિરૂપણ કર્યું છે કે —

संशयोऽथ विपर्यासो निश्चय स्मृतिरेव च ।
स्वाप इत्युच्यते बुद्धे लक्षण वृत्तित पृथक् ॥

અર્થાત્ સદેહ, વિપર્યય, નિશ્ચય, સ્મરણ અને નિદ્રા, આલસ્ય વિગેરે એ બધા વૃત્તિઓના હેતુથી બુદ્ધિનુ લક્ષણ છે

વૃત્તિઓ હજારો છે અને તે બધી સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ પ્રકૃતિના ગુણોના કારણથી પલ પલ વારમા બદલાની રહે છે વિષયની સાથે ઇન્દ્રિયોનો સબધ થતાનીજ સાથે પહેલા સામાન્યજ્ઞાન થાય છે તે વખતે અગર બુદ્ધિમા સત્ત્વગુણનો આવેશ હોય તો સાત્ત્વિક વૃત્તિઓ દ્વારા નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે અને

---

१ विपर्यासो भिन्नार्थप्रतिपादक । तथा च विषयेन्द्रियसप्रयोगेण प्रथम सामान्यज्ञाने जते यदा बुद्धि सत्त्वाविष्टा तदा निश्चय । सत्त्वा सजायते ज्ञानम् । रजसाविष्टया तु सशय —अयथावत्प्रजानाति बुद्धि सा पार्थ राजसीत्युक्ते । यदातु तयोगुणाविष्टा तदा मायानुग्रहात् सस्कारप्राबल्याच्च तदनुगुण पदार्थान्तरमन्तरोत्पाद्य विषयीकरोति । प्रमादमोहो तमसो भवतोऽज्ञानमेव च सर्वार्थान्विपरीतांश्च बुद्धि सा पार्थ तामसीति चोक्ते । एतदेव चाभिप्रेत्य । अनुमितमतरा स्वार्थे विभाति मृषैकरस, इत्यत्र सुबोधिन्या प्रत्यक्ष तु रजत न दृश्यते । इन्द्रियार्थसन्निकर्षस्य शुक्ति विषयत्वात् । नहि रजतेन सह सन्निकर्षोऽस्ति । तयोरेव सयोगात । रजत तु तदनतर बुद्ध्या जन्यते । माहुनशक्तौ वेदातभट्टाचार्या ।

જો રજોગુણનો આવેશ હોય તો મુગ્ધવૃત્તિઓ દ્વારા સંશયાત્મક-જ્ઞાન થાય છે. તથા જ્યારે તમોગુણનો આવેશ હોય તો ત્યારે વિપરીત બુદ્ધિ, વ્યામોહિકા માયાની પ્રબળતા વધવાથી પહેલેથી જમા રહેલા સંસ્કારોને અનુકૂળ અન્ય પદાર્થને વચમા પેદા કરી વિષયનુ ગ્રહણ કરાવે છે અર્થાત્ વિપરીત વૃત્તિઓ દ્વારા તે જ્ઞાન વિપર્યાસ ( સત્યથી ભિન્ન જણાવુ ) થાય છે શ્રીમદ્ ભગવદ્ગીતામા પણ કહ્યુ છે કે

सत्त्वात्सजायते ज्ञानम्
अयथावत् प्रजानाति बुद्धि सा पार्थ राजसी ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धि सा पार्थ तामसी ॥

અર્થાત્ સત્વના આવેશથી સત્વાત્મક જ્ઞાન થાય છે. હે પૃથાપુત્ર અર્જુન ! જેને અયથાર્થ જ્ઞાન ( સંદેહાત્મક ) થાય છે તે બુદ્ધિ રાજસી કહેવાય છે તથા હે અર્જુન ! જે સર્વ પદાર્થોને વિપરીતજ જાણે છે, તે તામસી બુદ્ધિ છે શ્રીમદ્ભાગવતમા વેદસ્તુતિમા પણ કહ્યુ છે કે—( अनुमितमन्तरा त्वयि विभाति मृषैकरसे । ) અર્થાત્ જ્યા શુક્તિ ( છીપ ) અને નેત્રનો સંયોગ થાય છે ત્યા તે સંયોગનો વિષય શુક્તિ છે, રજત નહિ કારણ કે એ સત્ય વસ્તુઓનોજ સંયોગ થાય છે પરંતુ નેત્ર અને શુક્તિની વચમા જે રજત દેખાય છે, તે માત્ર બુદ્ધિનો વિપર્યાસ છે અર્થાત બુદ્ધિજ સંસ્કારવશ સામાન્ય ભ્રમ થવાથી શુક્તિમા રજતનુ ગ્રહણ કરી લે છે, એવીજ રીતે સચ્ચિદાનંદ એકરસ, ભગવાન । આ ભેદભાવ બુદ્ધિથી કલ્પાયલો છે અને એજ વાત ઉક્ત વેદસ્તુતિના ચરણથી સ્પષ્ટ થાય છે, કે સત્ય અને એકરસસ્વરૂપ આપમા (પુરુષોત્તમમા) જીવે પોતાની બુદ્ધિથી અનુમાન કરેલો આ ભેદભા-

વાદિ સર્વ મિથ્યા છે. એજ કારણથી પુરુહૂત ઈયતે' વિગેરે શ્રુતિઓ ભગવત્સ્વરૂપને માયિક કહેતી નથી પુરાણોમા પણ જ્યા કોઈ સ્થળે જગત્‌ને જુઠુ કહી નાખ્યુ છે ત્યા સર્વત્ર ક્ષણિક ગૃહ, પુત્રાદિમા આસક્ત આ જીવને વૈરાગ્ય કરાવવા માટેજ તે તે વચનો કહ્યા છે અથવા તો તિરોભાવને લઈને તથા કોઈ સ્થળે અહતા-મમતાત્મક સસારને ઉદ્દેશી તથા માયિક સસારને લઇ પ્રપચને મિથ્યા કહ્યો છે વાસ્તવમા તે બધા વચનોનુ તાત્પર્ય વિષયત્યાગ કરાવવાનુજ છે, પરતુ કાઈ જગત્‌ને મિથ્યા કહેવાનો આશય નથી અને એ પણ એક પ્રકારે ઉપદેશ કરવાની ચતુરતા છે

૩૪ ઉપદેશ ત્રણ પ્રકારનો હોય છે પ્રભુમમિત, મિત્ર-સમિત, તથા કાતાસમિત જે ઉપદેશના અનુકૂલ આચરણ કરવાથી અભ્યુદય થતો હોય અને જેની પ્રતિકૂલ ચાલવાથી અપરાધ થતો હોય, અર્થાત્ જે અવશ્ય માનવોજ જોઈએ તેને પ્રભુસમિત ઉપદેશ કહે છે જેમ રાજા, ગુરુ, તથા પિતાના ઉપદેશો, વેદ એ પ્રભુસમિત ઉપદેશ છે ઈતિહાસ, યુક્તિ અને પ્રમાણોથી મધુર વચનોમા જે કાર્ય તથા અકાર્યની શિક્ષા આપે તે મિત્રમમિત ઉપદેશ કહેવાય છે, પુરાણ અને સ્મૃતિઓ એ મિત્રસમિત ઉપદેશ છે જેમ મિત્ર ઉચ્ચનીચ, લાભ, હાનિ સમજાવીને અત્યુક્તિનો પણ ઉપયોગ કરી નબળે રસ્તે જતા પોતાના મિત્રને સારા માર્ગ પર લાવે છે એવીજ રીતે પુરાણ પણ ઇતિહાસો દ્વારા હાનિ, લાભ, વિગેરે સમજાવી આલકારિક ભાષામા કયાક કયા તો સ્રી, પુત્ર, ગૃહાદિકને ક્ષણિક હોવાથી અસત્ય કહે છે એથી કઇ જગત્‌ને અસત્ય કહેવાનુ તેનુ તાત્પર્ય હોતુ નથી, પરતુ ક્ષણિક વસ્તુઓમા વૈરાગ્ય કરાવવાનોજ આશય છે

કોઈ અયોગ્ય સ્થળમા પોતાના મિત્રને ભોજન કરતો જોઇ જેમ પોતાના મિત્રને કોઇ કહે કે 'મિત્રવર'! વિષ ખાઇ લો પણ ત્યા ભોજન નહિ કરો' તો શુ આવો તેનો ઉપદેશ પોતાના મિત્રને ઝેર ખવડાવવાનો છે? કદાપિ નહિ પરતુ તેનો ખરો આશય એટલોજ છે કે મારો મિત્ર કોઈ પણ રીતે અયોગ્ય સ્થળે ભોજન કરવાનુ છોડી દે, એવીજ રીતે મિત્રસમિત ઉપદેશ કરવાવાળા પુરાણ વિગેરે સમજે છે કે ભગવાનની માયાથી મોહિતબુદ્ધિ આ જીવ અગર અહંતાસ્પદ દેહ અને મમતાનુ સ્થાન સ્ત્રી, પુત્રધન વિગેરેને સત્ય અને ચિરસ્થાયી સમજી લેશે તો પછી એનો એમા વૈરાગ્ય નહિ થાય, બલ્કે એમા દૃઢ આસક્તિ થઈ જશે એ માટેજ પુરાણ આદિ શાસ્ત્રો વૈરાગ્ય થવા ખાતરજ તિરોભાવને લઈ કોઇ જગ્યાએ જગતનુ અસત્યત્વ વર્ણવી રહ્યા છે કે ગૃહ,

---

१ ह्ढाहतास्पद देह गेहादि ममतास्पदम्
यदा सत्य विजनीयान्न विरज्येत कश्चन ।
वैराग्यार्थमसत्यत्व पुराणेषु क्वचिन क्वचित्
अभिप्रेत्य तिरोभाव कुत्रचित्सम्मतिं तथा ।
क्रीडामये प्रभोरस्मिन्सयोगविगमास्पदे
तिरोभाविनि नो राग कर्तव्य क्षणिके वृथा ।

पुराण हि मित्रसमितम् । यथा हि मित्र कथनपे बोधयित्वाऽहितवस्तुनरुचिमुत्पाद्य ततो निवर्तयति तथा तदपि । यथा च मित्र कस्मिंश्चिदनर्हस्थले भुजान प्रति 'विष भुक्ष्व माऽस्य गृहे भुक्था' इति ब्रूने तत्राऽस्य विषभोजने तात्पर्यं किन्तु तत्र भोजनपरित्याग एव । मारुतशक्तौ वेदान्तभट्टाचार्या ।

પુત્ર, વિગેરે જગતમા રહેવાવાળા પદાર્થો જો કે સત્ય છે તથાપિ એનો આવિર્ભાવ તથા તિરોભાવ તો ભગવદિચ્છાથી થતોજ રહે છે ચાહે જીવ ધન વિગેરેને ન છોડે તો પણ વખત આવતા એનો તિરોભાવ તો જરૂર થવાનોજ છે, એજ અવશ્ય થનાર તિરોભાવને લઇનેજ વિષયપરિત્યાગ કરાવવા પુરાણાદિ શાસ્ત્રો જગતને અસત્ય કહે છે જેમ કોઈ રાજાએ થોડા સમય માટે કોઇને અમુક દેશનો અધિકારી બનાવી દીધો હોય પણ જો તે માણસ કાલાન્તરમા આ બધો મારો વૈભવ છે, ચિરસ્થાયી છે, એવા પ્રમાદમા ફસાઇ તે વૈભવનો દુરૂપયોગ કરવા મ ડી પડે તો તેના મિત્રો તથા સબ ધીઓ આવી કહેવા લાગે છે કે ભાઇ ! આ બધુ ધનાદિ પહેલા આપનુ નહિ હતું, અને આગળ પણ થોડા સમય પછી રહેનાર નથી, ફક્ત મધ્યમાજ સ્વપ્નની માફક તમારા હાથમા લાગ્યુ છે, માટે આ બધી પારકી વસ્તુઓનો આવી રીતે દુરૂપયોગ ન કરો ! વિગેરે તો તે સમયે તે પુરૂષ સાવધ થઇ જાય છે અહીં સમજાવનાર મિત્રાદિનો કઇ એવો ઉદ્દેશ નથી કે આ ધન વિગેરે માત્ર સ્વપ્નની માફક મિથ્યા છે, પરતુ કહેવાનુ તાત્પર્ય એટલુજ છે કે થોડા દિવસમા આ બધી સ પત્તિ ચાલી જનાર છે એવોજ

---

१ तथा च मायिकत्व क्वचिद्वैराग्यार्थं क्वचित्तिरोभावमभिप्रेत्य कुत्रचित तन्निष्ठसत्तामभिप्रेत्य उक्तम् । किं च सत्यस्यापि प्रपचस्य पराभिध्यानात् आविर्भावतिरोभावौ तु भवत एव । तथा च सत्यत्यताभीष्टमपि दाराविक प्राप्ते तिरोभावकाले क्षणमपि नैवाऽवतिष्ठतेऽतस्तिरोभावमभिप्रेत्यापि तथा वचन तथा राज्ञा स्वेच्छयाऽधिकारविशेषस्थापित ममैवाय ग्रामादिरित्यभिमत्या प्रमाद्यन्त प्रति तन्मित्राणां अय तव पूर्वं नासीन्नापि परत स्यात् मध्येपि स्वप्नस्थेवाय विभव इति वचन । तथेदमपि तिरोभावादिनाल्पकालिकत्वभवविषयत्वादिव मायिकमुच्यते । भारुतशक्तौ वेदान्तभट्टाचार्या ।

રીતે પુરાણાદિનુ પણ જગત્‌ને અસત્ય કહેવાનુ એવુ જ તાત્પર્ય છે કે પ્રવાહની માફક ફક્ત કદાચિત્ વધતો કદાચિત્ સકુચિત થતો આ સમગ્ર પ્રચ ચ લીલારસિક પુરાણપુરૂષોત્તમ તે ભગવાન્‌ની આવિર્ભાવ તિરોભાવશાલિની એક પ્રકારની લીલા છે. સ્ત્રી પુત્ર, ધન, ગૃહ, વિગેરે પદાર્થોનો જરૂર કોઇ એક દિવસે અકસ્માત્ તિરોભાવ થનારો છે, માટે એ સર્વને સ્વપ્નની તરહ સમજો, અને એમાથી મન હટાવી તે જગન્નિયતા પુરૂષોત્તમ પ્રભુની સેવામા લગાવો. આવુ કહેવાનુ એજ મુખ્ય તાત્પર્ય છે કે વિષયમા આસક્ત જીવ કોઇપણ પ્રકારે એનો પરિત્યાગ કરી પ્રભુશ્રીની પુણ્યમય રસિક સેવામા લાગે અગર એ ( પ્રપ ચ ને સત્ય સમજવા લાગી જાય તો એનાથી છૂટકારો મેળવવો અસ ભવિત થઈ જાય, અને અસત્ય જો સમજી લે તો તેને તુચ્છ માની સહજ તેનો પરિત્યાગ કરી શકે છે માટે હવે એ સિદ્ધ થયુ કે જગત્ સત્ય છે, અને અહ તા મમતારૂપ સ સારજ અસત્ય છે.

## જગત્ તથા સ સારનો ભેદ.

કેટલાક વાદીઓને તથા તદનુસારી અન્યપુરૂષોને એ ભ્રમ થઇ રહ્યો છે કે જગત્ અને સ સાર એક છે, અર્થાત્ શાસ્ત્રોમા જ્યા જગત્ શબ્દ આવે છે ત્યા તેઓ તેનો અર્થ સ સાર કરી બેસે છે અને જ્યા સ સાર શબ્દ આવે છે, ત્યા તો તુરતજ તેનો અર્થ જગત્ કરી બેસે છે પર તુ વિચારદ્રષ્ટિથી નીહાળતા તે ઉભય પદાર્થો જુદા છે, એક નથી ભગવાન્‌ના અવિકૃત પરિણામસ્વરૂપને જગત્ કહે છે. અને તે સત્ય છે, નિત્ય છે, તથા પ્રવાહની માફક ગમનશીલ છે. પર તુ જેના કારણથી જીવને જન્મ, મરણ, વિગેરે દુ ખો ભોગવવા પડે છે તે અવિદ્યાકૃત અહ તામમતારૂપ સ સાર

કહેવાય છે અને તે સસાર રજ્જુમા સર્પની માફક ભ્રમરૂપ છે છતા પણ પ્રતીત થઇ રહ્યો છે જગત્ બ્રહ્માત્મક છે, નિત્ય તથા સત્ય છે. અને સંસાર અહંતામમતારૂપ છે, અસત્ય છે, તથા અનિત્ય છે

વિદ્યા અને અવિદ્યા એ બન્ને સર્વશક્તિમાન્ સર્વેશ્વર પ્રભુની બે શક્તિ છે અવિદ્યાના દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ, અને સ્વરૂપવિસ્મૃતિ એવા પાચ પર્વો છે તથા તેમ વિદ્યાના પણ સાખ્ય, યોગ, વૈરાગ્ય તપ, તથા ભગવદ્ભક્તિ એ પાચ પર્વો( ભેદ) છે વિદ્યા દ્વારા મોક્ષ થાય અને અવિદ્યાથી બંધન થાય છે નિત્યક્રીડારસિક, રસિકશિરોમણિ પ્રભુશ્રીની જ્યારે સ્પષ્ટ રમણ કરવાની ઈચ્છા થાય છે, ત્યારે તે પોતાના સ્વરૂપમાથી સત્, ચિત્, અને આનંદરૂપ અંશોને પ્રકટ કરે છે બાદ બહુરૂપ થવાની સ્વેચ્છાથી પોતના તે સ્વાશોમા આનંદાશનો તિરોભાવ કરી લે છે અને આનંદાશના તિરોભાવ થવાથી ઐશ્વર્યાદિ ધર્મો પણ ચાલ્યા જાય છે તે સમય પરમાત્માની ઉચ્ચનીચ બહુરૂપે થવાની ઇચ્છાથી જીવની સાથે અવિદ્યા લાગી હોય છે અને તે અવિદ્યાથી જીવને એવો ભ્રમ થયો છે કે 'દેહજ હુ છુ' ઇંદ્રિય મારૂ સ્વરૂપ છે, પ્રાણજ હુ છુ તથા અંતઃકરણ મારૂ સ્વરૂપ છે. પરંતુ પોતાનુ જે સત્ ચિત્ તથા ગણિતાનંદ સ્વરૂપ છે તેને ભૂલી જાય છે એજ અધ્યાસ (જુઠી સમજ) ને વશીભૂત ચૈતન્યાશને જીવ કહે છે. સમગ્ર જગદ્વર્તિ પદાર્થો માત્ર ભગવાનના અંશો છે તેઓમા

---

१ एकस्यैव ममांशस्य जीवस्यैव महामते । बन्धोऽस्याविद्ययाऽनादिर्विद्यया च तथेतर । विद्याविद्ये मम तनू विद्व्युद्धव शरीरिणाम् । मोक्षबधकरी आद्ये मायया मे विनिर्मिते । तन्येते मोक्षबधौ आन्या तनू शक्तो । श्रीमद्भागवतम् ।

કોઇપણ જાતનો ભેદભાવ નથી તથાપિ આ જીવ અવિદ્યાને વશ થઇ તે તે પદાર્થોમા ભેદભાવ, રાગ, દ્વેષ, અહંતા મમતા વિગેરે કરવા લાગી પડે છે બસ, એટલાજ માટે એને અનેક જન્મ મરણાદિ દુઃખો ભોગવવા પડે છે એજ અહંતામમતાને સંસાર કહે છે. સંસાર અવિદ્યાનુ કાર્ય છે અને જગત્ ભગવત્કાર્ય છે અને એજ સંસારને અજ્ઞાન, ભ્રમ, અધ્યાસ, સ્વપ્ન, વિગેરે ઉપાધિઓ મળી ગઇ છે અવિદ્યાનેજ આધીન થઇ જીવ દેહધર્મ, ઇંદ્રિયધર્મ પ્રાણધર્મ અને અંતઃકરણ ધર્મોને પોતના ધર્મો માની 'હુ સ્થૂલ છુ ' હુ કૃશ છુ 'હુ સુખી તથા દુઃખી છુ' ઇત્યાદિ અનેક રીતે પોતાને માનવા લાગે છે સ્ત્રી, પુત્ર, ધન ગૃહાદિ બધા દેહનો સંબંધ રાખવાવાળા છે, પરંતુ અજ્ઞાનને વશ થઇ તેઓને પોતાના સંબંધી માની તેઓના સુખદુઃખાદિને પોતાના સમજવા લાગે છે જન્મની પહેલા માતાપિતા નહિ હતા મૃત્યુની પછી પુત્રાદિ પણ નહિ રહેશે, તથા વિવાહની પહેલા સ્ત્રી પણ કયા હતી? છતા પણ જુઠી મમતા તેઓના ઉપર કરવા લાગી પડે છે

૩૫ એજ વાત વેદ, ભગવદ્ગીતા તથા શ્રીમદ્‌ભાગવતમા પણ કહી છે

समाने वृक्षे पुरुषो निविष्टोऽनीशया शोचति मुह्यमान ' १ मुंडकश्रुति'
अज्ञाननावृत ज्ञान तेन मुह्यन्ति जन्तव । २ गीता

यावद्धतोऽस्मि हतास्मीत्यात्मान मन्यतेऽस्वदृक् ।
तावत्तदभिमान्यज्ञो बाध्यबाधकतामियात् ॥ ३ ॥
अविवेककृत पुसो ह्यर्थभेद इवात्मनि ।
गुणदोषविकल्पश्च भिदेव स्रजिवत्कृत ॥४॥
स्वप्ने यथा पश्यति देहमीदृश मनोरथेनाभिनिविष्टचेतन ।
दृष्टश्रुताभ्या मनसानुचिन्तयन्प्रपद्यते तत्किमपि ह्यपस्मृति' ॥५॥

शोकमोहौ सुखं दुःखं देहोत्पत्तिश्च मायया ।
स्वप्नो यथात्मनः ख्यातिः संसृतिर्न तु वास्तवी ॥ ६ ॥
आत्मानमन्यं च स वेद विद्वानपिप्पलादो न तु पिप्पलादः ।
योऽविद्यया युक्तः स तु नित्यबद्धो विद्यामयो यः स तु नित्यमुक्तः ॥७॥
बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ।
गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बन्धनम् ॥ ८ ॥
देहं मनोमात्रमिमं गृहीत्वा ममाहमित्यन्धधियो मनुष्याः ।
एषोऽहमन्योऽयमिति भ्रमेण दुरन्तपारे तमसि भ्रमन्ति ॥ ९ ॥
न केनचित्क्वापि कथंचनास्य द्वन्द्वोपरागः परतः परस्य ।
यथाहमः संसृतिरूपिणः स्यादेवं प्रबुद्धो न बिभेति भूतैः ॥१०॥

श्रीमद्भागवतम्

અર્થાત્—દેહરૂપી સમાન વૃક્ષમાં રહેલો આ જીવ અવિદ્યાથી શોકાદિને પ્રાપ્ત કરે છે ૧. અજ્ઞાનથી જ્ઞાન જ્યારે આવૃત (ઢંકાઈ) થઈ જાય છે ત્યારે જીવને મોહ પ્રાપ્ત થાય છે ૨. જ્યાં સુધી મનુષ્ય હું જ મૃત્યુ વિગેરે દુઃખોનો ભોક્તા છું તથા હું જ બીજાને મારવાવાળો છું એમ સમજે છે ત્યાં સુધી તે બહિર્દૃષ્ટિવાળો સુખદુઃખાદિનો અભિમાની, અવિદ્યાવાન્ પુરૂષ, બાધ્ય તથા બાધકપણાને પામે છે અર્થાત્ પોતે દુઃખાદિનો ભોક્તા તથા અન્યને દુઃખાદિને આપવાવાળો થઇ રહે છે ૩. જીવે ઘટ, પટ, મઠ, વિગેરે પદાર્થોની માફક આત્મામાં પણ અજ્ઞાનથી ભેદ સમજી રાખ્યો છે, અને હારમાં રહેલા પુષ્પોની માફક પદાર્થોમાં ગુણદોષની ભાવના પણ મિથ્યા કરી લીધી છે ૪. જેમ મનોરથોથીજ પોતાની બુદ્ધિને ચંચલ રાખવાવાળો મનુષ્ય સ્વપ્નમાં પોતાના દેહને મનોરથાનુસાર સુખી, દુઃખી, દેખવા લાગે છે તેમજ જીવ અહીં જે કાંઇ દેખે છે અથવા સાંભળે છે તેનેજ નિરંતર ચિંતન કરતાં કરતાં ફરીથી પણ બીજા જન્મમાં મોહને

પ્રાપ્ત કરી તે જ દુઃખાદિના કારણે અહંતા મમતા વિગેરેનો ભેટો કરે છે અર્થાત્ પ્રાપ્ત કરે છે ૫. રાત્રિમા જેમ એકજ બુદ્ધિ જે સ્વપ્ન તથા ખ્યાતિ થાય છે તેમજ આ જીવને શોક, મોહ સુખ, દુઃખ અને અહંતામમતા વિગેરે ઉપાધિકૃત છે, અર્થાત્ બુદ્ધિવૃત્તિરૂપ ઉપાધિના સંબંધથી (કેવલ ભ્રમથી)જ માની લીધાં છે વાસ્તવ નથી ૬. એકજ વૃક્ષમા (દેહમાં) જીવ અને અંતર્યામી નિવાસ કરે છે. પરંતુ તેમાં એક આનંદાંશ અંતર્યામી તે વૃક્ષનાં ફલ જે સુખદુ ખાદિ તેને ભોગવતો નથી અને પોતાના સ્વરૂપને તથા પોતાનાં સંગીને ઓળખે છે, તથા નિત્યમુક્ત છે. પરંતુ જીવ જો કે અવિદ્વાન હોવાથી તે દેહકૃત કર્મનાં ફલો સુખ-દુઃખાદિને પોતે ખુદ પોતાના માનવા લાગી પડે છે અને તે નતો પોતાના સ્વરૂપને જાણે છે અથવા નતો તે નિત્યમુક્ત અંતર્યામીને પીછાને છે (ઓળખે છે). અને આવી અણસમજથીજ તે નિત્ય બદ્ધ રહે છે ૭. સંસારમા બદ્ધ અને મુક્ત એવો જે વ્યવહાર છે તે ગુણોથીજ કૃક્ત થયો છે અર્થાત્ ગુણોનું કાર્ય છે. વસ્તુત. યથાર્થ રીતે ન સમજો, કારણ કે ગુણ પ્રકૃતિમૂલક છે, અને તે પ્રકૃતિનો નિયામક હું છું માટેજ મારે માટે બંધ, મુક્ત વ્યવસ્થા નથી ૮. પૂર્વના માત્ર મનોભ્રમથીજ પુનર્વાર એ દેહને પ્રાપ્ત કરી માણસ 'હું આવો છું' 'આ મારૂં છે' વિગેરે અહંતા મમતામા અંધ-બુદ્ધિ થઈ જાય છે. તે સમય અજ્ઞાનથી અર્થાત્ 'આ બીજો છે' 'હું બીજો છું' વિગેરે ભ્રમથી ફરી એજ અગાધ સંસાર સમુ-દ્રમાં ચક્કર ખાવા લાગે છે ૯. જેવી રીતે સંસાર પ્રાપ્ત કરાવનાર એ અહંકારને સુખદુઃખ, રાગદ્વેષનો સંબંધ થાય છે તેવીજ રીતે સ્વભાવથી નિઃસંગ એ આત્માને કોઈપણ પ્રકારથી કોઈ દેશકાળમાં પણ કોઇના દ્વારા કદાપિ દ્વંદ્વાદિનો સંબંધ થતો નથી. આવી

રીતે જે સમજી ગયો તે પ્રાણીમાત્રથી ઉદ્વેગ પામતો નથી અર્થાત્ જેને એવું જ્ઞાન થઇ ચૂકયુ છે કે દેહાદિના માત્ર અ યાસથીજ અહ તામમતા, અને અહ તામમતાથી ભેદભાવ રાગદ્વેષાદિ, અને અનેક શુભાશુભ કર્મો, અને તેનાથી એટલે તે તે કર્મોથી સુખદુ ખાદિ મળે છે વાસ્તવમા હુ નિ સ ગ છુ આવુ જે જ્ઞાની સમજે છે તે કોઇપણ પ્રકારે સૃષ્ટિમાત્રથી ઉદ્વિગ્ન થતો નથી ૧૦.

૩૬ જો કે રાગદ્વેષ, અહ મમાભિમાન, ભેદભાવ સ્થૌલ્ય-કાર્શ્ય, શૈત્ય, ઉષ્ણતા અ ધતા, બધિરતા વ્યાકુલતા વિગેરે ધર્મો દેહ, બુદ્ધિ, અને ઈંદ્રિયાદિના છે આત્માના નહિ છતા પણ જીવ અવિદ્યાને વશ થઈ પારકી વસ્તુઓમા પોતાપણુ, નિત્ય વસ્તુઓમાં અનિત્યપણુ, બ્રહ્મરૂપ પદાર્થોમા રાગદ્વેષ, અને બ્રહ્મથી અભિન્ન પદાર્થોમા ભેદભાવ કરવા લાગી જાય છે બસ, એજ અહ તામમતા વિગેરે અધ્યાસને સ સાર કહે છે જેમ કમળા ( પીળીઓ )ના રોગવાળો માણુસ બીલકુલ દૂધ જેવી ધોળી વસ્તુઓને પણ પીળીજ દેખે છે, અથવા નદીના કાઠા ઉપર ઉભેલો બાલક જેવી રીતે તર ગવાળા જલમા પ્રતિબિ બિ ત વૃક્ષોને પણ ફરતાજ માને છે અને જેમ ફુદડી ફરતો માણુસ પૃથ્વીને પણ ફરતીજ જુએ છે, તેમજ જીવને અવિદ્યાવશ આ જગત્મા અન્યથાભાવ તથા અહ તામમતા બુદ્ધિ થાય છે, અને તેનાથીજ એને બ ધન, જીવન, મરણાદિ દુ ખો સહેવા પડે છે પ્રત્યેકની હૃદયરૂપ ગુહામા (ગુફામા) રહીનેજ ઈશ્વર બધાને પ્રેરે છે પર તુ જીવ ' હુ સ્વત ત્ર કર્તા છુ, આ કર્મથી મળેલુ ફળ મારૂ છે, હુ સમર્થ છુ ' વિગેરે વિગેરે અહ ભાવ કરવા લાગી પડે છે એજ સ સાર છે અને એટલાજ માટે જીવને બ ધન થાય છે એજ વાત શ્રીમદ્ભાગવત તથા શ્રીગીતાજીમા કહી છે

यथाऽम्भसा प्रचलता तरवोऽपि चला इव ।
चक्षुषा भ्राम्यमाणेन दृश्यते चलतीव भूः ॥ १ ॥
यथा भ्रमरिकादृष्ट्या भ्राम्यतीव महीयते ।
चित्ते कर्तरि तत्रात्मा कर्तेवाहंधिया स्मृतः ॥ २ ॥
इत्यहंभावमापन्नो देहे मिथ्यावियोगिनि ।
अवशः कार्यते सर्वमीश्वरेण विमूढधीः ॥ ३ ॥
यथा दारुमयी योषा यथा दारुमयो मृगः ।
एवं भूतानि मघवन्नीशतन्त्राणि विद्धि भो ॥ ४॥
देहात्मभावो देहेनेशेच्छया कृतकर्मसु ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ ५ ॥

श्रीमद्भागवतम्

अहं सर्वस्य प्रभवः सर्वं मत्तः प्रवर्तते ।
ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६ ॥

श्रीभगवद्गीता ।

एतद्द्वारो हि संसारो गुणकर्मनिबन्धनः ।
अज्ञानमूलोऽपार्थोऽपि पुंसः स्वप्न इवेष्यते ॥ ७ ॥
न एतदधिगच्छन्ति विष्णोर्यत्परमं पदम् ।
अहंममेति दौरात्म्यं न येषां देहगेहयोः ॥ ८ ॥

श्रीमद्भागवतम् ।

અર્થાત્—જેમ વાયુના વેગથી કંપતા તટ ઉપર ઉગેલા વૃક્ષાદિ પણ પાણીમાં જાણે ચાલતાં હોય તેમ દેખાય છે અથવા ભ્રમણ કરનાર પુરૂષની દ્રષ્ટિથી પૃથ્વી પણ ફરતી હોય એમ જણાય છે ૧. એમજ જીવાત્મા પણ હૃદયાકાશમાં સર્વના પ્રેરક

અ તરાત્માના રહેવા છતા પણ સ્વત ત્ર કર્તાની માફક અહ ભાવ કરવા લાગી પડે છે ૨. જ્યારે મૂઢબુધ્ધિ આ જીવ એક દિવસ અવશ્ય અલગ થઇ જવાવાળા દેહમાં રહીને મિથ્યા અહ પણાને પ્રાપ્ત થાય છે માટે ઇશ્વર પણ અવશ ( સ્વત ત્ર ) થઇ સમગ્ર કર્મોના ફળો તેની પાસે ભોગવાવે છે ૩. જેમ કાષ્ઠની પુતળી તથા કાષ્ઠનો મૃગ એ બ ને નચાવનાર બાજીગરના હાથમા રહે છે, તેમજ આ જગત્ ભગવાનને વશ છે એમ સમજો ૪. દેહનેજ પોતાનુ સ્વરૂપ માનનાર અને અહ કારથી જેની મતિ ચલિત થઇ છે, એવો જીવ ભગવદિચ્છાથી થયેલા કર્મોમા 'હુ કરવાવાળો છુ' એવો અહ ભાવ કરવા લાગી પડે છે ૫. ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતામા પણ કહ્યું છે કે હે અર્જુન ! પ્રાણી માત્રના હૃદયમાં સર્વનિય તા ઈશ્વર અ તર્યામી સ્વરૂપથી રહે છે, અને પોતાની અલૌકિક શકિતથી કળવાળી પુતળીની માફક સર્વ પ્રાણીઓને પ્રેરે છે તે ઇશ્વર હુ છુ, અને હુ જ સર્વનુ ઉત્પત્તિ સ્થાન છુ અને મારાથીજ સર્વ પ્રવૃત્તિ ચાલે છે ૬. પ્રકૃતિ તથા શુભાશુભ કર્મ જેનુ કારણ છે એવો આ સ સાર ( અહ તામમતાત્મક ) અજ્ઞાનમૂલક તથા જુઠો છે ૭. જે મનુષ્યોને જગત્મા રહેલા પદાર્થોમા અહ મમભાવ થતો નથી તે જ ભગવાનના વિષ્ણુપદ ( અક્ષરધામ )ને પ્રાપ્ત કરે છે ૮.

૩૭ હવે માલુમ થયુ હશે કે સત્યવસ્તુમૂત જગત્ અલગ છે અને અહ તામમતાત્મક સ સાર અલગ છે. આજ સ સાર અને જગત્નો પરસ્પર ભેદ છે એ સ સાર પ ચપર્વા વિદ્યાદ્વારા લયને પામે છે. આજ સુધી અનેક જ્ઞાનીઓ વિદ્યા દ્વારા મોક્ષને પ્રાપ્ત કરી ચૂકયા છે પરન્તુ જગત્ તો જેવુંને તેવુજ બની રહ્યુ છે જગત્નો કોઇ

પણ અ શ ભગડયો નથી. એટલા માટેજ જગત્ અને સંસાર એ ઉભય એક વસ્તુ નથી પણ ભિન્ન ભિન્ન છે.

## અવિકૃતપરિણામવાદ તથા આરંભવાદ.

જગત્ બ્રહ્મનું અવિકૃત પરિણામ છે મૂળ કારણજ સર્વ કાર્યરૂપે થાય છતા પણ કારણમાં કોઈપણ પ્રકારનો વિકાર ન થાય તેને અવિકૃતપરિણામ કહે છે તત્વનો [ સ્વરૂપનો ] જે અન્યથાભાવ તેને વિકાર કહે છે તે વિકાર જેમાં ન આવે એવો જે પરિણામ તે અવિકૃતપરિણામ કહેવાય છે આસ્તિકદ*નોમા આરંભવાદ, વિવર્તવાદ, પ્રધાનવાદ, અને પરિણામવાદ, આ ચાર વાદો પ્રસિદ્ધ છે નૈયાયિકો આરંભવાદને સ્વીકારે છે તેઓનું કહેવુ એવુ છે કે પૃથ્વી, જલ, તેજ, વાયુ, આ ચાર તત્વોનાં અપ્રત્યક્ષ પરમાણુ જ્યારે ઇશ્વરકૃતિથી પરસ્પર મળી દ્વયણુક વિગેરેનો આરંભ કરે છે, ત્યારથીજ સૃષ્ટિનો આરંભ થાય છે અને જ્યારે ઇશ્વર તે પરમાણુઓમાં ઉલટી ક્રિયા કરે છે ત્યારે સર્વ પરમાણુઓ એકબીજાથી જુદાં થઇ આકાશમાં રહે છે અને ત્યારેજ પ્રલય થાય છે તાર્કિક લોકો પરમાણુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મનને નિત્ય માને છે તેઓને ત્યાં ઇશ્વર અને જીવનુ સર્વદા દ્વૈતજ રહે છે. અને તેઓ પરમાણુઓને જગતનું ઉપાદાન કારણ માને છે પરંતુ ઇશ્વર નિમિત્તકારણ છે એવું સ્વીકારે છે તથા જગત સત્ય છે

---

* એનુ અમે આગળ જઈ વગી મ ગી રીને નિરુપણ કરીશુ.

## આરભવાદની સમાલોચના.

પરંતુ તેઓનો આ મત શ્રુતિ તથા યુક્તિઓથી સિદ્ધ થઇ શકતો નથી કારણકે 'सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन' 'पुरुष एवेदꣳसर्वं' 'तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः' 'वासुदेव सर्वमिति' 'विश्वं हि ब्रह्म तन्मात्र' વિગેરે શ્રુતિ, સ્મૃતિ, સૂત્ર, પુરાણોનો પ્રખર વિરોધ આવે છે કારણ કે વેદાદિ શાસ્ત્રો અદ્વૈત-જ્ઞાનનુ પ્રતિપાદન કરી ગયા છે જયારે તાર્કિક તેનાથી ઉલટુ દ્વૈતજ્ઞાનનુ પ્રતિપાદન કરવા ચાહે છે તથા જે બે પરમાણુના પરસ્પર સંયોગથી દ્વયણુક તેનાથી ત્ર્યણુક અને ત્ર્યણુકથી ક્રમશ સ્થૂલ પૃથ્વ્યાદિ પદાર્થો, આવા રીતે જે આરભસૃષ્ટિ મનાઈ છે તે પણ યુક્તિસિદ્ધ નથી કારણ કે બે જુદા જુદા પરમાણુઓમાં પ્રદેશ ન હોવાથી તેનો સયોગ થવોજ અશકય છે અને કદાચ થાય તો પણ કયાથી થાય? તેને માટે અનુમાન પણ કરી શકતા નથી માટે દ્વયણુકની ઉત્પત્તિજ અસભવિત છે અને પરમાણુઓને નિત્ય માનવાથી સૃષ્ટિનો કદાપિ નાશ ન થવો જોઇએ પરમાણુઓમાં રૂપ માનવુ પણ અયુક્ત છે, કારણ કે રૂપ માનવાથી પરમાણુઓ અનિત્ય થઇ જશે અને પરમાણુઓમાથીજ સૃષ્ટિ માનશો તો પછી કાલ, જીવ, આકાશ, દિશા, એઓનુ ઉપાદાન કારણ કોણ થાય? યદિ કહો કે એ કાલ વિગેરે જુદાજ નિત્ય પદાર્થો છે, તો શ્રુતિ, સૂત્રોનો મહાન્ વિરોધ ગળે આવી પડે છે બીજુ ઇશ્વરને માત્ર નિમિત્ત કારણજ માની લેવાથી વિષમતા તથા નિર્દયતા રૂપ દોષ આવી પડે છે, કારણકે એક માણુસ સુખી, જયારે બીજો માણુસ તેટલોજ દુ:ખી જોવામા આવે છે, ઇશ્વર કોઇને સ્વર્ગ સુખ આપે છે અને બીજા પાસે નરકયાતના ભોગવાવે છે તો એવો ઇશ્વર જરૂર

વિષમ અને નિર્દય કહેવાશે કદાચ એમ કહો કે ઈશ્વર તો જેના જેવાં કર્મો જુવે છે તેવાજ તેને ફલો આપે છે તો પછી વૈષમ્ય અને નૈર્ઘૃણ્યરૂપ દોષ કયા રહ્યો ? તો આમ કહેવામા પણ અનીશ્વરત્વ રૂપ દોષ તો માથે ઝઝુમીજ રહ્યો છે કારણ કે યદિ કર્મજ ફલ આપે છે તો પછી ઇશ્વર શા કામનો ? અને બીજો પણ એક પરતંત્રતારૂપ દોષ ઇશ્વરમા આવી મળે છે ઇશ્વર કર્તા છે એ પણ યુક્તિથી સિદ્ધ થતું નથી, કારણ કે આપના મતમા ઇશ્વરનુ શરીર માન્યુ નથી અને શરીર વગરનો કદાપિ કર્તા થઈ શકેજ નહિ, અગર એટલા માટે શરીર માનો તો તમારા મત પ્રમાણે ઇશ્વર શરીરમા અનિત્યપણુ આવી જશે કદાચ કહો કે ઈશ્વરને શરીરની અપેક્ષા નથી તે ઇચ્છામાત્રથીજ જગતનુ નિર્માણ કરવા સમર્થ છે તો એ પણ ઉચિત નથી, કારણ કે જેને શરીર નથી હોતું તે ઇચ્છાવાળો હોય એવુ લોકમા કયાય પણ પ્રસિદ્ધ નથી કલ્પના પણ લોક વિરૂદ્ધ ન હોવી જોઇએ. અને ઇશ્વરને ઇચ્છાવાળો માનવાથી ઇદ્રિયો પણ માનવી જોઇશે અને જ્યારે ઇદ્રિયવાન્ ઇશ્વર થયો તો પછી જરૂર સુખદુ ખાદિ ભોક્તા પણ થવો જોઇએ. તો પછી ઇશ્વર પણ એક જાતનો જીવ જેવોજ થયો કહેવાય માટે આવી રીતે અનેક દોષથી ગ્રસ્ત હોવાથી આરભવાદ યુકત નથી.

## પ્રકૃતિવાદ અને તેની સમાલોચના.

૩૮ અસત્ કોઇનું પણ કારણ થઇ શકે નહિ. એમ નહિ હોય તો શશશૃંગથી પણ સમગ્ર વસ્તુઓ પેદા થવી જોઇએ, પણ તે લોકથી વિરૂદ્ધ છે પ્રકૃતિ તો જડ છે માટેજ

૧ સાખ્યમત

પરતંત્ર પણ છે અને તે પરતંત્ર તથા જડ હોવાથી કોઇનું કારણ થઈ શકે નહિં અગર માની લઇએ કે પ્રકૃતિજ કારણ છે, તોય પણ ઉધ્ધાર નથી. કારણ કે પૂર્વોક્ત શ્રુત્યાદિનો વિરોધ જેવો ને તેવોજ ઉભો છે

બીજુ એ કે પ્રધાનવાદમા પ્રકૃતિ તથા પુરૂષનો ભેદ જાણવાથીજ મોક્ષ માન્યો છે, પરંતુ વેદમાં તો બ્રહ્મજ્ઞાનથી મોક્ષ કહ્યો છે આવી રીતે પણ વેદવિરોધ સ્પષ્ટજ છે અગર કહો કે લોકમાં શરીર જે શુક્રશોણિતમય માન્યું છે. અને તેનુ કારણ સ્ત્રીપુરૂષજ પ્રસિધ્ધ છે માટે પ્રકૃતિ–પુરૂષનેજ કારણ માનવુ જોઇએ તો એ પણ માત્ર અવિચારમધુરજ છે. કારણ કે ' कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिं' 'तद्भूतयोनिं परिपश्यन्ति धीरा' 'मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्' 'तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ।' વિગેરે શ્રુતિ, સ્મૃતિ વાકયોમાં સ્પષ્ટ કહ્યુ છે કે તે ઈશ્વરજ રૂપભેદથી આ સમગ્ર જગતનુ ઉત્પત્તિસ્થાન છે અને તે જ બધાનો પિતા છે અર્થાત્ બ્રહ્મજ સ્વરૂપભેદથી પુરૂષ, યોનિ, અને બીજ છે માટે પ્રધાનવાદ વેદાનુકૂલ ન હોવાથી અપ્રમાણ છે.

## વિવર્તવાદ.

૩૯ અદ્વૈતવાદી[1] વિવર્તવાદનો સ્વીકાર કરે છે તેઓનુ એવું કહેવુ છે કે નિર્ગુણ, નિરાકાર, નિર્ધર્મક, નિષ્ક્રિય બ્રહ્મમાંજ અનાદિમાયાના સંબંધથી જગદ્રૂપ વિવર્તને પામે છે, અર્થાત્ માયા સંબંધથી અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાજ જગતની ભ્રાંતિ થાય છે. જેમ દોરીમાં સાપનો ભ્રમ થાય છે, અથવા છીપમાં ચાંદીની ભ્રાંતિ થાય છે એવીજ રીતે અજ્ઞાનથી બ્રહ્મમાં જગતની ભ્રાંતિમાત્ર થાય છે,

૧ અદ્વૈતમત અથવા માયાવાદ.

વાસ્તવમા જગત કઇજ નથી [1]જીવ, ઇશ, કેવલજ્ઞાન, ઇશ્વર અને જીવનો ભેદ, અવિદ્યા, અને અવિદ્યાથી થતો જીવનો બધ, આ છ પદાર્થોને અદ્વૈતવાદી અનાદિ માને છે અને અનાદિ તથા સાન્ત ( અન્તવાળી ) માયાજ જગતનુ ઉપાદાન કારણ છે તો એ ઠીક છે પરતુ અગર શ્રુત્યાદિથી આ વાત સિધ્ધ થતી હોય તો અમે માની લઇએ કે માયાવાદ વૈદિક છે. પરતુ સિધ્ધ થવુ માત્ર કઠિનજ નહિ, પરતુ વધ્યાપુત્રના લગ્નની માફક મિથ્યા છે કારણુ કે પ્રથમ તો જીવાદિ છ પદાર્થોને અનાદિ માનવાથી વેદવિરોધજ સ્પષ્ટ જણાઇ આવે છે વેદમાં 'सदेव सौम्येदमग्र आसीत्' 'एकमेवाद्वितीय ब्रह्म' ઇત્યાદિ વાકયો દ્વારા એક બ્રહ્મને છોડી કોઇ પણ પદાર્થને અનાદિ કહ્યો નથી અને ખરી વાત તો એ છે કે છએ પદાર્થોને અનાદિ માની લેવાથી અદ્વૈતમત એ નામજ વિરૂદ્ધ પડી જશે બીજુ અનાદિ-સિધ્ધ માયાને ઉપાદાન કારણુ માનવાથી દ્વૈતાપત્તિ થાય છે અગર અભાવ પદાર્થની માફક અનાદિ સાન્ત માની દ્વૈતાપત્તિનો પરિહાર કરો તો પણ છુટકારો નથી, કારણુ કે તમારા મતમા માયાને ભાવરૂપ પદાર્થ માન્યો છે, એટલા માટે ભાવસિદ્ધિમા અભાવનુ દૃષ્ટાત તદ્દનજ અયુક્ત કહેવાય વિવર્ત થવામા જે રજ્જુસર્પ તથા શુક્તિરજતનું દૃષ્ટાત આપ્યુ છે તે પણ મનોરથ માત્ર છે, કારણુ કે રજ્જુ તથા સર્પ ઉભય સાકાર છે તથા સરખા આકારના પણ છે સમાનાકાર પદાર્થોની પરસ્પરમાં ભ્રાંતિ સભવિત છે, પરતુ નિરાકાર, નિર્ધર્મક, નિષ્ક્રિય, બ્રહ્મમા સાકાર, સધર્મક, સક્રિય, જગતની ભ્રાંતિ સભવતી નથી કારણ કે

---

[1] जीव ईशो विशुद्धा चिद्विभागस्त्वनयार्द्वयो ।
आविद्या, तत्कृतो बन्ध, षडस्माकमनादय ॥

પરસ્પર વિરૂધ્ધમાં ભ્રાંતિ કદાપિ થતી નથી અને વિરૂદ્ધમાં પણ ભ્રમ થતો હોય તો પછી આકાશમા પણ હાથી ઘોડા વિગેરેની ભ્રાતિ થવી જોઇએ કદાચ કહો કે કોઇ કોઈ વખતે મેઘો ચઢી આવતા આકાશમા પણ તેવી ભ્રાતિ થાય છે, પરંતુ ત્યા યદ્યપિ નિરાકારમા સાકારની ભ્રાંતિ થાય છે, છતા-પણ આકાશ નિરાકાર છે, શુક્તિરજત, રજ્જુસર્પ વિગેરે દૃષ્ટાતોમા બને સાકાર અને સમાનાકાર છે, પરતુ આકાશનો મેઘોના જેવો સરખો આકાર નથી અસ્તુ, અગર 'તુષ્યતુ' ન્યાયથી માની લઈએ તો પણ એનાથી બ્રહ્મમા જગત્‌ની ભ્રાતિ સિધ્ધ થતી નથી કારણ કે ભ્રાતિ થવામા આવો નિયમ છે કે જેની ભ્રાતિ થતી હોય તેને પહેલા કયાય પણ જોયો હોવો જોઈએ જેને કદાપિ જોયો નથી તેવા પદાર્થની ભ્રાતિ થવી અસભવિત છે. રજ્જુ-સર્પ, શુક્તિ-રજત, વિગેરે દૃષ્ટાતોમા તો સર્પ તથા રજત બને પહેલાં દૃષ્ટ છે અને એટલા માટેજ તે વાસનાથી પેદા થયેલા સસ્કારથી રજ્જુમાં પૂર્વદૃષ્ટ સર્પની તથા શુક્તિમા રજતની ભ્રાતિ થાય છે 'બ્રહ્મમા જગત્‌ની ભ્રાંતિ થાય છે' અહીં આ વાકયમા એ સ્પષ્ટ માલુમ પડી આવે છે કે અવશ્ય પૂર્વમા સત્ય જગત્‌નો અનુભવ થયો છે ત્યારે તો ભ્રાતિ થઈ, નહિ તો ભ્રાંતિજ અસભ-વિત છે અગર ભ્રાતિવાદ સિધ્ધ કરવા માટે પહેલા સત્ય જગતનું દર્શન માનો તો પછી વિવર્તવાદનોજ નાશ થઈ જશે. કદાચ કહો કે અનાદિ વાસનાથી પેદા થયેલા સસ્કારોથી ભ્રાતિ થાય છે તો એ કલ્પના પણ દૂરાપાસ્તજ છે, કારણ કે અનાદિવાસના માની લેવાથી અધપરપરા તથા અનવસ્થારૂપ બે દોષો આવી પડે છે માટે માયાવાદ કોઇપણ પ્રકારે વેદસિધ્ધ થઇ શકતો નથી. આગળ જઈ અમે એજ વિષયની બહુ સારી રીતે સમાલોચના કરીશું.

## અવિકૃતપરિણામવાદ.

૪૦ દુનીઆમાં પરિણામ બે પ્રકારનો છે પહેલો પરિણામ એવો છે કે જે પલટતા છતા પણ અર્થાત્ કાર્યરૂપને પામતા છતા પણ ફરી પોતાના પૂર્વસ્વરૂપને એટલે કારણસ્વરૂપને પ્રાપ્ત થાય છે અને બીજો, જે પરિવર્તન થયા પછી પોતાના અસલ સ્વરુપમા ન આવી શકે અન્ય સ્વરૂપમા પલટાઈ જઈ પછી જે પોતાના મૂલસ્વરૂપમા ન આવી શકે તેનેજ વિકાર કહેવામા આવે છે, જેમ દહિ, અને જે ફરી પોતાની પૂર્વાવસ્થામા આવી મળે તેને પરિણામ અથવા અવિકૃતપરિણામ કહે છે. જેમાં પોતાના અસાધારણ ધર્મોનો તો પરિત્યાગ હોય[1] અને ફરી પૂર્વાવસ્થા પ્રાપ્ત કરવામાં વિરોધી અન્ય ધર્મોનો ઉદય થતો હોય તેને વિકાર યા તો વિકૃતપરિણામ કહે છે. જેમ દુધનો જ્યારે દધિભાવ થઈ જાય છે ત્યારે કારણરૂપ દુગ્ધનાં માધુર્યાદિ અસાધારણ ધર્મોનો પરિત્યાગ થાય છે અને ફરી દુગ્ધાવસ્થાના વિરોધી ખટાશ, ઘટ્ટપણું વિગેરે ધર્મોનો ઉદય થાય છે, માટેજ એ વિકાર કે વિકૃતપરિણામ કહેવાય છે. દુધ જો કે દધિરુપથી પરિણામ પામ્યુ છે છતા પણ તેના સ્વરૂપનો અન્યથાભાવ થયો છે માટેજ દધિ દુગ્ધનુ વિકૃતપરિણામ છે, પરંતુ પરિણામ થયા પહેલા કે પરિણામ થતી વખતે અથવા પરિણામ થયા બાદ કોઈ-

---

૧ स्वासाधारणधर्मपरित्यागपुरःसर. पुन कारणभावप्रतिरोधिधर्मान्तरोदयो विकार । यथा दुग्धस्य दधिभावे दुग्धासाधारणधर्मस्य माधुर्यादे परित्याग पुनर्दुग्धभावापत्तिप्रतिरोधिनो घनत्वाऽम्लत्वादेरुदयश्च । मृत्सुवर्णादि प्रभृतीनां तु घटकटककुण्डलादिभावेपि तदसाधारणधर्माणां गन्धवत्त्व-कषपट्टिकारोहितरूपगुरुत्वकठिनधातुत्वादीना परित्यागो न । नापि घटादीनां भूयः कारणभावानापत्ति । माहत्राशको—रेहृ[illegible] चार्यगोत्रर्षेनगर्णि ।

પણ પ્રકારનો અન્યથાભાવ થયા વગર જે કારણ કાર્યરૂપથી પરિણામ પામે છે તેને 'અવિકૃતપરિણામ' કહે છે. બસ, એવીજ રીતે બ્રહ્મ પણ જગતરૂપ પરિણામને પ્રાપ્ત થયુ છે, વેદમા પ્રતિજ્ઞાશ્રુતિદ્વારા કાર્યકારણનો તથા જગત્ અને બ્રહ્મનો અભેદ નિરૂપણ કરતી વખતે મૃત્તિકા, સુવર્ણ, તથા લોહ (લોઢુ) જ્યારે ઘટ કુંડલ, તથા કઢાઈરૂપથી પરિણામને પ્રાપ્ત થાય છે ત્યારે પણ પોતાના અસાધારણ ધર્મો કે જે ગંધવત્ત્વ કસોટી પર ચઢવું, કાળાશ કઠિનપણુ વિગેરે ધર્મોનો પરિત્યાગ કરતાં નથી અને ફરીથી પોતાની પૂર્વાવસ્થામા અર્થાત્ ઘટ મૃત્તિકાની અવસ્થામાં, કુંડલ સુવર્ણાવસ્થામા અને કટાહ લોહાવસ્થામા આવી શકે છે. જગદ્રૂપે પરિણામ થયા પહેલા, જગદ્રૂપે પરિણામ થતી વખતે તથા પુન પૂર્વાવસ્થામા આવ્યા પછી પણ બ્રહ્મ તો જેવુ ને તેવુંજ સત્, ચિત્, અને આનંદ સ્વરૂપજ રહે છે. જેમ મૃત્તિકા, સુવર્ણ, અને લોહ કારણાવસ્થામા જેવુ છે તેવુ ને તેવુ જ કાર્યાવસ્થામા પણ છે, તેના સ્વરૂપનો અન્યથાભા થતોજ નથી, તેમજ બ્રહ્મ પણ કારણાવસ્થામા તથા કાર્યાવસ્થામા સમાન રહે છે એના સચ્ચિદાનંદસ્વરૂપનો તો જરાય અન્યથાભાવ થતો નથી, બધા સુવર્ણાદિ તૈજસ પદાર્થો, કટક, કુંડલ, હાર વિગેરે કાર્યરૂપ અવસ્થામા પરિણત થાય છે પરંતુ ફરીથી કારણાવસ્થામાં અર્થાત્ સુવર્ણાવસ્થામા આવી શકે છે કેવલ કટક, કુંડળ, હારાદિરૂપથી સુવર્ણની અવસ્થાજ બદલાતો રહે છે. અવસ્થાનુ બદલાવુ કંઈ ભેદ કે વિકાર કહેવાતો નથી જેમ ઘડી કરી રાખેલું વસ્ત્ર

---

१ परिणमते कार्याकारेणेति अविकृतमेव परिणमते सुवर्णं सर्वाणि च तैजसानि । पूर्वावस्थान्यथाभावस्तु कार्यश्रुत्यनुरोधादङ्गीकर्तव्य ।

( ૫૮ ) અથવા ઘડી ખોલી નાખી ફેલાવેલુ વસ્ત્ર જુદુ નથી, અથવા બેઠેલો કે લાંબો થઇ સૂતેલો સર્પ કઇ જુદો નહિં કહેવાય. તેમ 'હુ ' એક પણ અનેક પ્રકારે બહુ થાઉ ' ' એકલા-થી રમણ ન થઈ શકવાથી બ્રહ્મ દ્વિતીય થવાની ઇચ્છા કરી.' વિગેરે શ્રુતિઓમાં કહેલી ભગવાનની બહુ થવાની ઈચ્છા અવસ્થાના પરિવર્તન થયા વગર સિદ્ધ ન થઇ શકે, માટેજ 'एकोहवहुस्यां ' ઇત્યાદિ શ્રુતિઓના અનુરોધથી અવસ્થાનો અન્યથાભાવ તો સ્વીકારવોજ જોઇશે. માટેજ ભગવાન્ પોતાના આનદાશનો તિરોભાવ કરી ગુણોનો ન્યૂન કે અધિક ભાવ થવાથી આ વિચિત્ર જગત્ સ્વરુપે પરિણામને પ્રાપ્ત થયા.

૪૧ अस्तु ( ઠીક છે ), માની લીધુ કે બ્રહ્મજ જગતનુ ઉપાદાન અથવા સમવાયી કારણ છે. બ્રહ્મજ પ્રકૃતિ, પુરૂષ, મહત , અહકાર, ગુણ ઈત્યાદિ રૂપથી પરિણામને પ્રાપ્ત થયુ છે. છતા પણ એનો બનાવનાર તો જરુર કોઈ જોઇએજ. મૃત્તિકા સુવર્ણ વિગેરે પણ કોઇના બનાવવાથીજ ઘટ, કુડલ, કટક વિગેરે કાર્યરૂપે બને છે માટે જોકે બ્રહ્મ જગતનુ સમવાયી કારણ છે. છતાં પણ તેનો ઉત્પાદક (બનાવનાર) કોણ? એવી શકા થાય તો તેનો ઉત્તર એ છે કે જેમ કરોળીઓ પોતાના સ્વરૂપથી પોત અનેક જાલ બનાવી લે છે, તેને જેમ કોઇ કર્તા કે નિમિત્તકારણની અપેક્ષા નથી તેમજ બ્રહ્મ પણ પોતે પોતાની મેળે જગદ્રૂપ થઇ જાય છે અને તેને પણ કોઈ કર્તા, અથવા નિમિત્તકારણની જરૂર રહેતી નથી વેદમા પહેલા એ કહ્યુ છે કે 'સૃષ્ટિની[3] પૂર્વમાં એક અદ્વિ-તીય બ્રહ્મજ હતુ.' ત્યાર પછી કથ્યુ છે કે 'તેણે[4] પોતાના

---

१ एकोह बहुस्या प्रजायेय । २ स एकाकी न रमते स द्वितीयमैच्छत् । ३ सदेव सौम्येदमग्र आसीत् । ४ स आत्मानं स्वयमकुरुत ।

આત્માનેજ જગદ્રૂપે બનાવ્યો.' એથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મજ કર્તા, નિમિત્ત, તથા ઉપાદાન કારણ છે એજ વાત '[1] उपसंहारदर्शनादिति चेन्न क्षीरवद्धि' '[2] प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात्' એ બે સૂત્રોમાં કહી છે ત્યા કહ્યુ છે કે કુલાલ ( કુભાર ) ને ચક્ર, ચીવર, (કાપવાની દોરી ) વિગેરે ઉપકરણુને સપાદન કરતો જોઇ કહો કે બ્રહ્મને પણુ જગદ્રૂપ ધારણુ કરતી વખતે નિમિત્તાદિની અપેક્ષા હોવી જોઇએ. અને તે નિમિત્તાદિ અહીં અન્ય કોઈ નથી માટે પરિણુામવાદ યુક્ત નથી આવી શકા કરો તો તે ઠીક નહિં કહેવાય કારણુ કે જેમ દૂધને દધિરૂપથી પરિણુામ થતી વખતે કર્તા, નિમિત્ત, વિગેરેની અપેક્ષા રહેતી નથી તે ( દુધ ) દધિભવન સમયે પોતેજ કર્તા, તથા નિમિત્ત થઇ જાય છે. એવીજ રીતે બ્રહ્મને પણુ જગદ્રૂપે થતી વખતે કર્તા અથવા નિમિત્તાદિની અપેક્ષા કોઇપણુ પ્રકારની રહેતી નથી તે પોતેજ કર્તા, નિમિત્ત અને ઉપાદાન થઇ જાય છે. '[2] प्रकृतिश्च प्रतिज्ञादृष्टांतानुपरोधात्'

---

१ उपसंहारदर्शनादितिचेन्न क्षीरवद्धि १–१–२४ । कुलालादेश्चक्रादिसाधनान्तरस्योपसंहारदर्शनात्, संपादनदर्शनादितिचेन्न, क्षीरवद्धि यथा क्षीरं कर्तारमनपेक्ष्यैव दधिभवनसमये दधि भवति एवं ब्रह्मापि कार्यसमये स्वयमेव सर्वं भवति । श्रीमद्वल्लभाचार्यचरणाः अणुभा. २ तथा च जगतः प्रकृतिरुपादानकारणं चाभिन्निमित्तकारणं च ब्रह्मैव अथवा रूढ्या प्रकृतिरुपादानकारणं प्रकृष्टा कृतिर्यस्येति योगेन च निमित्तं च ब्रह्मैव चकारो यत्र येनेत्यादिवाक्योक्ताधिकरणवादिसंग्राहकः । कुतः—प्रतिज्ञादृष्टान्तानुपरोधात् । तत्र तत्रोपनिषत्सु श्रूयमाणाः प्रतिज्ञादृष्टान्ताश्चाभिन्ननिमित्तोपादानत्वे सत्येव नोपरुध्येरन् । यथा छान्दोग्ये श्वेतकेतुविद्यायां 'उत तमादेशमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं ज्ञातं' इति प्रतिज्ञा । अनन्तरं 'कथं नु भगवः स आदेशो भवति' इति श्वेतकेतुप्रश्ने 'यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यमिति' दृष्टान्तः ।

આ સૂત્રમાં પ્રકૃતિ શબ્દના બે અર્થ થાય છે. એક રૂઢ અને બીજો યૌગિક. કોઈ એક અમુક અર્થમા જે શબ્દનો નિયમ કરી રાખ્યો હોય એવા શબ્દને ' રૂઢ ' શબ્દ કહે છે, જેમ મ ડપ અહીં એમાં અક્ષરોથી એ અર્થ નથી નીકળતો, છતા પણ રૂઢ હોવાથી એને એજ (મ ડપ) અર્થ થાય છે અને જેને યોગથી (અક્ષરોના મેળથી) અભીષ્ટ અર્થ નીકળતો હોય તેને યૌગિક શબ્દ કહે છે પ્રકૃતમાં પ્રકૃતિ શબ્દને રૂઢ તથા યૌગિક બ ને માન્યો છે માટે એના બે અર્થો થાય છે. એક તો પ્રકૃતિ અર્થાત્ ઉપાદાન કારણ આ એનો રૂઢ અર્થ થાય છે અને બીજો પ્રકૃતિ ( એટલે અત્ય ત સારી છે કૃતિ જેની ) એટલે નિમિત્તકારણ એ યૌગિક અર્થ છે તો હવે સૂત્રનો અર્થ એ થયો કે પરમાત્મા આ જગતનુ ઉપાદાન કારણ છે. તથા સારી રીતે બનાવનાર નિમિત્તકારણ પણ છે. સૂત્રમા રહેલો ચકાર એ અર્થને સૂચવે છે કે શ્રીમદ્ભાગવતમા કહેલા 'यत्र येन यतो यस्य' ઇત્યાદિ શ્લોકોમા ઉક્ત જગદ્રૂપે થવાનુ સ્થાન, પ્રકાર, પ્રયોજન, વિગેરે પણ બ્રહ્મજ છે. કારણ કે વેદાદિ શાસ્ત્રોમાં પ્રતિજ્ઞા અને દૃષ્ટાંત એવાજ મળે છે. બ્રહ્મનેજ જગતનુ અભિન્નનિમિત્તોપાદન માનવાથી ઉપનિષદોમા અનેક જગ્યાએ કહેલી પ્રતિજ્ઞા અને દૃષ્ટાંત સાર્થક થશે તે દૃષ્ટાંત અને અને પ્રતિજ્ઞાના અનુરોધથી બ્રહ્મનેજ ઉપાદાન તથા નિમિત્તકારણ માનવુ જોઈએ જેમ છાંદોગ્યોપનિષદ્ની શ્વેતકેતુ વિદ્યામાં એકના વિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞા કરી છે ત્યા કહ્યુ છે કે " હે

---

बृहदारण्यके मैत्रेयीब्राह्मणे ' आत्मनो वारे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम् ' अग्रे च ' ब्रह्म तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद ' । ' इदं सर्वं यदयमात्मा ' इति सर्वस्य ब्रह्मरूपतां प्रतिज्ञाय दृष्टान्ता आम्नाताः मास्तसच्चौं वेदान्तमहाचार्यो श्रीगोवर्धनशर्मीण ।

પ્રિય શિષ્ય ! શુ તમે તે આદેશ ( આજ્ઞા ) કયારે પણ પુછયો છે ? કે જેના સાંભળવાથી ન સાંભળેલો પદાર્થ પણ સંભળાઈ જાય છે, અને અજાણી ( અજ્ઞાત ) વસ્તુ પણ જણાઇ જાય છે, તથા જેની સમજણુથી ન માનેલી વસ્તુ પણ માની લેવાય છે." બાદ આવુ ગુરૂમુખથી શ્રવણ કરી શિષ્ય પ્રશ્ન કરે છે કે " હે ભગવન્ ! તે આજ્ઞા કઇ છે ? " ત્યારે ઋષિ બોલ્યા કે " હે ભોળા સ્વભાવના શિષ્ય ! જેવી રીતે એક મૃત્તિકાનેજ જાણી લેવાથી બધોજ મૃણ્મય ( માટીથી બનેલા ) પદાર્થ જાણી લેવાય છે, કારણ કે માટીના બનેલાં ઘટ, શરાવ, ( કોડીયાં ) બટેરાં, કુલડાં, વિગેરે પાત્રો વાણીમાત્રથીજ કહેવાયા છે, અર્થાત્ કહેવા પુરતાંજ મૃત્તિકાથી અલગ સમજાય છે. વસ્તુતઃ ખરી રીતે તો માટીનાજ તે તે જુદા જુદાં નામો છે. પણ કાઇ મૃત્તિકાથી તેનુ સ્વરૂપ જુદુ નથી. માટે તે ઘટ વિગેરે સર્વ મૃત્તિકા સ્વરૂપજ હોવાથી સત્ય છે, પણ અસત્ય નથી. બીજુ પણ બૃહદારણ્યકોપનિષદ્‌ના મૈત્રેયી બ્રાહ્મણમા કહ્યુ છે કે " હે શિષ્ય ! આત્માનાજ દર્શનથા શ્રવણથી તથા મનનથી આ પુરોદૃશ્યમાન ( નજર આગળ જણાતુ ) જગત દેખાઇ, સંભળાઇ, અને જાણી લેવાય છે. " એની આગળ પણ કહ્યુ છે કે " બ્રહ્મ તેવા મનુષ્યથી દૂર રહે છે કે જે જગતમાં રહેલા પદાર્થોને બ્રહ્મથી અલગ સમજે છે. " આ બધુ પુરોદૃશ્ય-માન જગત્ આત્મસ્વરૂપ છે. ' એવી રીતે ' આ સમગ્ર જગત્ બ્રહ્મસ્વરૂપ છે. ' આમ પ્રતિજ્ઞા કરી પછી દૃષ્ટાત કહે છે

આવી રીતે સમગ્ર કાર્યને કારણરૂપ થવાની પ્રતિજ્ઞા કર્યા બાદ મૃત્તિકા, સુવર્ણ, લોહ, વિગેરે દૃષ્ટાંતો કથ્યા છે હવે અગર બ્રહ્મને જગતનુ અભિન્નનિમિત્તોપાદન કારણ ન માનો તો આ શ્રુતિમા કહેલી પ્રતિજ્ઞા અને દૃષ્ટાત કેવી રીતે સમંજસ (અનુકૂલ)

થઇ શકે ? અહીં આત્માથી ભિન્ન બીજા કોઈ પણ પદાર્થોને જોવાનો નિષેધ કરવાથી તથા 'આ બધું આત્માજ છે' આ કથનથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આત્મા-પરમાત્માની શિવાય આ જગતનું નિમિત્ત કારણ (બનાવનાર ચક્ર, ચીવર, દંડ ઇત્યાદિ) અન્ય કંઇ પણ નથી. તે પોતેજ પોતાની મેળે સર્વ રૂપે થઇ જાય છે. વળી મૃત્તિકાનું દૃષ્ટાંત આપવાથી એ પણ પ્રતીત થાય છે કે કાર્ય જગત્ અને કારણ બ્રહ્મમાં કોઇ પણ જાતનો ભેદ નથી. જેમ એક મૃત્તિકા માત્રને જાણી લેવાથી માટીના બનેલા બધાંજ તે તે પાત્રો જાણી લેવાય છે તેમજ બ્રહ્મને જાણી લેવાથી આ બધું જ જગત્ જણાઈ જાય છે જે લોકો બ્રહ્મને માત્ર નિમિત્ત કારણજ માને છે, અને ઉપાદાન કારણ, પ્રકૃતિ, માયા, યા પરમાણુ, ઈત્યાદિને માને છે તો તેઓના મતમાં શ્રુતિમાં કહેલી પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતશ્રુતિ બંને વિરૂદ્ધ થઇ પડે છે શું માત્ર નિમિત્ત કારણનાજ જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થઈ શકે છે ? શું કુંભારને જોઈ ઘટ વિગેરે પદાર્થો માટીના બનેલાં છે એ માલુમ પડી જાય છે ? કદાપિ નહિ. હા સુવર્ણ અને મૃત્તિકાને જોવાવાળો અને જાણવાવાળો જાણી શકે છે કે કુંડલ, કડા, અને ઘટ, શરાવ, વિગેરે સુવર્ણ તથા માટીના બનેલા હોય છે. જેવી રીતે માટીનેજ, વ્યવહાર ચલાવવા માટે ઘટ, કોડીઆં, કુલડાં વિગેરે કહેવા લાગી પડવું એ વ્યવહાર અસત્ય છે, કારણ કે તેઓને અમે માટી શબ્દથી વ્યવહરતા નથી. અગર અમે તેઓને માટી શબ્દથી વ્યવહરીએ તો અવશ્ય તે વ્યવહાર પણ સત્ય કહેવાત, પરંતુ એવું નથી સૂક્ષ્મદૃષ્ટિએ વ્યવહાર, સમજ, અહં મમ પ્રત્યય, વિગેરેમાં કોઈ પણ ભેદ નથી. એવીજ રીતે બ્રહ્મરૂપ નિત્ય, સત્ય, જગત્‌માં રહેના પદાર્થોમાં

અમે અમારી મતલબ માટેજ સ્ત્રી, પુત્ર, ધન, અગ્નિ, આકાશ, વાયુ, દેહ, વિગેરે વ્યવહાર કરીએ છીએ તથા તેઓમાં હું અને મારૂં આવો વ્યવહાર પણ કરીએ છીએ તો તે વ્યવહારજ મિથ્યા છે, પણ તે પદાર્થ મિથ્યા નથી એટલા માટે જીવની સમજમાંજ ફેર છે પણ કાંઇ પદાર્થો અન્યથા નથી. પદાર્થો તો બ્રહ્મસ્વરૂપ છે તથા બ્રહ્મથી અભિન્ન છે.

૪૨ એજ કાર્યનો કારણથી અભેદ ( ઐક્ય ) અર્થાત્ બ્રહ્મથી જગત્‌નો અભેદ, શ્રીવેદવ્યાસજીએ 'तदनन्यत्वमारम्भणशब्दादिभ्य' આ સૂત્રમાં કહ્યો છે તે સૂત્ર 'वाचारम्भणम्' વિગેરે શ્રુતિઓનો સંદેહ દુર કરવા માટે પ્રવૃત્ત થયું છે એ શ્રુતિનો અર્થ અમે આગળ સ્પષ્ટ રીતે કરીશું અર્થાત્ એ સૂત્ર 'वाचारम्भण विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम्' ઇત્યાદિ શ્રુતિવાકયોથી કાર્યનું કારણથી (જગતનું બ્રહ્મથી) ઐકય છે, અભેદ છે, એ કહે છે, પણ કંઇ મિથ્યાત્વરૂપ અર્થ કહેતું નથી.

## 'તદનન્યત્વ સૂત્ર' ઉપર શાંકર મત.

આ સૂત્રમાંથી અદ્વૈતાભિમાની માયાવાદીગણ માયાવાદ નિકાલવા ચાહે છે તેઓ કહે છે કે 'वाचारम्भण' શ્રુતિમાં મૃત્તિકાજ સત્ય છે એ નિશ્ચયાત્મક 'एव'કારથી જણાય છે કે કારણ ( મૃત્તિકા અથવા બ્રહ્મ ) જ સત્ય છે કાર્ય ( ઘટ, શરાવાદિ અથવા જગત્) તો જુઠું છે, કારણ કે ઘટ, શરાવાદિ બધા નામ માત્ર છે

---

१ 'तदनन्यत्वमारम्भणशब्दादिभ्य' २–१–१४ । आरम्भणशब्दादिभ्यस्तदनन्यत्व प्रतीयते । कार्यस्य कारणानन्यत्व, न मिथ्यात्वम् श्रीमद्वल्लभाचार्या । २–मृत्तिकेत्येव सत्यमित्यवधारणात् कारणमेव सत्य कार्यमनृत नामधेयमात्रत्वात् । श्रीशंकराचार्या १—२—१४।

[1]અગર કહો કે સૂત્રમા 'अनन्यत्व' એ અભેદવાચક પદ હોવાથી 'કારણ સત્ય છે અને કાર્ય અસત્ય છે' તો એ અથ થઇ શકતો નથી પરતુ મૃત્તિકા અને ઘટાદિના દૃષ્ટાંતથી 'જેમ એકજ વૃક્ષ અનેક શાખાદ્વારા પરિણામને પ્રાપ્ત થાય છે' આવો અર્થ યુક્ત માલુમ પડે છે

પરતુ આવો અર્થ ઠીક નથી, કારણ કે અગર જગત્‌ને બ્રહ્મનુ પરિણામ માની સત્ય સિદ્ધ કરો તો કાર્ય કારણ બને સત્ય સિદ્ધ થાય છે પણ વેદમા તો 'મૃત્તિકાજ સત્ય છે' એવુ નિશ્ચયાત્મક 'एव' પદ લગાવી કારણને છોડી અન્ય સવને સ્પષ્ટ રીતે અસત્ય કહ્યુ છે અગર કાર્યને પણ સત્ય માનશો તો આ શ્રુતિમા કથેલુ 'एव' પદ તદનજ વિરૂદ્ધ થઈ પડશે બીજુ છાદોગ્યોપનિષત્‌ના 'ऐतदात्म्यमिदं सर्वं' 'तत्सत्य' આ વાકયમાં પરમકારણ એક બ્રહ્મનેજ સત્ય કહ્યુ છે માટે 'मृत्तिकेत्येव सत्यम्' વિગેરે વાકયોમા નિશ્ચયાર્થક 'एव' શબ્દનો વિરોધ તરી આવવાથી તથા ऐतदात्म्यमिदं ઈત્યાદિ વાકયોમા બ્રહ્મનેજ સત્ય કહેવાથી 'કાર્ય પણ સત્ય છે' એવો અર્થ ઠીક નથી પરતુ કારણ સિવાય (બ્રહ્મની સિવાય) કાર્ય જગત્ વિગેરે સર્વજ મિથ્યા છે. એજ અર્થ યુક્તિઓથી પણ યુક્ત લાગે છે જો વેદ કાર્ય અને કારણ ઉભયને સત્ય કહેત તો અનેક સ્થળે નાના ભેદનો નિષેધ ન કરત નાના ભેદજ તો કાર્ય છે અને તે ભેદદર્શનની અનેક જગ્યાએ નિદાપણ કરી છે માટે માનવુ પડશે કે અનાદિ કાળથી ચાલતી આવેલી અવિદ્યા (અજ્ઞાન)થીજ

---

१ न च सूत्रेऽनन्यत्त्वपदाभास्यायमर्थः। किन्तु यथैको वृक्षो नानाशाख एव ब्रह्मापि स्वात्मनैक कार्यात्मना नानेति मृदादि दृष्टान्तमालोच्यार्थो वाच्य इति वाच्यम् । पूर्वोक्तावधारणाविरोधेन दार्ष्टान्तिकवाक्येप्यैतदात्म्यमिदं सर्वं

આ પુરોદૃશ્યમાન નાનાભેદ ( કાર્ય ) પ્રતીત થાય છે. વાસ્તવમાં (ખરી રીતે) ઘટપટાદિ નાનાભેદ (કાર્ય) મિથ્યા છે કદાચ અહીં એવી શકા થાય કે અગર કાર્ય અસત્ય છે તો પછી કાર્યાન્તપાતી (કાર્યની અદર રહેલા) પ્રત્યક્ષ વિગેરે પ્રમાણો તથા વિધિ, નિષેધ, બોધન કરવાવાળા શાસ્ત્રો પણ મિથ્યા થઈ જવાં જોઈએ અને જ્યારે તે મિથ્યા છે, ત્યારે નિરૂપયોગી હોવાથી વૃથા પણ છે, અને જુઠા મોક્ષશાસ્ત્રોથી બ્રહ્મજ્ઞાન થવુ પણ અસંભવિત છે.

ઠીક છે, જો કે એ વ્યવહાર વાસ્તવમાં મિથ્યા છે, પરંતુ જ્યાં સુધી એ વ્યવહારનુ કંઈ બાધક ન મળે ત્યા સુધી એની પ્રવૃત્તિમાં કશો બાધ આવતો નથી જો કે પ્રત્યક્ષાદિ પ્રમાણો તથા વિધિ, નિષેધ, તથા મોક્ષાદિનુ બોધન કરાવનારા શાસ્ત્રો દરેક અજ્ઞાનીઓ માટે છે છતાં પણ જ્યા સુધી તેનુ બાધકજ્ઞાન ન થાય ત્યાં સુધી એની પ્રવૃત્તિ નિરર્ગલ છે અને પ્રવૃત્તિ થવાથી તે બધાં વૃથા નહિ કહી શકાય. બ્રહ્મજ્ઞાન થયા પહેલા મોક્ષશાસ્ત્રનુ પણ અસત્યજ્ઞાન ન થવાથી તેની પણ પ્રવૃત્તિ સભવિતજ છે. અને જ્યારે પ્રવૃત્તિ સભવિત છે તો પછી તે શાસ્ત્રો વૃથા નથી જો કે મોક્ષશાસ્ત્ર પણ મિથ્યા છે છતાપણ તે મિથ્યા મોક્ષશાસ્ત્રથી પણ સત્ય બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિ થાય છે જેમ મિથ્યા સ્વપ્નથી પણ સત્ય શુભાશુભ ફળ મળે છે તથા જેમ કલ્પિત લીપીઓના

---

नत्सत्यमिति परमकारणस्यैवैकस्य सत्यत्वावधारणेन च तथा वस्तुभयावयत्वात् अथुभयसत्यता स्याभानात्त्व नापोथेन । अतोऽनादिकालप्रवृत्ताविद्यावशाद्य भेद. प्रतिभासते न तु परमार्थतोऽस्ति । न चैव सति प्रत्यक्षादिप्रमाणानर्थक्य, विधिनिषेधशास्त्राणां चानर्थक्यम् ।

અક્ષરોથી સત્ય વર્ણોનું જ્ઞાન થાય છે, એવીજ રીતે અસત્ય મોક્ષ-શાસ્ત્રોથી પણ સત્ય બ્રહ્મજ્ઞાન થાય છે, માટે બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા છે

## શાંકરમત ખંડન.

૪૩ આ બધી વાતો અમને તો માત્ર મુગ્ધપ્રતારણાજ લાગે છે, કારણ કે '**मृत्तिकेत्येव सत्यम्**' આમાં નિશ્ચયાર્થક 'एव' પદથી કારણ બ્રહ્મજ સત્ય છે અને કાર્ય અસત્ય છે આવો સત્ય અને અસત્યનો ખુલાસો અથવા વિભાગ આપને ક્યાથી માલુમ પડયો? અગર એમ કહો કે આ સત્યાસત્ય વિભાગ પ્રત્યક્ષ અને અનુમાનથી સિદ્ધ થાય છે તો અમારે કહેવું જોઇશે કે મહાશય! પ્રત્યક્ષ અને અનુમાનથી તો આ પ્રપંચ સત્યજ માલુમ પડે છે. શુ પાંચે જ્ઞાનેન્દ્રિયોથી એનું ગ્રહણ નથી થતુ? કદાચ આધળો પણ આવુ સાભળી બોલી ઉઠશે કે મારા સિવાય બધાજ પાચે જ્ઞાનેન્દ્રિયોથી આ પ્રપંચને ગ્રહણ કરે છે અનુમાન તો પ્રત્યક્ષમૂલક છે

---

न च मोक्षशास्त्रेणानृतेन ब्रह्मज्ञानानुत्पत्तिप्रसङ्गो वा शङ्कनीयः। मिथ्याभूतस्याप्यस्य व्यवहारस्य बाधकप्रत्ययाभावेन प्रवृत्ते सम्भवात्। प्रत्यक्षादीनां प्रमाणानां विधिनिषेधशास्त्राणां चाप्यविद्यावद्विषयत्वेन बाधकप्रत्ययाभावादेव प्रवृत्तिसम्भवेनानर्थक्यासम्भवात्। मोक्षशास्त्रस्यापि ब्रह्मज्ञानात् प्रागसत्यत्वाप्रतिपत्त्या तस्याप्रतिघातात्। अनृतादपि तस्मात् सत्यज्ञानावाप्तिस्तु यथा स्वप्नात् शुभाशुभसूचन, लिप्यक्षरेभ्यश्च पारमार्थिकवर्णप्रतिपत्तिस्तथा भविष्यतीति मायामात्रमेवेद सर्वं। शांकरभाष्यम् २–१–१४।

यन्मृत्तिकेत्येव सत्यमित्यवधारणात् कारणमेव सत्यं कार्यमसत्यमिति व्याख्यातं तत्राऽयं सत्यासत्यविभाग कथमवगत.। न तावत्प्रत्यक्षानुमानाभ्याम्। ताभ्यां हीद सत्यत्वेनैव परिच्छिन्नम्। न च कारणदोषबाधकप्रत्ययौ स्तः पृथिव्यादिविज्ञानस्यासंसार सर्वेषां प्राणिन।मनुवृत्तिदर्शनात्। श्रीभास्कराचार्याः २–१–१४।

જ્યારે પ્રત્યક્ષથી પ્રપંચ ( કાર્ય ) સત્યજ ઠરે છે, તો પછી અનુમાનથી પણ સ્વયંસત્ય સિદ્ધ છે અગર કહો કે પ્રપંચજ્ઞાન કરાવનારી ઈન્દ્રિયોમાં પણ કોઈ એવો દોષ આવી પેઠો છે કે જેનાથી સત્યપણાનું જ્ઞાન થઈ શકતું નથી. અથવા 'જગત્ સત્ય છે' આ જ્ઞાનનું પણ વિરોધી બાધકજ્ઞાન કોઈ વખતે મળી આવે છે માટે જગત્ સત્ય નથી પણ અસત્ય છે. તો પણ એ વાત સિદ્ધ થવી કઠિણ છે કારણ કે જ્યાં સુધી ચંદ્ર સૂર્યાદિ બધું જગત્ વિદ્યમાન રહેશે, અને આ સૃષ્ટિ ચાલતી રહેશે ત્યાં સુધી તો પ્રત્યેક જીવને ' પૃથ્વી વગેરે જગત્ સત્ય છે. ' આવું પ્રત્યક્ષજ્ઞાન થતુંજ રહેશે અગર સૃષ્ટિની પછીની તાન ઉડાવતા હોવ તો તે વખતે બાધકજ્ઞાન તથા કારણદોષ બંને ન રહેવાથી ' જગત્ અસત્ય છે ' એ પણ માલુમ પડી શકતું નથી

અગર[1] કહો કે સૃષ્ટિના રહેવા છતાં પણ આ બધું અજ્ઞાન ( અવિદ્યા ) થીજ જણાય છે માટેજ કારણદોષ હોવાથી પ્રપંચ ( કાર્ય ) અસત્ય છે તો પણ ઠીક નથી. કારણ કે આ અવિદ્યાવાળી વાત તો પહેલાં આપનાજ સિદ્ધાંતને નિર્મૂલ કરે છે. કારણ કે જે વેદાંત શ્રવણ કરનાર તથા મનન કરનાર છે તે પણ પ્રથમ અવસ્થામાં તો જરૂર અજ્ઞાનીજ હોય છે, અર્થાત્ અવિદ્યાવાનજ છે અને અજ્ઞાનીને થયેલું જ્ઞાન તો આપના મત પ્રમાણે જુઠું છે, તો પછી અન્ય સંસારી અવિદ્યાવાન પ્રમાતાનું જ્ઞાન ( ભેદદર્શન અથવા કાર્યદર્શન ) મિથ્યા છે આવી રીતે પ્રથમાવસ્થામાં અજ્ઞાની મુમુક્ષુનું પણ બ્રહ્મજ્ઞાન મિથ્યા સમજાઈ શકે છે અગર અવિદ્યારૂપ

---

१ यदज्ञाविद्या कारणदोष इत्येनोच्यते, तन्नु तव सिद्धान्तमपि बाधते । यो हि श्राता मन्ता स प्रागवस्थायामविद्यावानेवेति यथा अविद्यावतां प्रमातृणामुत्पन्न भेददर्शनं मिथ्या तथा अद्वैतज्ञानस्यापि मिथ्यात्वापत्ते । अतोऽसत्यपि बाधकज्ञाने यदविद्या-

કારણદોષને હેતુ આપી, શુક્તિ રજતજ્ઞાનની માફક ભેદજ્ઞાનને મિથ્યા સિદ્ધ કરી અનુમાનથી જગત્‌ને મિથ્યા સિદ્ધ કરવા ચાહતા હોવ તો આ અનુમાન બ્રહ્મજ્ઞાનમા પણ સમાન રીતે થઈ શકે છે "જેમ કે બ્રહ્મજ્ઞાન મિથ્યા છે, કારણ—અવિદ્યારૂપ કારણદોષથી ઉત્પન્ન થવાથી અથવા અવિદ્યાવાન્‌માં રહેવાથી, અથવા તો જન્યજ્ઞાન હોવાથી, જે જે અવિદ્યાવાન્‌માં ઉત્પન્ન થાય છે તે તે જ્ઞાન મિથ્યા છે. જેમ પ્રપંચનુ જ્ઞાન આ અનુમાન બ્રહ્મજ્ઞાનમાં પણ સમાન છે અને 'જો કે મોક્ષ પ્રતિપાદક વેદાંત વાકયો મિથ્યા છે છતા પણ તેનાથી સત્ય બ્રહ્મજ્ઞાન થઇ શકે છે જેમ જુઠા સ્વપ્નથી પણ સત્ય શુભાશુભ ફલની ઉત્પત્તિ થાય છે' ઇત્યાદિ કહેવુ પણ બીલકુલ અસંગત છે કારણ કે સ્વપ્નનો એવો નિયમ છે કે જોવાયેલુજ સ્વપ્ન ફલ આપે છે, પરંતુ યદિ સ્વપ્ન ન દેખીએ તો તેનુ કંઇપણ ફળ નથી. અને બીજી પણ એક એવી રીતિ છે કે દર્શનથી થયેલુ જ્ઞાન સત્ય હોય છે રજ્જુમા સર્પનું જ્ઞાન પણ તે વખતે દર્શનથી ઉત્પન્ન થયેલુ હોવાથી સત્યજ છે એ વાત બીજી છે કે કારણદોષ મળવાથી ફરી તે જ્ઞાન નષ્ટ થઈ જાય છે પરંતુ તે વખતે તો દૃષ્ટોત્પન્ન હોવાથી શુક્તિમા રજતજ્ઞાન તથા રજ્જુમા સર્પજ્ઞાન સત્યજ છે, નહિ તો તે સમય ભય ગભરાટ પસીનો, વિગેરે દશા હોવી ન જોઇએ

---

ख्यकारणदोषजन्यत्वाच्छुक्तिरजतवदनुमानेन भेदज्ञानस्य मिथ्यात्वं साध्यते तद्ब्रह्मज्ञानेपि तुल्यं । ब्रह्मज्ञानं मिथ्या अविद्याख्यकारणदोषजन्यत्वात् । अविद्यावन्निष्ठत्वात् । जन्यज्ञानत्वाच्च । प्रपञ्चज्ञानवदित्यनुमानस्य तत्रापि सम्भवात् । किंचासत्वात् सत्यप्रतिपत्तौ स्वप्नो लिप्यक्षराणि च दृष्टान्तत्वेन यदुक्तानि तदप्ययुक्तम् । अदृष्टस्य स्वप्नस्य शुभाशुभासूचकत्वात् दृष्टस्य तु ज्ञानविषयत्वेन तद्विषयकात् सत्याज्ज्ञानादेव सूचनसिद्धेः सत्यादेव सत्यप्रतिपत्तिर्नासत्वात् ।

પરંતુ એ તો થાય છે, માટે માનવુ પડશે કે દૃષ્ટોત્પન્ન ( દર્શનથી થયેલુ જ્ઞાન ) સત્ય છે માટેજ દૃષ્ટસ્વપ્નના સત્યજ્ઞાનથી સત્ય શુભાશુભ ફળનુ થવું કોઈ પણ પ્રકારે અયુક્ત નથી હવે અસત્ય વેદાંતવાક્યોથી બ્રહ્મજ્ઞાન થવામાં કોઇપણ પ્રમાણ અથવા એકે દૃષ્ટાંત બાકી રહ્યુ નથી

૪૪ લીપીના અક્ષરોમા તો એ વાત છે કે વાસ્તવમાં લીપીના અક્ષરો સત્યવસ્તુજ છે, કારણ કે મષીદ્રવ્યજ ( શાહી ) સંકેતવશ વિશેષવિન્યાસ દ્વારા લીપીના અક્ષરો બની જાય છે અને તેજ વિન્યાસવિશેષથી કાગળ ઉપર રાખેલી શાહી સત્યવર્ણોનું જ્ઞાન કરાવે છે મષીદ્રવ્ય ( શાહી ) સત્ય છે, અગર વિવિધ આકારથી સ્થાપિત મષીદ્રવ્યથીજ સત્ય વર્ણોનુ જ્ઞાન થયુ તો માનવુ પડશે કે સત્યથીજ સત્યનુ જ્ઞાન થયું, પણ કંઈ અસત્યથી સત્યનુ જ્ઞાન થયું નથી એ માટે સ્વપ્ન અને લીપીના અક્ષરો એ બને સત્યથી સત્યના જ્ઞાન થવામાંજ દૃષ્ટાત થઈ શકે છે. હવે અસત્ય વેદાંતવાક્યોથી સત્ય બ્રહ્મજ્ઞાન થાય છે એમા કોઈ દૃષ્ટાંત નથી મળતું

અગર 'तुष्यतु' ન્યાયથી માની પણ લેવાય કે અવિદ્યાથી કાર્ય ( જગત્ ) દેખાય છે, વાસ્તવમાં તે મિથ્યા છે છતા પણ અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એ અવિદ્યા શી વસ્તુ છે? અગર સત્ અને અસત્ બંનેથી વિલક્ષણ હોવાથી અનિર્વાચ્ય છે ( કંઇ પણ એક પ્રકારે કહેવા યોગ્ય નહિ ) એમ કહો તો પ્રત્યક્ષ વિરોધ આવે છે, કારણ કે —

---

एव लिप्यक्षराण्यपि वस्तुभूतानि सत्यानि । विन्यासविशेषावस्थस्य वस्तुभूतस्य मषीद्रव्यस्यैव लिप्यक्षरत्वात् । किं च कावेयमविद्या ? तत्वातत्वाभ्यामनिर्वाच्येति चेन्न । श्रीभास्कराचार्या १-१-१४ ।

जो[1] मायाके कार्यसों सब व्यवहार चलत।
ताकों हम नहिं कहि सकत यह सब वचन ठगत ॥

અગર માની લઇએ કે માયા અનિર્વાચ્ય છે, તો પછી અનિર્વાચ્ય પદાર્થને આચાર્ય શિષ્યોને કેવી રીતે સમજાવે? અને ન સમજવાથી વ્યવહાર ચાલવો અસંભવિત છે માટે પ્રત્યક્ષ અનુમાનથી તો કાર્યનું અસત્યત્વ ઠરી શકતુંજ નથી. અગર શાબ્દ પ્રમાણુથી એ સિદ્ધ કરવા ચાહો તો પણ ઉક્ત રીતિથી તે સિદ્ધ થતું નથી બીજું પણ માયાવાદીને અમે એ પુછીએ છીએ કે જે શબ્દદ્વારા પ્રપંચને અસત્ય ઠેરવો છો તો તે શબ્દ અથવા ત્હમારા વચન સત્ય છે કે નહિ? અગર સત્ય કહો તો પ્રપંચાત્મક તે શબ્દો તથા તે તમારા વચનો સત્ય હોવાથી પ્રપંચ પણ સત્ય ઠરે છે યદિ અસત્ય કહો તો પછી કોઇ પણ હેતુ અથવા પ્રમાણુ ન મળવાથી કાર્યનું અસત્યત્વ પણ વંધ્યાપુત્રની માફક મિથ્યા છે માટે 'तदनन्यत्वमारम्भणशब्दादिभ्य' આ સૂત્રથી કાર્યનું મિથ્યાત્વ સિદ્ધ થતું નથી, પરંતુ 'तदनन्यत्व' પદ રહેવાથી કાર્ય અને કારણનો અભેદજ સિદ્ધ થાય છે માયાવાદિ લોક જે કાર્યને અસત્ય માનીને પણ કાર્ય કારણનો અભેદ સિદ્ધ કરવા ચાહતા હોય તો તેઓનો આવા પ્રકારનો અર્થાત્ મિથ્યા સત્યનો અભેદ (ઐક્ય) કોઇપણ રીતે સિદ્ધ થતો નથી ત્રિકાલમાં પણ તેજ અને તિમિર (અંધકાર) નો અભેદ થઈ શકતો નથી. માટે બ્રહ્મનુંજ કાર્યરૂપથી જગત્

---

१ यस्या कार्यमिद कृत्स्न व्यवहाराय कल्पते ।
निर्वक्तु सा न शक्योति वचन वञ्चनार्थकम् ॥
यदि ह्यनिर्वचनीया कथमाचार्य शिष्येभ्य प्रतिपादयेत् । अप्रतिपन्नया च तया कथं व्यवहार सिद्ध्येदिति । श्रीभास्कराचार्या २–१–१४ ।

અવિકૃતપરિણામ હોવાથી કાર્ય અને કારણ બન્ને સત્ય છે. અને બે સત્ય વસ્તુનો અભેદ યુક્તિયુક્ત છે.

૪૫. જે શ્રુતિથી અદ્વૈતાભિમાની માયાવાદી કાર્યને મિથ્યા ઠરાવવા ચાહે છે તે શ્રુતિ તથા તેનો અર્થ આવો છે

यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ અર્થાત્ હે ભોળાસ્વભાવના ઋષિ! જેમ કેવલ મૃત્પિંડનાજ જાણી લેવાથી બધુ મૃણ્મય અર્થાત્ માટીથી બનેલા બધા ઘટાદિકાર્યો જાણી લેવાય છે, કારણ કે ઘટ, શરાવ, વિગેરે કાર્યની અવસ્થામાં પણ મૃત્પિંડવિશેષનો અપાય ( નાશ ) થતો નથી. એજ આશયને ફરીથી સ્પષ્ટ કરીને કહે છે, 'वाचारम्भण विकार' ઈત્યાદિ મૃત્તિકાનીજ એક જુદી અવસ્થારૂપ જે ઘટ, શરવાદિ તે માત્ર વાણીથીજ આરંભાય છે. માટે તે કાર્યાવસ્થાને પામેલુ કારણનુ જ નામ છે. અને મૃત્તિકારૂપ હોવાથી સત્ય પણ છે.

કાર્યાવસ્થામા મૃત્પિંડનુંજ જે પૃથુબુધ્નોદરાદિ આકારથી જણાવુ અથવા તેનુ ઘટાદિરૂપથી સ્વરૂપપરિવર્તન છે તે વાચારંભણ માત્ર છે અર્થાત્ વાણીમાત્રથીજ ઘડો માટીથી જુદો કહેવાય છે, ખરી રીતે તો તે મૃત્તિકાથી બીલકુલ જુદો નથી જેમ કોઈએ હાથ ધોવા માટે માટી માગી, અને નોકર ઘડો ઉઠાવી લાવ્યો ત્યારે સ્વામી કહે છે કે "અરે! આ તો ઘડો છે, માટી

---

૧ तथाचाय वाक्यार्थ हे सौम्य ! यथा एकेन केवलेन मृत्पिण्डेन अर्थाद्विज्ञातेन सता सर्वमशेष मृण्मय विज्ञात स्यात् । घटाद्यवस्थायां मृत्पिण्डविशेषस्यानपायात् । तदेवोपपादयति । यो विकार कार्यावस्थायां पृथुबुध्नोदरत्वादिदर्शनमूलककारणत्वप्रतिषेधरूप स्वरूपच्यावः स वाचारम्भण वाचेवारभ्यते न

ક્યાં છે ? તું માટી જઇ લાવ." અહીં "આ તો ઘડો છે, માટી નથી." આ વાણીમાત્રથીજ ભિન્નતા છે વાસ્તવમાં અહીં ઘડો મૃત્તિકાથી ભિન્ન નથી, તે જ ક્ષણે તે ( ઘડો ) માટી થઈ શકે છે. માટી અને ઘડાનુ ઐકય હોવાથી ઘટાવસ્થાને પામેલી મૃત્તિકાનુજ ઘટ એવુ નામ છે એવી એક રીત છે કે કોઈ વસ્તુની બીજી અવસ્થા જોઈ તેનુ નામ પણ બદલાઇ જાય છે જેમ સૂતેલા પુરૂષના અગવિન્યાસ ( અવસ્થા ) બદલાઇ જવાથીજ 'તે બેઠેલો છે' એમ માની શકાય છે માટેજ તેની તે અવસ્થાનુ નામ છે. પરંતુ કંઈ સૂતેલા પુરૂષથી બેઠેલો જૂદો નથી અને એટલા માટેજ તે તે અવસ્થામા નિયમિત ક્રિયાશક્તિનું અન્ય અવસ્થામા થવુ અશકય છે જેમ સુપ્તાવસ્થાની ક્રિયા ઉત્થિતાવસ્થામા નથી, અને ઉત્થિતાવસ્થાની ક્રિયા સુપ્તાવસ્થામાં નથી હોતી, એવીજ રીતે જ્યારે મૃત્પિંડ, ઘટ, શરાવ, ( કોડીયા ) કુલડા વિગેરે બધી માત્ર મૃત્તિકાનીજ ભિન્ન ભિન્ન અવસ્થા છે, તો એ યુક્તજ છે કે મૃત્પિંડની ક્રિયા ઘટાદિથી ન થાય અને ઘટાદિની ક્રિયા મૃત્પિંડથી ન થાય લોકમા વિશેષ નિયત વિન્યાસ ( વિશેષ નિયમિત આકાર )થી રહેલા મૃત્પિંડનાજ ઘટ, શરાવ, વિગેરે નામો છે કારણ કે મૃત્પિંડમા સમગ્ર આકૃતિઓનો સમાવેશ છે રૂપ અને નામ સ્પષ્ટ થતી વખતે જલાહરણ, પાન, ભોજનાદિ અનેક વ્યવહારો માટે તેજ મૃત્પિંડ જે જે આકૃતિમા આવતો ગયો તે વખતે તેનો તે તે ઘટાદિ નામોથી વ્યવહાર થતો ગયો માટેજ ઘટાદિ કાર્યો મૃત્પિંડથી જુદાં નથી, પણ એકજ છે, અર્થાત્ મૃદ્રૂપ છે અને મૃદ્રૂપ હોવાથીજ સત્ય પણ છે 'सत्य' આ પદ પણ પૂર્વાર્ધમા કહેલા

---

तु वस्तुत तद्यथा क्षुद्रिकामेन मृदमानयेत्युक्ते नियोज्येन घटाद्यावानीते घटोय न मृत्तिकेति प्रतिषिध्यते । स प्रतिषेधो वाङ्मात्रारब्धो न वास्तव: ।

મૃણ્મય શબ્દનુ વિશેષણુ છે, મૃત્તિકા શબ્દનુ નહિ અગર તે મૃત્તિકા શબ્દનુ' વિશેષણુ હોત, તો મૃત્તિકાની સાથેજ કહ્યુ જાત અને સ્રીલિંગ વ્યપદેશી પણુ હોવુ જોઇતુ હતુ અર્થાત્ ' मृत्तिकैव सत्या ' એવુ કહેત પરંતુ એવુ ન કહેતા જે ' सत्य ' પદ કહ્યુ છે એથી જણાઇ આવે છે કે એ ' मृण्मय ' શબ્દનુંજ વિશેષણુ છે અહીં 'इति' શબ્દ પણુ હેતુમા અથવા પ્રકાર રૂપ અર્થમા સમજવો તો હવે એવો અર્થ થયો કે ઘટાદિ સર્વ કાર્ય મૃત્તિકારૂપ છે અથવા મૃદભિન્ન છે આ હેતુથી સત્યજ છે, મિથ્યા નથી અગર કાર્ય મિથ્યા હોય અને કારણુ સત્ય હોય, તો એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા વિરૂદ્ધ પડે છે કારણુ કે સત્યના જ્ઞાનથી મિથ્યાનુ જ્ઞાન થઇ શકતુ નથી શુ રજ્જુના જ્ઞાનથી સર્પ, માલા, વિગેરેનુ જ્ઞાન થઈ જાય છે ? કદાપિ નહિ પ્રત્યુત (ઉલટુ) રજ્જુજ્ઞાન હોવાથી તો સર્પજ્ઞાન નાશ પામે છે તો વિવર્તવાદમાં એક વિજ્ઞાનથી સર્વના અવિજ્ઞાનની પ્રતિજ્ઞા એક નવીન માનવી પડશે માટે કાર્ય તથા કારણુ બ ને સત્ય હોવાથી ઉભયનુ ઐકય છે યદિ કાર્ય વાણીમાત્રથી આરબ્ધ છે, વસ્તુત મિથ્યા છે, તો પછી ખપુષ્પ ( આકાશ પુષ્પ )ની માફક કાર્યનો અભાવજ આવી પડયો અને એમ હોવાથી બ્રહ્મ કોનુ કારણુ થઈ શકશે ? અગર બ્રહ્મને કારણુજ ન માનો તો પણુ મુક્તિ ( છુટકારો ) નથી કારણુ કે —

---

तस्मात्तेन तेन नियतविन्यासविशेषेण स्थितस्य मृत्पिण्डस्यैव घटशरावादि नामधेयमित्यर्थः । अत्र सत्यमिति न मृत्तिकाया विशेषणमितिशब्देन व्यवधानात् क्लीबनिर्देशाच्च । किन्तु सर्वं मृण्मयमिति पूर्वोक्तस्यैव विशेषण—अन्यथा मृत्तिकैव सत्येत्येव वदेत् । इतिशब्दोऽत्र हेतौ प्रकारे वा—तथा च सर्वं मृत्तिका मृदभिन्नमिति हेतोरेव सत्य न तु मिथ्येत्यादि । मारुतशक्तौ वेदान्तभट्टाचार्य. ।

'तस्माद्वा एतस्मादात्मन आकाश सम्भूत' सर्वं खल्विदं ब्रह्म, तज्जलान्' 'यतो वा इमानि भूतानि जायन्ते' 'स आत्मानं स्वयमकुरुत' 'पितामहस्य जगत.'

ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓનો વિરોધ તુટી પડશે, માટે કાર્યકારણનુ ઐક્યજ શ્રુતિસમ્મત છે. અગર राहो' शिर દૃષ્ટાંત આપી એમ કહેવા ચાહો કે જેમ राहो शिर. ( રાહુનુ માથુ ) અહીં મસ્તક એ નામ માત્રનુ જ છે, વાસ્તવમાં રાહુજ સત્ય છે, એવી રીતે પ્રપંચ નામ માત્ર છે બ્રહ્મજ સત્ય છે, તો પણ નિસ્તાર નથી કારણ કે राहो शिर અહીં પણ અભેદજ ઇષ્ટ છે રાહુથી શિર ભિન્ન નથી, અને શિરથી રાહુ ભિન્ન નથી કદાચ આકાશ કુસુમની માફક મિથ્યા માનો તો રાહુનો કદાપિ ઉપાલભજ ન થવો જોઈએ શુકાચાર્ય વામદેવાદિ બ્રહ્મવેત્તાઓને પણ પ્રપંચપ્રતીતિ થતીજ હતી. 'तद्धैतत् पश्यन् ऋषि र्वामदेवः प्रतिपेदेऽहं मनुरभव सूर्यश्चेति' યદિ પ્રપંચ મિથ્યા હોત તો 'હું' સૂર્ય થયો તથા મનુ પણ થયો આવું જ્ઞાન શી રીતે થાત? માટે वाचारंभण વિગેરે શ્રુતિ અને तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ઈત્યાદિ સૂત્રો તથા 'वासुदेव सर्वमिति' વિગેરે બધી સ્મૃતિઓ કાર્યકારણનુ ઐક્ય દેખાડી અવિકૃતપરિણામનુજ નિરૂપણ કરી રહી છે.

૪૬ આવી રીતે 'तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः' આ સૂત્રથી પણ કારણ અને કાર્યનું ઐકય કહી સ્પષ્ટ अविकृतपरिणामवाद સિદ્ધ કરે છે, કારણ કે કારણ અને કાર્યનુ ઐકય અર્થાત્ આદિ મધ્ય, અને અવસાન (અંત)માં કારણની સાથે કાર્યનુ મળી રહેવુ, તથા કારણનીજ તે તે વ્યવહાર ચલાવવા માટે ભિન્ન ભિન્ન અવસ્થા અને નામ ધારણ કરવુ, આ બધુ अविकृतपरि-

णामवाद સ્વીકારવાથીજ સિદ્ધ થાય છે. કાર્યરૂપ પરિણામને ધારણ કરવા છતાં પણ જે કારણનું અવિકૃત રહેવું એજ શુદ્ધાદ્વૈતનુ પરમ રહસ્ય છે.

ઉર્ણનાભિ ( કરોળીઓ ), મૃત્તિકા, સુવર્ણ, અહિકુડલ, યોગી, દેવ, પટ, કલ્પવૃક્ષ, કામધેનુ, ચિતામણિ, મત્ર, વિગેરે બધા ' अविकृतपरिणाम ' નાંજ દૃષ્ટાતો છે ઉર્ણનાભિ પોતાની ઇચ્છાથી તતુ નિકાલે છે અને તેનો વિસ્તાર કરે છે કાલાતરમાં ફરી તેને પોતાના મુખમા ગળી જાય છે, પરતુ ઉર્ણનાભિમા તો કોઇ પણ પ્રકારનો વિકાર થતો નથી મૃત્તિકા ઘટરૂપ કાર્યનુ કારણ છે તે આદિમા તેવીજ હતી, અને ઘટ અવસ્થામા પણ તેવીજ રહે છે, તથા અતે પણ તેવીજ રહેશે સુવર્ણ, કારણ અવસ્થામા પણ સુવર્ણ છે કુડલાદિ કાર્યાવસ્થામાં સુવર્ણ છે, તથા કાર્ય બગડી જતાં પણ સુવર્ણજ રહેશે એવીજ રીતે બ્રહ્મ પણ આદિ, મધ્ય, અને અવસાનમા સચ્ચિદાનદ સ્વરૂપજ રહે છે તેમા કોઇ પણ પ્રકારનો વિકાર નથી આવતો, કલ્પવૃક્ષ, ચિતામણિ, કામધેનુ, યોગી, મંત્ર, વિગેરે જેવી રીતે પોતાના સામર્થ્યથી અનેક વસ્તુઓ પેદા કરે છે, પરતુ તેઓમા કોઈ પણ જાતનો વિકાર થતો નથી એવીજ રીતે બ્રહ્મ પણ વિવિધ બ્રહ્માડોને સરજે છે તથાપિ તેમાં કોઇ પણ પ્રકારનો વિકાર નથી આવતો 'तदात्मानꣳस्वयमकुरुत' તે પરમાત્માએ પોતે પોતાના સ્વરૂપને અનેક પ્રકારે બનાવ્યુ ઇત્યાદિ શ્રુતિઓ અવિકૃતપરિણામનોજ સ્વીકાર કરે છે.

સૂત્રકાર શ્રીવેદવ્યાસજીએ પણ પ્રથમ ' जन्माद्यस्य यत - शास्त्रयोनित्वात ' 'तत्तुसमन्वयात्' આ બે સૂત્રોદ્વારા સદ્રૂપ બ્રહ્મને

કારણ કહ્યુ છે. ત્યાર પછી ईक्षतेर्नाशब्दम् ઇત્યાદિ સાત સૂત્રોથી ચિદ્રૂપ બ્રહ્મને કારણત્વેન સ્વીકાર્યું છે અને आनन्दमयोऽभ्यासात् વિગેરે આઠ સૂત્રોથી આનંદસ્વરૂપ બ્રહ્મ પણ જગત્નું કારણ છે, એ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કર્યું છે અહીં 'સબલ બ્રહ્મ જગતનું કારણ છે, શુદ્ધ બ્રહ્મ નહિં' એ પણ કહી શકતા નથી, કારણ કે વેદ-વ્યાસજીએ 'अथातो ब्रह्मजिज्ञासा' આ સૂત્રથી શુદ્ધ બ્રહ્મનોજ વિચાર ચલાવ્યો છે

અગર અહીં શબલબ્રહ્મનુ લક્ષણ કરવા લાગે તો વ્યાસજીને 'प्रतिज्ञाहानि'નામનો દોષ લાગે છે માટે માનવું પડશે કે 'સચ્ચિદાનંદ શુદ્ધબ્રહ્મજ જગતનુ કારણ છે.' અથવા જગત્ સચ્ચિદાનંદ શુદ્ધબ્રહ્મનુ જ અવિકૃતપરિણામ છે.શ્રીમદ્ભગવદ્ગીતામાપણ કહ્યુછેકે

' अहं सर्वस्य जगत प्रभव' प्रलयस्तथा ।
वासुदेव. सर्वमिति स महात्मा सुदुर्लभ ॥
' ब्रह्मार्पण ब्रह्महवि र्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गतव्य ब्रह्मकर्मसमाधिना ॥

અર્થાત્ હું ( શ્રીકૃષ્ણ ) આ સમગ્ર જગત્ની ઉત્પત્તિ તથા લયસ્થાન છું. 'આ સમગ્ર જગત્ વાસુદેવસ્વરૂપ છે.' આવું જેને જ્ઞાન થયુ છે એવો મહાત્મા થવો દુર્લભ છે. જે બ્રહ્માત્મક જીવ, બ્રહ્મરૂપ હવિનો, બ્રહ્મરૂપ અગ્નિમા, બ્રહ્માર્પણ કહી હવન કરે છે, તે જીવને તે કર્મરૂપ બ્રહ્મમાં મન લગાવવાથી બ્રહ્મપ્રાપ્તિ અર્થાત્ યજ્ઞનારાયણની પ્રાપ્તિ થાય છે.' વિગેરે વાકયોદ્વારા સમગ્ર જગત્ને બ્રહ્મરૂપ કહી સ્પષ્ટજ અવિકૃતપરિ-ણામનું નિરૂપણ કર્યું છે

૪૭ શ્રીમાન્ મહર્ષિ ગૌતમના સમયમાં પણ આ 'अविकृतपरिणामवाद' પ્રચલિત હતો, કારણ કે તેના સૂત્રની

તાત્પર્યટીકામાં લખ્યુ છે કે ' मामूद्‌य प्रपच. शून्यतोपादानोऽपि तु ब्रह्मोपादानो भविष्यति ब्रह्मैव प्रपचरूपेण परिणमते मृत्तिकैव घटशरावोदचनादिभावेन, नचैव नित्यताव्याघात परिणामेऽपि-तत्त्वानपायात् तल्लक्षणत्वाच्च नित्यतायाः यदाह यस्मिंस्तत्त्वं न विहन्यते तदपि नित्यमित्येक दर्शनम् ।

અર્થાત્—ભલે શૂન્ય જગત્ ન બનો પરંતુ બ્રહ્મથી બન્યુ છે એ માનીશુ . બ્રહ્મજ નામરૂપવાળુ જગદ્રૂપે અવિકૃતપરિણામને પ્રાપ્ત થાય છે. અહી બ્રહ્મની નિત્યતા નહિ રહેશે એવી શકા પણ ન કરવી જોઈએ. કારણુ કે જેમાં તેનુ તત્વ ( સ્વરૂપ ) ન બગડે તેનેજ નિત્ય કહે છે. તથા શ્રીશકરાચાર્યના સમયમા પણ આ વાદ પ્રચલિત હતો માટેજ તેઓએ એના ઉપર પ્રશ્ન કર્યો છે કે ' ननु मृदादिदृष्टांतप्रणयनात् परिणामवत् शास्त्रस्य ब्रह्म अभिमतम् ' અર્થાત્ શુ મૃત્તિકાનુ દૃષ્ટાત આપવાથી બ્રહ્મજ અવિકૃતપરિણામને પ્રાપ્ત થાય છે એ વાત વેદને સમત છે? આ પ્રમાણે શકા કરી પછી તેનુ યથાવત્ (બરોબર) ખડન ન થઇ શક્યુ એટલે પર્યતે કહેવુ પડયુ છે કે ' तदेवमविद्यात्मकोपाधि-परिच्छेदापेक्ष्यमेवेश्वरस्येश्वरत्व सर्वज्ञत्व सर्वशक्तित्व चेति ' અર્થાત્ હવે આવી રીતે ઇશ્વરનુ ઇશ્વરપણુ, સર્વજ્ઞત્વ તથા સર્વશક્તિત્વ બધુ અવિદ્યાત્મક ઉપાધિ અપેક્ષાકૃત છે ' વિગેરે વિગેરે અર્થાત્ ન તો ઈશ્વરમા કઇ ઐશ્વર્ય છે, નથી સામર્થ્ય, નથી શક્તિ કે ન તો તે સર્વજ્ઞ છે વિગેરે વાતો માયાવાદી નિસકોચ કહી નાખે છે વિવર્તવાદીઓને કારણત્વને પ્રતિપાદન કરવાવાળી શ્રુતિઓનો અર્થ કરવામા ' अविद्योपाधिपरिच्छेद ' આ નિર્મૂલ શબ્દ પોતાના ઘરમાંથી લગાવવો પડે છે. પક્ષપાતરહિત વિવેકી પુરૂષોએ પોતે સમજી લેવું કે ' શ્રુતિસ્મૃતિઓમા પોતાના ઘરનો શબ્દ લગાવી

મનમાં આવે તેમ તેઓનો અર્થ કરવો પડે અને ઇશ્વર પણ ભલે બકરીના ગળામાં રહેલા સ્તનની માફક નિરર્થક થઈ જાય પરંતુ હઠાત્ માયાવાદજ માનવો એ બૌદ્ધકાર્ય નહિં તો બીજું શુ ? વાસ્તવમાં તો અતિપ્રાચીન અને શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિ-ચોથી પ્રતિપાદિત એવો વાદ જો હોય તો તે એકમાત્ર 'અવિકૃત-પરિણામવાદજ છે, इत्यलम् ।

## જીવસ્વરુપ.

૪૮. જેને અક્ષર, અવ્યય, કે વિષ્ણુ કહે છે તે સર્વત્ર એકરસ છે, અવ્યક્ત છે, જ્ઞાનઘન છે, ત્રિકાલાબાધ્ય છે, તથા સચ્ચિદાનંદસ્વરૂપ છે. કહ્યુ પણ છે કે—

अन्तर्बहिश्च सर्वज्ञ व्याप्य नारायण स्थित

'सर्व खल्विद ब्रह्म'

'सत्यं ज्ञानमनत ब्रह्म'

'सत्य विज्ञानमानन्दं ब्रह्म'

सर्वत पाणिपाद तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।

सर्वत श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

અર્થાત્—સર્વ તરફથી હસ્ત, ચરણ, નેત્ર, મુખ, કર્ણવાળુ તે બ્રહ્મ આ લોકમાં બધે વ્યાપક થઇ વિરાજી રહ્યું છે. તે પરમ-કારણ, વ્યાપક ભગવાન્ને પણ 'હું એક' પણ અનેક પ્રકારે બહુ થાઉં.' આવી માત્ર ક્રીડાને માટે ભાવના થઇ, આ ભાવના થતાનીજ વારમાં તે બ્રહ્મ તેટલા વ્યુચરણ પ્રદેશમા તિરોભૂત જેવું થઇ જાય છે. યદ્યપિ તે અવિભક્ત છે છતા પણ સ્વતંત્રેચ્છ, અપ્રતર્ક્યશક્તિ (જેની શક્તિનો તર્ક સુધા ન કરાય), તથા

१ 'एकोऽहं बहुस्यां प्रजायेय' श्रुतिः ।

વિરૂદ્ધધર્માશ્રય હોવાથી તે બ્રહ્મમા અનેક વિભાગ થઇ જાય છે. અર્થાત્ જેવી રીતે અગ્નિના સમૂહમાંથી તેના અંશભૂત અનેક તણખલાઓ નીકળી પડે છે, તેમજ ભગવદ્દીક્ષાની બાદ તરતજ તે તેજોરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મથી અનેક ભાવ ( સત્, ચિત્, અને આનંદાત્મક પદાર્થ ) અર્થાત્ જડ, જીવ, અને અંતર્યામી ઉત્પન્ન થાય છે. જેમકે ઉપનિષદોમા કહ્યુ છે —' तदेतत्सत्य यथा सुदीप्तात्पावकाद्विस्फुलिंगा सहस्रश प्रभवन्ते सरूपा । तथाक्षराद्विविधा सौम्य भावा प्रजायन्ते तत्र चैवापियन्ति '

' यथा सुदीप्तात्पावकात्क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्त्येव तस्मादात्मन सर्वे प्राणा सर्वे लोका सर्वे जीवा सर्वे एवात्मानो व्युच्चरन्ति रमणीयचरणा कुपूयचरणा इति '

અર્થાત્ આ વાત સત્ય છે કે જેવી રીતે પ્રદીપ્ત અગ્નિથી નાના નાના સમાન રૂપવાળાં અનેક તણખલાઓ નીકળે છે, એવી રીતે અક્ષર અવ્યક્ત ધામસ્વરૂપ બ્રહ્મથી, હે સૌમ્ય ! અનેક પ્રકારના પદાર્થો અર્થાત્ સર્વ પ્રાણાદિ, મહાભૂત, સમગ્ર બ્રહ્માંડ, સર્વ જીવો, અને સર્વ અંતર્યામીઓ નિકળે છે. જીવ-સૃષ્ટિમા કેટલાક તો સદ્વાસનાવાળા હોય છે, જ્યારે કેટલાક અસદ્વાસનાવાળા જીવો પણ હોય છે

पादोऽस्य विश्वा भूतानि ' આ શ્રુતિની અનુસાર બ્રહ્મનાં સત ચિત્, અને આનંદાંશથી કરોડો બ્રહ્માંડો તથા જીવ વિગેરે બન્યાં છે. સદંશથી જડસૃષ્ટિ, ચિદંશથી જીવસૃષ્ટિ, અને આનંદાંશથી અંતર્યામી સૃષ્ટિ થાય છે અર્થાત્ યદ્યપિ જડ અને જીવ પણ સચ્ચિદાનંદ ભગવાન્નીજ સૃષ્ટિ છે, છતા પણ તે ભગવાન બહુ થવાની પોતાની ઇચ્છાથી સત્ય પદાર્થોમા (જડમા) ચિત્ તથા આનંદાંશનો તિરોભાવ

કરી દેય છે, અને ચિત્પદાર્થોમાં (જીવોમાં) આનંદાશનો તિરોભાવ કરે છે માત્ર સત્પદાર્થોમા સદંશનો, અને ચિત્પદાર્થોમાં ચિદંશનો વિશેષ આવિર્ભાવ રહે છે, માટેજ તે એને ક્રમશ જડ તથા જીવ કહે છે ભગવાનના કરચરણાદિ સમગ્ર અવયવો આનંદમય છે માટેજ તે કોઇ કોઇ ઠેકાણે નિરાકાર શબ્દથી પણ વર્ણવાય છે જેમા પ્રાકૃત આકારના અવયવાદિ ન હોય તેને નિરાકાર કહે છે ભગવાનનો આનંદમય આકાર પ્રાકૃત નથી, માટેજ તે નિરાકાર કહેવાય છે. જીવ અને જડમા આનંદાશનો તિરોભાવ છે, માટે તેઓનો બ્રહ્મના જેવો આકાર નથી ભગવાનમાં સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી જ્ઞાન, અને વૈરાગ્ય આ છ મુખ્ય ગુણો હમેશા રહે છે યદ્યપિ જીવ બ્રહ્મનો અંશ છે તથાપિ ભગવાનની બહુ પ્રકારે થવાની ભાવ-નાથી તે બ્રહ્માશ જીવમા આનંદાશની સાથે સાથે પૂર્વોક્ત ઐશ્વર્યાદિ છ ગુણો પણ તિરોભાવને પામે છે ઐશ્વર્યના તિરોભાવથી દીનપણુ તથા પરાધીનપણુ, વીર્ય તિરોભાવથી સર્વ દુઃખોનુ સહેવાપણુ, યશના તિરોભાવથી સર્વહીનત્વ, લક્ષ્મીના તિરો-ભાવથી જન્મમરણાદિ બધી વિપત્તિઓ જ્ઞાનના તિરોભાવથી દેહાદિમા અહંભાવ, અને વૈરાગ્યના તિરોભાવથી વિષયાસક્તિ થાય છે. પ્રથમ, ઐશ્વર્ય, યશ, વીર્ય. અને શ્રી આ ચારના તિરોધાનથી જીવને બંધન થાય છે, અને જ્ઞાન તથા વૈરાગ્યના તિરોભાવથી દુઃખાદિ થાય છે.

૪૯ અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે બ્રહ્મ જ્યારે વ્યાપક છે તો તેનાથી પદાર્થોનુ વ્યુચ્ચરણ ( નિકળવુ' ) શી રીતે સંભવે ? તો એનો ઉત્તર એટલોજ છે કે બ્રહ્માત્મક પ્રદેશમા બ્રહ્માત્મક પદાર્થોનુ બ્રહ્મથી નિકળવુ યુક્તજ છે. વ્યુચ્ચરણ શ્રુતિ બ્રહ્મથી પદાર્થોનુ નિકળવુ કહી રહી છે ' सर्वं खल्विदं ब्रह्म नेह

नानास्ति किंचन વિગેરે શ્રુતિઓ બ્રહ્મની સિવાય અન્યની સત્તાનો નિષેધ કરી રહી છે તો પછી અર્થાપત્તિથી આપને માનવુ પડશે કે આધાર, આધેય, પ્રકાર, કાલ, નિષ્ક્રમણ વિગેરે બધુ બ્રહ્મજ છે. માટે પૂર્વોક્ત ઉત્તર ઠીકજ છે શ્રીમદ્ભાગવતમા પણ સર્વ પ્રકાર ઇત્યાદિને બ્રહ્મજ કહ્યુ છે

यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा ।
स्यादिदं भगवान् साक्षात्प्रधानपुरुषेश्वरः ॥

અર્થાત્ જે અધિકરણમાં ( આધારમાં ), જેના દ્વારા, જે હેતુથી, જે પ્રયોજન વાસ્તે, જે જે પ્રકારથી, જે જે વખતે, જે જે કંઈ આ ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન પદાર્થ જાત છે અર્થાત્ નિકળે છે, તે બધા પ્રધાન ( પ્રકૃતિ ) અને પુરૂષ ( જીવાત્મા ) બંનેનો સ્વામી પરમાત્માજ છે એમ જાણો. માટે આવા પ્રકારનું વ્યુચ્ચરણ યુક્તજ છે. અલૌકિક આનંદના તિરોભાવ તથા પરિચ્છેદની પછી તથા અવિદ્યાસંબંધ થવાની પહેલા આ આત્માનો શુદ્ધ જીવ એવો વ્યપદેશ રહે છે, ત્યાર પછી તે છ ભગવદ્ગુણોનો તિરોભાવ થઇ જવાથી આ જીવને બંધ તથા વિપર્યય ( વિપરીત જ્ઞાન ) થાય છે આજ આશયને સ્પષ્ટ રીતે ' पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ' આ બ્રહ્મસૂત્રના ભાષ્યમાં વૈશ્વાનરાવતાર શ્રીમદ્વલ્લભાચાર્યચરણ પ્રબોધે છે આ સૂત્રમા પહેલા

---

१ किंचिदाशङ्क्य परिहरति—ननु जीवाय भगवान् सृष्टिं करोति प्रदर्शयति च स्वस्य सर्वलीलाम्। अशक्ताय कथमस्य तु क्लिष्टत्वमित्याशक्य परिहरति तु शब्द. । अस्य जीवस्यैश्वर्यादि तिरोहित ' तत्र हेतु पराभिध्यानात् ' परस्य भगवतोऽभिध्यान स्वस्यैतस्य च सर्वतो भोगेच्छा तस्मात् । ईश्वरेच्छया भगवद्धर्मतिरोभाव । ऐश्वर्यादितिरोभावादीनत्वम् इत्यादि । श्रीमद्वल्लभाचार्यचरणा. । अणुभा. ३–२–५

આવો પૂર્વપક્ષ કર્યો છે, કે એ ઠીકજ છે જે જીવને માટેજ ભગવાને આ સૃષ્ટિ કરી છે, અને તેને પોતાની લીલાનુ પ્રદર્શન કરાવે છે, પરંતુ જીવ તો ભગવાનનો અ શ છે તો પછી એને દુ:ખાદિ થાય જ ક્યાંથી? તો એનો ઉત્તર એ છે કે ભગવાનના અભિધ્યાનથી અર્થાત્ જીવની અને આપની રમણેચ્છાથી જીવમા ઐશ્વર્યાદિ તિરોભૂત થાય છે, અને તેટલા વાસ્તે જીવને બ ધ તથા વિપરીતજ્ઞાન થાય છે.

૫૦ કહેવાની મતલબ એજ છે કે ભગવાનની રમણેચ્છા પણ ઉચ્ચ નીચભાવ થયા વગર સિદ્ધ થતી નથી અને તે ઉચ્ચ-નીચભાવ પણ ભગવત્સ્વરૂપનોજ થયો, આ અન્યથાનુપપત્તિથી માનવુ પડશે કારણ કે ' सदेव सौम्येदमग्र आसीत् ' ' एकमेवाऽद्वितीय ब्रह्म ' વિગેરે શ્રુતિઓમા એવુ કહ્યુ છે કે સૃષ્ટિની પૂર્વમાં એક અદ્વિતીય બ્રહ્મની સિવાય બીજુ કોઇપણ હતુ નહિ અહીં શ્રુતિમા ' अग्रे आसीत् ' આ બે પદોથી એ પણ કહી શકતા નથી કે સૃષ્ટિની પૂર્વમાં કાલ તો હશે ?' કારણ કે અગર પૂર્વમા કાલસત્તા માની જાય તો ' એકજ અદ્વિતીય ' આ સજાતીય, વિજાતીય, તથા સ્વગતદ્વૈતનિવારક ત્રણે પદો વ્યર્થ જશે આમ્રવૃક્ષની નિ બવૃક્ષની સાથે જે ભિન્નતા તે સજાતીય દ્વૈત કહેવાય છે. વૃક્ષ અને શીલાનો જે પરસ્પરમા ભેદ છે તે વિજાતીય દ્વૈત કહેવાય છે, અને પુષ્પથી ફલનો અથવા એક શાખાથી બીજી શાખાનો જે ભેદ તે સ્વગત દ્વૈત કહેવાય છે શ્રુતિના ' एकं एव अद्वितीयम् ' આ ત્રણે પદો સૃષ્ટિની પહેલા સજાતીય, વિજાતીય, અને સ્વગત દ્વૈત ( ભેદ )નો નિષેધ કરી રહ્યા છે માટે સૃષ્ટિની પહેલા કાલાદિક કોઇપણ પદાર્થ નહિ હતા. પરતુ એક બ્રહ્મજ હતુ. ' अग्रे ' આ સમયસૂચક શબ્દ તો કેવલ સૃષ્ટિકાલીન શિષ્યને પુરાવૃત્ત સમજાવવા ખાતરજ છે

૫૧. 'एकाकी न रमते स द्वितीयमैच्छत्' 'सदेव सोम्येदमग्र आसीत्' 'एकमेवाऽद्वितीय ब्रह्म' 'तदैक्षत बहुस्यां प्रजायेय' ઇત્યાદિ શ્રુતિઓથી એ માલમ પડે છે કે 'એક બ્રહ્મજ સ્વેચ્છાથી નાના પ્રકારે જગદ્રૂપે થયુ.' અહીં નાના થવામા ઈચ્છાજ કારણ છે. 'बहुस्यां प्रजायेय' આ બે પદોથી એ જ્ઞાત થાય છે કે બ્રહ્મ, પ્રથમ સ્વરૂપથી અનેક પ્રકારે થયુ અને ત્યારપછી જનનગત ઉચ્ચનીચ-ભાવથી અનેક પ્રકારનુ થયુ તે બ્રહ્મને અનેક પ્રકારે થવાનીજ આ પ્રક્રિયા છે જ્યારે સર્વભવનસમર્થ એક બ્રહ્મ બહુભવનની ઈચ્છા કરે છે ત્યારે ઈચ્છારૂપ પણ પોતેજ થાય છે અર્થાત્ ધર્મીરૂપ તે બ્રહ્મ ઇચ્છારૂપ નિજધર્મથી પરિણામને પામે છે.

૫૨ અહીં એવો પ્રશ્ન થઈ આવે છે કે ધર્મરૂપ પરિણામ થવામા જ્યારે કંઈ કારણ નથી તો સર્વદા ધર્મરૂપ પરિણામ થતોજ રહેવો જોઇએ કદાપિ વિરામ ન થવો જોઇએ તો એનો ઉત્તર એ છે કે સદા ધર્મરૂપે પરિણામ કરી રાખવા માટે કારણભૂત કાલ તે વખતે નથી અને જ્યારે કાલ પેદા થયો તો તે કાલજ સદા ધર્મરૂપ પરિણામ થવામા પ્રતિબધક ( અટકાવનારો ) પણ થઈ જાય છે અર્થાત્ બ્રહ્મ જ્યા સુધી ધર્મરૂપે થવાની ઈચ્છા કરે છે ત્યા સુધી તે પ્રમાણે થતુ રહે છે, અને પછી તેવી ઇચ્છા બધ પડવાથી ધર્મરૂપ ભવનનો વિરામ પણ થઈ શકે છે

૫૩ 'ऐक्षत' આ ઈચ્છાનુ કાલ વિશેષણ છે, માટે તે

---

१ कालश्च श्रुताविच्छाविविशेषणत्वेनोक्त इतीच्छादिभि सहैवाविर्भवति सदेव तिरोभवति । नाऽपि 'सर्वे निमेषा जज्ञिरे विद्युत पुरुषादधीति' श्रुत्या तस्य पाश्चात्यत्व शक्यम । कालावयवानामेव तत्रोक्तत्वात् । तैर्विशिष्टस्तु कालो भगवच्चेष्टारूपो 'योऽय कालस्तस्य तेऽव्यक्तबन्धोश्चेष्टामाहुश्चेष्टते येन विश्वम् । निमेषादिर्वत्सरान्तो महीयान्' इति वाक्यात् । एवमिच्छारूप सन भेदरूपया तया

ઇચ્છાની સાથેજ પેદા થયો છે અને તેની સાથેજ તિરોભૂત પણ થાય છે. અગર ' निमेषा जज्ञिरे विद्युत पुरुषादधि ' આ કાલાવિર્ભાવને બોધન કરવાવાળી શ્રુતિની અનુસાર એવી શકા થાય કે કાલનો સભવ ( ઉત્પત્તિ ) પછી થયો છે તો તે પણ ઠીક નથી. કારણ કે આ શ્રુતિમા કાલના જે અવયવો છે તેનોજ માત્ર સભવ પશ્ચાત્ ( પછી ) કહ્યો છે, પરતુ નિમેષાદિ વ્યવહારરહિત સમષ્ટિરૂપ કાલ તો ભગવાનૂની ચેષ્ટા છે શ્રીમદ્ભાગવતમા પણ કહ્યુ છે કે ' હે ભગવાન્ ! આ જે કાલ છે તે આપની ચેષ્ટા છે, અને એનાથી સમગ્ર વિશ્વ ચેષ્ટાને પામે છે. ' માટે નિમેષાદિવિભાગરહિત કાલ અન્ય કાર્યની પૂર્વમા રહે છે આવી રીતે ઇચ્છારૂપ ભગવાન તે ભિન્ન થયેલી ઇચ્છાદ્વારા પોતાના સત્ ચિત્ તથા આનદધર્મીને પણ ધર્મભાવે જુદા કરી દેય છે ધર્મરૂપે ભિન્ન થયેલા તે ત્રણે ધર્મો નિજાશ્રયને ( પોતાના આશ્રયને ) ધર્મીરૂપે અલગ કરે છે અર્થાત્ ધર્મરૂપે ભિન્ન થયેલા તે સત ચિત્ અને આનદધર્મો પોતાના આશ્રયને ધર્મીરૂપે ' अक्षरब्रह्म ' કહેવડાવે છે એજ અક્ષરબ્રહ્મ, અવ્યક્ત, ધામ, પદ, અને બૃહત્ નામોથી વ્યવહરાય છે અને તે જ અક્ષરબ્રહ્મ અનેક કર, ચરણ, મસ્તક, મુખ, નેત્ર, કર્ણાદિમાન્ પુરૂષ એ નામથી વિખ્યાત છે

એજ પુરૂષ ' सहस्रशीर्षा पुरुष ' વિગેરે શ્રુતિ તથા 'सर्वत पाणिपाद तत्सर्वतोऽक्षिशिरोमुखम् ' ઇત્યાદિ સ્મૃતિઓદ્વારા વર્ણિત છે ( વર્ણન કરાયો છે ) અને એજ પુરૂષ ( અક્ષર ) જગદ્રૂપતાને

---

सच्चिदानदानपि धर्मत्वेन भिनत्ति ते च धर्मरूपेण स्वय भिद्यमाना. स्वाश्रयमपि धर्मित्वेन भिंदंति । तदा स भगवान् सर्वत पाणिपादान्तो भवति साकारत्वं चापद्यते । भाष्यप्रकाशे श्रीपुरुषोत्तमाचार्या ।

ચામે છે તો હવે પુરૂષોત્તમ ભગવાનનાજ ‘ धर्मीरूप ’ ‘ धर्मरूप, ’ અને ‘ कार्यरूप ’ આ ત્રણે રૂપો થયા. એ ત્રણેનો ધર્મધર્મીભાવથી અને કાર્યકારણભાવથી અભેદજ છે આ ત્રણે સ્વરુપ પૂર્ણશબ્દથી વ્યવહરાય છે, યદ્યપિ એ ત્રણે રૂપ એક છે, અભિન્ન છે, છતા પણ આપની ( ભગવાનની ) બહુભવનેચ્છાથી પરસ્પરમા ઉત્તમાધમ-ભાવ તો રહેજ છે નહિ તો બહુભવનજ સિદ્ધ ન થઇ શકે

૫૪. [1]આ ત્રણે પૂર્ણસ્વરૂપોનુ શ્રુતિમા આવી રીતે વર્ણન કર્યું છે—

पूर्णमद पूर्णमिद पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

અર્થાત્ અચિન્ત્યાપરોક્ષ, જ્ઞાનઘન, આ અક્ષરબ્રહ્મ પૂર્ણ છે, અર્થાત્ આકાશની માફક વ્યાપક છે. અને આ પુરોદૃશ્યમાન સદ્રૂપ ( જગદ્રૂપ ) ક્ષર બ્રહ્મ પણ પૂર્ણ છે, અર્થાત્ પૂર્વવત્ છે. તથા પૂર્ણાત્ અર્થાત્ બન્ને પૂર્ણરુપોમાં ( ક્ષર તથા અક્ષરમા ) વ્યાપ્ત રહેવાવાળા ‘ पूर्णमुत ’ પૂર્ણાનંદ ( પુરુષોત્તમ ભગવાન્ ) પૂર્વોક્ત પૂર્ણસ્વરૂપો વડે (ક્ષરાક્ષર) સેવિત છે. અહીં ‘ अच्यते ’ એ ‘ अच इत्येके ’ આ ધાતુથી કર્મમાં પ્રત્યય કરી પૂજાર્થક ‘अच’ ધાતુનું રૂપ છે. આવી રીતે પૂર્વાર્ધમા સેવનનુ નિરૂપણ કરી તેના ફલનુ નિરૂપણ કરે છે જે સમય પૂર્વોક્ત પૂર્ણદ્વય અર્થાત્ ક્ષરા-ક્ષરસ્વરૂપ બન્ને પૂર્ણ, પોતાના સેવ્ય તે પૂર્ણાનંદના પૂર્ણજ્ઞાનાદિ

---

१ तानि त्रीण्यपि रूपाणि पूर्णशब्देनोच्यन्ते । अद परोक्ष ज्ञानैकघन अक्षरं ब्रह्म पूर्ण निरतरमाकाशवद्व्यापि । इद परिदृश्यमान सद्रूप क्षर ब्रह्म पूर्ण पूर्ववत् । पूर्णात् पूर्णमतति व्याप्नोति तादृश तदुभयव्यापक पूर्णमुत् पूर्णानन्द ब्रह्म अच्यते पूज्यते, पूर्वोक्ताभ्या क्षराक्षराभ्या सेव्यते । एव ज्ञानादे फलमाह

ધર્મોને પ્રાપ્ત કરે છે, તે સમયે સાયુજ્ય પામી પૂર્ણ માત્ર ( પૂર્ણાનંદ માત્ર) અવશિષ્ટ રહે છે. અર્થાત્ ભગવત્સાયુજ્યને પામે છે. અહીં 'સાયુજ્ય' શબ્દના બે અર્થ થાય છે. એક તો એ કે પૂર્ણાનંદ, પરબ્રહ્મ, પુરૂષોત્તમ, શ્રીકૃષ્ણ ભગવાન્ ક્ષરાક્ષરના સેવનથી પ્રસન્ન થઇ તેઓને પોતાના ધર્મો બક્ષી તેમની સાથે ક્રીડા કરે છે. તે સમય તે બંને પૂર્ણાનંદના સાયુજ્યને પામે છે, આવો અર્થ છે અને બીજો અર્થ એ છે કે પ્રલયકાળમાં જ્યારે પૂર્ણાનંદ ભગવાન અંત ( અંદર, અર્થાત્ સ્વરૂપમાં ) ક્રીડા કરવાની ઇચ્છા કરે છે. તે વખતે તેની કૃપાથી તે પૂર્ણશબ્દવાચ્ય ક્ષરાક્ષર પુરૂષ, પૂર્ણાનંદના જ્ઞાનાદિપૂર્ણ ધર્મોને પ્રાપ્ત કરી સાયુજ્યને પામે છે અર્થાત્ ક્ષર પુરૂષ અક્ષરમાં, અને અક્ષર પૂર્ણાનંદ પુરૂષોત્તમમાં લય પામે છે ત્યારે એક ભગવાનજ માત્ર અવશિષ્ટ ( બાકી ) રહે છે. એજ વાત્ શ્રીમદ્ભાગવતમાં કહી છે કે —

नष्टे लोके द्विपरार्द्धावसाने महाभूतेष्वादिभूतं गतेषु।
व्यक्तेऽव्यक्तं कालवेगेन याते भवानेकः शिष्यतेऽशेषसंज्ञः ॥

૫૫ આવી રીતે પરમકારણ તે પુરૂષોત્તમ ભગવાન્ સ્વયં એક છે છતાં પણ ધર્મરૂપથી, શક્તિરૂપથી, તથા ધર્મીરૂપથી અનેક પ્રકારે થઈ પછી કાર્યરૂપે અનેક પ્રકારે થાય છે, આ 'बहुस्यां' એ ઇચ્છાનું કાર્ય છે અને કાર્યનો જનનગત જે

---

पूर्णस्यानुपदोक्तस्य पूर्णं ज्ञानादिधर्ममादाय तत्प्रसादेन प्राप्य पूर्णमेवावशिष्यते तत्सायुज्येन तदभिन्नो भवति । एवं धर्मरूपेण शक्तिरूपेण धर्मिरूपेण च नानाभूय पश्चात् कार्यरूपेण नाना भवतीति बहुस्यामित्यस्य कार्यम् । अत उच्चनीचभावः प्रकर्षपदार्थः । स च धर्मभेदेन भवतीति भूम्न आनन्दरूपस्य सर्वोत्कृष्टत्वं ततो नीचभावश्चिद्रूपस्याक्षरस्य ततोऽपि सद्रूपस्य क्षरस्य । अत एव अक्षरात् परतः पर इति । भाष्यप्रकाशे श्रीपुरुषोत्तमाचार्याः ।

ઉચ્ચનીચ ભાવ છે, તે 'प्रजायेय' એનુ કાર્ય છે. તે ઉચ્ચનીચ ભાવ ઐચ્છિક છે અને ધર્મભેદથી થાય છે, માટેજ સર્વ ધર્મ-યુક્ત, પૂર્ણજ્ઞાનાદિમાન્, પૂર્ણસચ્ચિદાનંદ, પુરૂષોત્તમ ભગવાન્ સર્વોત્કૃષ્ટ છે તથા સેવ્ય છે અને ચિદ્દ્ઘન અક્ષરબ્રહ્મ, મધ્યમ છે, તથા સદ્રૂપ ક્ષર બ્રહ્મનો આ બને સ્વરૂપોથી ઐચ્છિક ભેદ છે એજ કાર્યાવસ્થાનો ઉચ્ચનીચભાવયુક્ત સ્વરૂપભેદ શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યો છે કે —

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षर सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १ ॥
उत्तम पुरुषस्त्वन्य परमात्मेत्युदाहृत ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ २ ॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तम ॥ ३ ॥

અર્થાત્—લોકમાં ક્ષર અને અક્ષર આ બે પુરૂષ છે, અર્થાત્ પરબ્રહ્મનાંજ એ બે સ્વરૂપાન્તર છે. બધુ જગત્ ક્ષર સ્વરૂપ કહેવાય છે, અને કૂટસ્થ અર્થાત્ અવ્યક્ત રહેવાવાળુ અક્ષરબ્રહ્મ કહેવાય છે, પરંતુ ઉત્તમ પુરૂષ તો એ બનેથીએ અન્ય છે જેને પરમાત્મા કહે છે. અને જે સમગ્ર બ્રહ્માંડોમાં વ્યાપ્ત રહી સર્વ ત્રિલોકીને ધારણ કરે છે, જે આનંદાદિ

---

१ द्वाविमौ पुरुषाविति, यस्मात् क्षरमतीतोहमित्यादि च श्रुतिस्मृतयो ब्रह्मणः परत्व प्रतिपादयन्ति । एव त्रिरूप सन् शक्तित्रयरूपेणाविर्भवति । तत्र सदंशस्य क्रियारूपा शक्ति , चिद्रूपस्य व्यामोहिका शक्ति । आनन्दरूपस्य जगत्कारणभूता माया । एतान्त्रितयरूपा शक्ति सच्चिदानंदस्य भावत्वतच्छक्तिवाच्या । अत एव सदंशभूतेष्वष्टाविंशतितत्वेषु तत्वमिति व्यपदेश. । भाष्यप्रकाशे श्रीपुरुषोत्तमाचार्या ।

ધર્મોદ્વારા હું ક્ષર સ્વરૂપથી અતીત અને અક્ષરથી ઉત્તમ છુ; માટેજ હુ લોક અને વેદમાં પુરૂષોત્તમ એ નામથી પ્રસિદ્ધ છુ. આજ શ્રુતિસ્મૃતિઓનો આશય લઇ શ્રીમદ્વલ્લભાચાર્યચરણે સ્વકૃત સિદ્ધાંતમુક્તાવલીમા બ્રહ્મના ત્રણ સ્વરૂપો કહ્યા છે કેઃ—

'परब्रह्म तु कृष्णो हि सच्चिदानदक बृहत्।
द्विरूपं तद्धि सर्वं स्यादेकं तस्माद्व विलक्षणम् ॥

અર્થાત્ ધર્મિરૂપ, ધર્મરૂપ, અને કાર્યરૂપ, આ ભગવાન્નાં ત્રણ ઐચ્છિક સ્વરૂપ છે. તેમાં ધર્મીસ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ પરબ્રહ્મ છે, સત્, ચિત્, તથા આનંદ, ધર્મરૂપ અક્ષરબ્રહ્મ છે. અને સદ્રૂપ બધુ જગત્ ક્ષરબ્રહ્મ કહેવાય છે.

૫૬ આવી રીતે તે ભગવાન અનેક પ્રકારે વ્યક્ત થઇ પછી શક્તિરૂપથી પણ વ્યકત થાય છે આનદાત્મા ભગવાનની સર્વ-ભવન સામર્થ્યરૂપ માયાશકિત છે, એજ સમગ્ર વિશ્વનુ કારણ છે. ચિદ્રૂપ અક્ષરની વ્યામોહિકા માયા શક્તિ છે અને સદ શ ભગવાનની ક્રિયારૂપ શકિત છે સચ્ચિદાનદ ભગવાનની આ બધી શક્તિઓ સત્ત્વ, સત્તા, ચિત્ત્વ, ચિત્તા, વિગેરે ભાવપ્રધાન 'त्वतलादि' પ્રત્યયોથી કહેવા લાયક છે એ માટેજ સદશભૂત અઠ્ઠાવીશ તત્વોનુ તત્ત્વ' એવું નામ આપવામા આવ્યુ છે

ચિદ્ઘન પરોક્ષ અક્ષરબ્રહ્મની વ્યામોહિકા શક્તિ પોતાના ચિદશને વ્યામોહિત કરે છે તે માટે વ્યામોહિત વ્યાકુલ તે ચિદશ, પ્રાણ બુદ્ધયાદિનું અવલબન કરે છે. માટેજ તેનું જીવ એ નામ થાય છે હવે પૂર્વોક્ત સૃષ્ટિક્રમના લખવાથી એ સિદ્ધ થઇ ગયુ કે ભગવાનેજ સ્પષ્ટ રમણેચ્છાથી ઉચ્ચનીચભાવ થવા માટે પોતાના ચિદશોનાં આનદાંશનો તિરોભાવ કર્યો, અને ત્યાર પછી

જનનગત ઉચ્ચનીચભાવ થવા માટે તે જ જીવોમા મુક્તિસંસ્કાર (દૈવત્વ) અને બંધસંસ્કાર (આસુરત્વ) સ્થાપિત કર્યો આસુરસંપત્તિ બંધ કરાવનારી છે અને દૈવીસંપત્તિ મોક્ષ સમર્પે છે.

ભગવાન શ્રીવાસુદેવે કહ્યુ પણ છે—'दैवीसंपद् विमोक्षाय निबंधायासुरी मता' આસુરસંસ્કારવશ આ જીવને અવિદ્યા લાગે છે, અર્થાત્ વ્યુચ્ચરણ તથા આનંદાંશના તિરોધાન પછી દેહાધ્યાસ, પ્રાણાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, અંતઃકરણાધ્યાસ અને સ્વરુપવિસ્મૃતિ આ પંચપર્વાત્મિકા અવિદ્યા આ જીવને લાગે છે તે વખતે અવિદ્યાબદ્ધ આ જીવ દેહાદિ ધર્મોને 'હુ સ્થૂલ, હુ કૃશ, હુ સુખી, તથા દુઃખી છુ' વિગેરે અભિમાનથી પોતાને સમજી લે છે, એજ સંસાર છે. વાસ્તવમા જીવ ભગવદંશ છે. તે બદ્ધ, દુઃખી, વિગેરે થઇ શકતા નથી અને એજ અવિદ્યાને વશ થઈ જન્મમરણાદિ ફળવાળા અનેક શ્વેત, કૃષ્ણ (શુભાશુભ) કર્મો કરે છે

૫૭ 'द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च' આ ભગવદ્વચનને અનુસાર આ લોકમા બે પ્રકારની જીવસૃષ્ટિ છે, એક દૈવસૃષ્ટિ અને બીજી આસુરસૃષ્ટિ. શાસ્ત્રોમા કહેલા આચરણોનુ નિર્ભય થઇ અનુષ્ઠાન કરવુ, અંતઃકરણને શુદ્ધ રાખવુ. અર્થાત્ રાગદ્વેષ, માયા, જુઠો વ્યવહાર, વગેરે મળોને દૂર કરી અંતઃકરણને ભગવત્પ્રાદુર્ભાવ થવા લાયક નિર્મળ બનાવવું. ભગવન્માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભગવાનમાં અનન્ય પ્રેમ કરવો, જે પદાર્થોમા પોતાનુ સ્વત્વ (પોતાપણુ) છે, તે (અન્નવસ્ત્રાદિ)માંથી કંઈ ભાગ બીજાઓને આપવો, બાહ્ય ઇંદ્રિયોને દમવી, દૈવયજ્ઞ, પિતૃયજ્ઞ, ઋષિયજ્ઞ, ભૂતયજ્ઞ, વિગેરે ધર્માચરણ કરતાં રહેવું. ભગવચ્છાસ્ત્રોનુ શ્રવણ તથા અધ્યયન કરવુ, અને ત્યાં સુધી

ટાઢ, તડકો, સુખ, દુઃખાદિનું સહન કરવું, મનમાં બુરાભાવોનો પરિત્યાગ કરવો, શાંતિ રાખવી, પરોક્ષમાં કોઇના દોષો પ્રકટ ન કરવા, પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી, સન્મુખ રહેલા વિષયોમાં લાલચ ન કરવી, મીઠો અને કોમલ વર્તાવ રાખવો, અનુચિત કાર્યોમાં લજ્જા રાખવી, મતલબ વગર બોલવું નહિ અથવા કંઇ કઇ પ્રકારની શરીરચેષ્ટા ન કરવી, ધીરજ, ચતુરતા, ક્ષમા તથા પવિત્રતા રાખવી. તથા કોઇનો પણ દ્રોહ ન કરવો, નિરહંકારી રહેવું, આ બધાં દૈવીજીવોના લક્ષણો છે. એજ વાત 'अभय सत्त्वसंशुद्धि' ઇત્યાદિ શ્લોકોદ્વારા શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્ગીતામાં કહી છે

૫૮. અને જે જીવ પોતે પોતાને લોકમાં પ્રસિદ્ધ કરવા ચાહે, ધન, સ્વજન, કુળ, વિદ્યા વિગેરેનો મદ રાખતો હોય. પ્રત્યેક સમયમાં ક્રોધ રાખતો હોય, બધાથી વાંકોજ ચાલતો હોય, પોતાની શિવાય દુનીઆમાં કોઇને પણ પૂજ્ય ન સમજતો હોય, અને પોતે કર્તવ્યાકર્તવ્ય જ્ઞાનશૂન્ય થઇ અર્થાત્ કર્તવ્ય કે અકર્તવ્ય જ્ઞાન વગરનો બનીને પણ બીજાની અવજ્ઞા કે નિંદા કરતો હોય, તેઓને આસુર જીવ સમજવા એજ શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે.—

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥

અર્થાત્—હે પૃથાપુત્ર અર્જુન! દંભ (ધર્મધ્વજીપણું) દર્પ, એકદમ અભિમાન, ક્રોધ, ક્રૂરતા, અજ્ઞાન, આ બધા દોષો આસુરસૃષ્ટિમાં જન્મ લેવાવાળાઓનેજ પ્રાપ્ત થાય છે ઇત્યાદિ તેમાં પણ દૈવી જીવો બે પ્રકારના છે મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીય જેઓ વેદોક્ત મર્યાદામાં રહી, વૈરાગ્ય, સાંખ્ય, યોગ,

તપ, અને નિષ્કામ ભક્તિ ( અનન્ય ભગવત્પ્રેમ ) રૂપ, પચપવ વિદ્યાદ્વારા સાયુજ્ય મુક્તિ ( અક્ષર સાથે એકતા ) ની પ્રાપ્તિ કરે છે તેઓને મર્યાદામાર્ગીય જીવ કહે છે. અને આ જન્મમા કેવળ ભક્તિદ્વારાજ ભગવત્પ્રાપ્તિ કરે છે અથવા કેવલ ભગવદનુગ્રહ માત્રથી ભગવત્ પ્રાપ્તિ કરે છે, તેઓને પુષ્ટિમાર્ગીય જીવ કહે છે સાયુજ્યમુક્તિના બે અર્થ થાય છે, એક બ્રહ્મમાં મળી જવુ તે, અને બીજો અર્થ બ્રહ્મની સાથે રહી આનન્દોપભોગ કરવો તે અમે આ વિષયનું વિસ્તારસહિત વિવેચન પુષ્ટિસ્વરૂપનિરૂપણમા કરીશુ

## અદ્વૈતમતમાં જીવનુ સ્વરૂપ.

૫૯ અદ્વૈતવાદી જીવસ્વરૂપનું નિરૂપણ કરતી વખતે ઉપોદ્ઘાતમા કહે છે કે[1] युष्मत्प्रत्ययगोचर દેહ, અને અસ્મત્પ્રત્યયગોચર આત્મા, આ બન્ને પરસ્પર જડ, ચૈતન્ય હોવાથી, અન્ધકાર અને પ્રકાશની માફક બીલકુલ વિરૂદ્ધ ધર્મવાળાં છે. માટે તે બેનો અન્યોન્યભાવ અયુકત છે, અને તેના ધર્મોનો તો પરસ્પર અન્યોન્યભાવ તદ્દનજ અયુકત છે એ માટે અસ્મત્પ્રત્યયનો વિષય જે (ચૈતન્યમય) આત્મરૂપ વિષય, તેમા યુષ્મત્પ્રત્યયના વિષયો ( દેહ, ઈન્દ્રિય વિગેરે જડ અનાત્મ વસ્તુ )નો તથા તેઓના ધર્મોનો અધ્યાસ ( અતથામાં તથાત્વજ્ઞાન ) તથા એનાથી ઉલટી રીતે વિષયમા વિષયી તથા તેના ધર્મોનો અધ્યાસ મિથ્યા છે એ યુકતજ છે છતાં પણ ધર્મ અને ધર્મી જે અત્યંત ભિન્ન છે, તેઓનો પરસ્પરનો ભેદ નહિ સમજવાથી અન્યોન્યમાં અન્યોન્ય-

---

१ युष्मदस्मत्प्रत्ययगोचरयोर्विषयविषयिणोस्तम प्रकाशवद्विरुद्धस्वभावयोरितरेतरभावानुपपत्तौ सिद्धायां तद्धर्माणामपि सुतरामितरेतरभावानुपपत्तिरित्यतोऽस्मत्प्रत्ययगोचरे विषयिणि इत्यादि शांकरभाष्यम् ।

સ્વરૂપ અને એક બીજાના ધર્મોનો અધ્યાસ તથા સત્યાનૃતનો મેળ કરી 'હુ મારૂ ' આ મિથ્યાજ્ઞાન નિમિત્તક વ્યવહાર ચાલી રહ્યો છે. અતથામાં વિરૂદ્ધધર્મવાળી વસ્તુની કલ્પના કરી લેવાનેજ અધ્યાસ કહ્યો છે અને એજ અધ્યાસને અવિદ્યા તથા અજ્ઞાન કહેવામા આવે છે, 'જેમ શુકિતમા ચાદીનુ ભાન' એનાથી વિરૂદ્ધ અર્થાત્ તે અવિદ્યાથી અલગ કરી વસ્તુસ્વરૂપનો નિશ્ચય કરી લેવાને વિદ્યા કહે છે, જેમ સુવર્ણમા સુવર્ણપણાનો નિશ્ચય થવો.

આ અવિદ્યા નામના અધ્યાસને આગળ કરી અર્થાત્ આત્માનાત્મવસ્તુના પરસ્પરના અધ્યાસને લઈ બધાજ લૌકિક અને વૈદિક પ્રમાણ પ્રમેયાદિનો વ્યવહાર પ્રચલિત છે ( ચાલુ છે ) અને સર્વં વિધિનિષેધ તથા મોક્ષ કહેવાવાળાં શાસ્ત્રોને પણ એવીજ રીતે સમજો અર્થાત્ મિથ્યા જાણો દેહ તથા ઈન્દ્રિય વિગેરેમાં 'હુ અને મારૂ ' આ અભિમાનરહિત આત્માનુ પ્રમાતાપણુ થઈ શકતુ નથી, અને આત્મભાવ જેમાં અધ્યસ્ત નથી એવા દેહાદિથી કોઈપણ કોઈ વ્યાપાર કરતુ નથી આ બધુ ન હોય તો અસગ આત્મા પ્રમાતા થઈ શકતો નથી, અને પ્રમાતા વગર પ્રમાણની

१ तमेतमविद्याख्यमात्मानात्मनोरितरेतराध्यास पुरस्कृत्य सर्वे प्रमाणप्रमेयादिव्यवहारा लौकिका वैदिकाश्च प्रवृत्ता सर्वाणि च शास्त्राणि विधिप्रतिषेधमोक्षपराणि इत्यादि शा भा उपोद्घात १ नहीन्द्रियाण्यनुपादाय प्रत्यक्षादिव्यवहारासिद्धि , न चाधिष्ठानमन्तरेणेन्द्रियाणां व्यवहार सिद्ध्यति नचानध्यस्तात्मभावेन देहेन कश्चिद् व्याप्रियते । नचैतस्मिन्सर्वस्मिन्नसत्यसङ्गस्यात्मन. प्रमातृत्वमुपपद्यते न च प्रमातृत्वमन्तरा प्रमाणप्रवृत्तिरस्ति । तस्मादविद्यावद्विषयाण्येव प्रत्यक्षादीनि प्रमाणानि शास्त्राणि च पश्वादिभिश्चाविशेषात् । इत्यादि शां. भा १–१–१ । परमार्थतस्तु न जीवो नाम बुद्ध्युपाधिसंबधपरिकल्पितस्वरूपव्यतिरेकेणास्ति । न हि नित्यमुक्तस्वरूपात्सर्वज्ञादीश्वरादन्यश्चेतनो धातुर्द्वितीयो वेदान्तार्थनिरूपणायामस्ति । शां भा. २-३-३१

પ્રવૃત્તિ નથી, માટેજ પ્રત્યક્ષાદિ પ્રમાણો તથા વેદ, સ્મૃતિ પુરાણાદિ બધા શાસ્ત્રો માત્ર અવિદ્વાન્ પશુસદૃશ અજ્ઞાનીઓને માટેજ છે એજ અધ્યાસના સમૂલ નાશ માટે સમગ્ર વેદાંતાદિ શાસ્ત્રોનો પ્રારંભ થયો છે. જ્યારે આત્મા શિવાય સમગ્ર પ્રમાણપ્રમેયાદિ અને જડજીવાદિ પ્રપંચ અધ્યાસમાત્ર છે તો એ સિદ્ધ થાય છે કે જીવ પણ કલ્પનામાત્ર છે. સમગ્ર સૃષ્ટિપ્રતિપાદક શ્રુતિઓ પણ અવિદ્યાકલ્પિત ઇશ્વરનિમિત્તક, અજ્ઞાનોપાદાનક (ઇશ્વર જેનુ નિમિત્તકારણ, અને અજ્ઞાન (અવિદ્યા) જેનુ ઉપાદાન કારણ) સૃષ્ટિમા સાવકાશ સમજવી અર્થાત્ ત્યા તે શ્રુતિઓની સાર્થકતા છે, જીવ પણ બુદ્ધયુપાધિપરિકલ્પિત સ્વરૂપની શિવાય બીજુ કઇ પણ નથી. અર્થાત્ શુદ્ધ, બુદ્ધ, મુક્ત આત્મા ચેતન બ્રહ્મજ અવિદ્યાવચ્છિન્ન હોવાથી 'જીવ' કહેવાય છે વસ્તુત નિત્યમુક્ત શુદ્ધ, બ્રહ્મની શિવાય અન્ય ચેતન પદાર્થ વેદાંતાર્થ નિરૂપણ કરવા માટે દેખાતો નથી અવિદ્યાવચ્છિન્ન ચેતનજ જીવ કહેવાય છે, ખરી રીતે જીવ બીજો કોઇ પદાર્થ નથી. અદ્વૈતવાદીઓમાં જીવ વિષે અનેક મતો છે કોઈ કહે છે કે અવિદ્યામાં બ્રહ્મનુ પ્રતિબિંબ જીવ છે, બીજા કહે છે કે મલિનસત્ત્વા માયામા પ્રતિબિંબજ જીવ છે, ત્યારે તૃતીય વર્ગનો એવો મત છે કે અધ્યાસ માત્રજ જીવ છે, ઇત્યાદિ. અસ્તુ (ઠીક) વાસ્તવમાં નિત્ય, સત્ય બીજો કોઇ જીવ પદાર્થ નથી, એમા તો કોઇ પણ વિરૂદ્ધ નથી તેઓ આવી પોતાની કલ્પનામાં '**सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन**' '**नान्योऽतोस्ति द्रष्टा नान्योतोऽस्ति श्रोता**' ઇત્યાદિ શ્રુતિઓનુ પ્રમાણ દેખાડે છે જ્યારે જીવજ કલ્પનામાત્ર છે તો પછી તેનાં કર્તૃત્વ, જ્ઞાતૃત્વ વિગેરે ધર્મો પણ દૂરાપાસ્ત છે માટેજ શાકર

માયાવાદી લોકો જીવને કલ્પિત, અધ્યસ્ત, પ્રતિબિંબ, આભાસ, અભોક્તા, અકર્તા, અજ્ઞાતા, જ્ઞાનમાત્ર, અને વ્યાપક માને છે

## અદ્વૈતાભિમતજીવનિરૂપણનુ ખંડન.

૬૦ માયાવાદીઓનુ આ બધુ કહેવુ માત્ર વાક્છલ છે અથવા બુદ્ધિવાદ માત્ર છે માયાવાદીઓએ કલ્પેલી જીવની સમાલોચના તો અમે આગળ જઇ બહુ સારી રીતે કરીશુ પણ પહેલા આ તેના પૂર્વોક્ત ઉપોદ્ઘાતનુજ વિવેચન કરીએ છીએ

કોઈ પણ સાધ્યને સિદ્ધકરવામાટે અથવા કોઈ પદાર્થને સમજાવવા માટે લોકમા શાસ્રવાદ અને બુદ્ધિવાદ આ બને સાધનો પ્રસિદ્ધ છે પોતાની બુદ્ધિથી કલ્પાયથી કોઇ કલ્પનાને લઇ તેને અનેક યુક્તિઓદ્વારા દૃઢ કરવી અને શાસ્રના વાકયોનો પણ સમન્વય તેજ કલ્પનામા કરી લેવા ચાહવુ આ બુદ્ધિવાદનુ કાર્ય છે બુદ્ધિવાદમા તર્કોનુ ( યુક્તિ ) પ્રધાનસ્થાન છે અને શાસ્ત્રોને તો તે યુક્તિઓની પાછળ પાછળજ દોડવુ પડે છે. કયાક કયા તો વિચારોને તેની હામા હાજી અવશ થઇને પણ કરવી પડે છે અર્થાત્ બુદ્ધિવાદમા તર્કો ઉપરજ વિશેષ નિર્ભર રહે છે શાસ્ર તો ગોણ પડી જાય છે અગર કોઈ જગ્યાએ શાસ્રવાકયોનો અર્થ તેઓના આશયને મળતો ન આવે તો તે લોકો તે જગ્યાએ તે શાસ્રવાકયોનો અર્થ પલટાવી પોતાના આશયને અનુસાર બનાવી લે છે તે વાક્છલને તે લોકો લક્ષણારૂપે મઢી દે છે આ બુદ્ધિવાદનો ઉપયોગ આજકાલ વકીલ, બેરિસ્ટર લોક ખુબ કરી જાણે છે પરંતુ શાસ્રનેજ પ્રધાન માની અથવા પરમ ઉચ્ચ પ્રમાણ માની ચાલવાવાળા, ભગવન્માહાત્મ્ય જાણનારા, પરમઆસ્તિક, તત્ત્વવેત્તા લોકો શાસ્ત્રવાદનેજ ઉચ્ચાસન આપે છે તેઓ શાસ્રના

અક્ષરે અક્ષરને સત્ય અને કલ્યાણકારી સમજે છે, અને લૌકિક-યુકિતઓને તો તેઓ તુચ્છ સમજી અવગણના કરે છે હા, કોઈ કોઈ વખતે શાસ્ત્રવાકયોને યથાવત્ સમજાવવા માટે શાસ્ત્રીયયુકિત આપવામા આવે છે પરતુ પોતાના શાસ્ત્રીય મતની સિદ્ધિ કરતી વખતે લૌકિક યુકિતઓને જરાપણ સ્થાન આપતા નથી કારણકે 'नैषा तर्केण मतिरापनेया' तर्काप्रतिष्ठानात्, अलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजयेत् વિગેરે શ્રુતિ, સૂત્ર, સ્મૃતિઓમાં તત્વનિશ્ચય કરતી વખતે યુકિતઓને લડાવવા સાફ સાફ નિષેધ કર્યો છે શ્રીમદ્ ભાગવતમા પણ ભગવાન વેદવ્યાસજીએ કહ્યુ છે કે—' न सूरयो हि व्यवहारमेत तत्त्वावमर्शेन सहामनन्ति ' અર્થાત્ ભગવન્મા-હાત્મ્યવેત્તા વિદ્વાનપુરૂષો આ લૌકિક વ્યવહાર ( યુકિત ) ને વેદોકત તત્વવિચારની સાથે મેળવતા નથી, અથવા પ્રતિષ્ઠા નથી દેતા, અર્થાત્ સ્થાન આપતા નથી. અદ્વૈતાભિમાની માયાવાદીઓને ત્યા તો તર્ક ઉપરજ પૂર્ણ આધાર છે તેઓ વેદાદિશાસ્ત્રોનો પણ લોકદૃષ્ટાનુસારજ અર્થ કરે છે તેમને ત્યા શાસ્ત્ર ગૌણ થઇ જાય છે વેદને પણ તે લોકો યુક્ત માન આપતા નથી વેદને પણ કયાંય કયાંય તો વાકયભગ્યતરથી જુઠો, ધૂર્ત, છળથી બોલવાવાળો કહી નાખ્યો છે પરતુ તત્ત્વવે-ત્તાઓના મુકુટમણિ, પૂજ્યપાદ શ્રીમદ્વલ્લભાચાર્યચરણ તો વેદને સાક્ષાત્ ઇશ્વર માને છે વેદના એકે એક અક્ષરને તો તેઓ ઇશ્વરવાકય સમજી શિરોમાન્ય માને છે, લોકદૃષ્ટાનુસાર વેદનો અર્થ કરવો એ આપશ્રીને મહાન અપરાધ લાગે છે. આપશ્રીનું કહેવુ છે કે:—

अलौकिको हि वेदार्थो न युक्त्या प्रतिपद्यते ।
तपसा वेदयुक्त्या च प्रसादात् परमात्मन ॥

अणुभाष्य બીજી પણ આજ્ઞા છે वेदोक्तादणुमात्रेऽपि विपरीत तु यद्भवेत्। तादृशं वा स्वतन्त्रं चेत्सर्वं मूलतो मृषा ॥ तत्वदीपनिबंध

અર્થાત્—વેદ અને વેદાંતનો અર્થ અલૌકિક છે તે માત્ર લૌકિક યુક્તિઓથી જાણી શકાય તેમ નથી, પરંતુ તપ, વેદાનુકૂલ તર્ક, અને પરમાત્માનો અનુગ્રહ આ ત્રણ સાધનોથીજ જાણી શકાય છે. વેદોક્તથી વિરૂદ્ધ જે કંઈ હોય, અથવા તાદૃશ, ( વેદ વિરૂદ્ધ સદૃશ ) અને પોતાનો મન માન્યો વિષય, તે બધુજ મૂલત અપ્રમાણ છે. બ્રહ્મ જેવુ વેદાંતમા કહેવાયુ છે તેવુજ માનવુ. અણુમાત્ર પણ અન્યથા માનવાથી અથવા કલ્પના દોડાવવાથી અપરાધ લાગે છે.

योऽन्यथा सतमात्मानं अन्यथा प्रतिपद्यते ।
किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ॥

અર્થાત્—જે કોઈ અન્યથાસ્થિત આત્માને ( ભગવાનને, ) અન્યથાજ અર્થાત્ વિરૂદ્ધ રીતે સ્વીકારે છે તો તે ભગવાન્ અને ભગવન્માહાત્મ્યને છુપાવનાર ચોરે કયો અપરાધ નહિ કર્યો કહેવાય ? અર્થાત્ તેણે બધા પાપો કર્યા છે.

અધ્યાસવાદનો પૂર્ણ ભાર યુક્તિઓ ઉપર છે યદ્યપિ 'હુ કૃશ છુ, હુ સ્થૂલ છુ, દુ:ખી છુ, મનુષ્ય છુ, બ્રાહ્મણ છું.' વિગેરે વ્યવહારો જુઠા છે, અધ્યાસ માત્રથીજ ચાલી રહ્યા છે પરંતુ એવુ કયા કહ્યુ છે કે પ્રમાણ, પ્રમેય, વેદ, શાસ્ત્ર, જીવ, ઇશ્વર, બધા માત્ર કલ્પિત છે, જુઠા છે ? એવુ કહેવુ માત્ર બુદ્ધિવાદજ છે અધ્યાસની આડ લઈ સર્વ પ્રપંચને મિથ્યા કહી નાખવો

१ ब्रह्म पुनर्यादृशं वेदान्तेष्ववगतं तादृशमेव मन्तव्यं अणुमात्रान्यथाकल्पनेपि दोष स्यात् । अणुभा. १-१-१।

એ કેવલ વાક્છલ નહિ તો બીજુ શુ ? શાંકરભાષ્યના યૌક્તિક ઉપોદ્ઘાતમાં'युष्मदस्मत्प्रत्ययगोचरयो 'અહીંથી લઇ'तमेतमेवलक्षण मध्यास पंडिता 'अविद्या' इति मन्यन्ते' અહીં સુધી 'હુ અને મારૂ' ઇત્યાદિ ઉલટી સમજનેજ જુઠી કહી છે. અને એ વાત ઠીક પણ છે, શાસ્ત્રીય છે, કારણ કે શાસ્ત્રોમા લખ્યુ છે કે જીવ વ્યામોહિકા માયાને વશ થઇ દેહ, ઇદ્રિય, અ ત:કરણાદિના ધર્મોને પોતાના સમજે છે અને તેજ ઇદ્રિયાદિને પોતાનું સ્વરૂપ સમજે છે. અને એજ અધ્યાસ ( ઉલટી સમજ ) અસત્ય છે પર તુ આગળ જઇ જે એવુ લખે છે કે 'तस्मादविद्यावद्विषयाण्येव प्रत्यक्षादीनि प्रमाणानि शास्त्राणि चेति' અર્થાત્ 'અવિદ્વાનોને માટેજ પ્રત્યક્ષાદિ પ્રમાણ તથા વેદાદિ શાસ્ત્રો છે.' એ કયા વેદાદિ પ્રમાણોથી લખે છે? અગર અધ્યાસયુક્તિથી એ કહેતા હોય તો પણ ઠીક નહિ કેમકે અધ્યાસ છે ઉલટી સમજ, અને જીવને ઉલટી સમજ થવાથી બધા શાસ્ત્ર વિગેરે પ્રમાણો જુઠા છે, એ કઇ દુનીઆનો કાયદો કહેવાય? દેવદત્ત પોતાની ભૂલથી અગર આબાના ઝાડને લીંબડો માની બેસે અને આબાનો ધર્મ મીઠાશ વિગેરે લીંબડામા સમજવા લાગે તો શુ તે આમ્ર અને નીંબ ( લીંબડો ) તથા આબાના ધર્મો જુઠા છે? કદાપિ નહિ માત્ર લોકો તેનેજ મૂર્ખ કહેશે, પણ તે વૃક્ષોને અસત્ય માનશે નહિ

'नहीन्द्रियाण्यनु' અહીથી લઇ 'न कश्चिद् व्यापिद्रयते' અહીં સુધી તો ઠીક શાસ્ત્રાનુસાર લખ્યુ, પર તુ આગળ 'न आत्मन प्रमातृत्वमुपपद्यते' આ પાછી પોતાની મનગઢત કલ્પના કરવા મ ડી પડયા માની લો કે એક યજ્ઞદત્ત ભૂલથી આબાને લી બડો સમજી રહ્યો છે અથવા પોતે પોતાને રાજા માની રહ્યો છે, ત્યાં જરૂર તે તેની ઉલટી સમજ પણ છે ઇદ્રિયોથીજ પ્રત્યક્ષ વ્યવહાર

પણ થઈ રહ્યો છે. અભ્યસ્ત દેહથી વ્યાપાર પણ કરી રહ્યો છે, બધું કંઈ છે, પરંતુ શું તે પ્રમાતા નથી ? શું તે બીજી વાતોને સત્ય નથી સમજતો ? સમજેજ છે એવી રીતે યદ્યપિ મોહવશ જીવને 'હું અને મારૂં' એવો અધ્યાસ થાય છે, છતાં પણ તે પ્રમાતા નથી એ બની શકતુ નથી અગર આત્માને પ્રમાતા ન માને તો પછી તેને આત્મજ્ઞાન પણ નથી થઇ શકતુ, કારણ કે આત્મજ્ઞાન થતી વખતે પણ આત્માનુ પ્રમાતૃત્વ માનવુ જ પડશે. એવી રીત છે કે પ્રમાતા વગર જ્ઞાન થતુંજ નથી એ માટે અધ્યાસની આડ લઈ યુક્તિથી પણ પ્રમાણ પ્રમેયાદિને તથા શાસ્ત્રોને કલ્પિત કહેવા એ માત્ર વાક્છલજ છે. જે પ્રમાણોથી જીવને પ્રમાતા નથી માનતા તેનો તો અર્થજ તે નથી. જેવો કે માયાવાદી કરે છે, એ અમે આગળ જઇ બહુ સારી રીતે સિદ્ધ કરી દેખાડીશુ. સમગ્ર ઉપનિષદોમાંથી એકાદ બે શ્રુતિઓ લઇ તેનો મનમાન્યો અર્થ કરવો અને બાકી રહેલી શ્રુતિઓને અસંગત છોડી દેવી એમા કોઈ પણ પ્રમાણનો આધાર નથી પ્રત્યેક શ્રુતિનો એવી રીતે અર્થ કરવો જોઇએ કે જેનાથી સર્વવિપ્લવ થતો અટકે, ભગવન્માહાત્મ્ય સિદ્ધ થાય, અને ઉપનિષદ્ માત્રનો વિરોધરહિત અર્થ કરી શકીએ.

૬૧ 'બ્રહ્મ નિધર્મક છે' આ યુક્તિને લઈ અગર 'अस्थूलमनणु' વિગેરે શ્રુતિપ્રમાણોથી જીવને પણ પ્રમાતા ન માનતા હોવ તો પણ ઠીક નહિ, કારણ કે શ્રુતિઓમાં, લોકમાં પ્રાકૃતદૃષ્ટિથી પ્રતીત થતા ધર્મોનોજ બ્રહ્મમાં નિષેધ કર્યો છે. પરંતુ જે ધર્મો પ્રાકૃત નથી, અથવા જે ધર્મોનું બીજે ઠેકાણે પોતે શ્રુતિ વર્ણન કરી ચૂકી છે, તે ધર્મોનો નિષેધ કરતી નથી અગર એમ

१ प्रतीतं च निषेधत्र नऽप्रतीत न श्रुतिर्गतम् । अणु, भा. १-१-२.

નહિ હોય તો વેદ પણ પ્રમત્તની માફક પ્રલાપ કરનારો થઈ જાય અને અપ્રમાણ થઇ જાય જે મનુષ્ય ક્યારે કઇ કહી નાખે અને ક્યારેક કઇ બીજુ જ કહેતો હોય તો બુદ્ધિમાન મનુષ્ય તેને પ્રામાણિક કહેતા નથી. અને તેનાં વચનોને પ્રમત્તપ્રલાપ કરી ઉપેક્ષે છે એવીજરીતે અગર વેદ એક જગ્યાએ બ્રહ્મને સધર્મક કહે અને અન્યત્ર ધર્મનો નિષેધ કરે તો તે પ્રમત્તની માફક ઉપેક્ષ્ય કહેવાશે. આ વિષયની વિશેષ વિવેચના અમે ભગવત્સ્વરૂપનિર્ણયમા કરીશુ. અહીં તો કેવલ એટલુ જ કહેવુ છે કે 'બ્રહ્મ પ્રમાતા છે, અને એ માટેજ તેનો અંશ જીવ પણ પ્રમાતા છેજ' યદિ 'नान्योतोऽस्ति द्रष्टा नान्योतोऽस्ति श्रोता' ઈત્યાદિ શ્રુતિઓથી બ્રહ્મની શિવાય કોઇ બીજો દ્રષ્ટા નથી અને કોઇ બીજો શ્રોતા નથી માટે જીવમાં પ્રમાતૃત્વાદિ ધર્મો થઇ શકતા નથી એ માટે અમારૂ વચન ઠીક છે' આમ કહો તો પણ યુક્ત નથી, કારણ કે 'नान्योऽतोऽस्ति' આ શ્રુતિમા જીવના સર્વદ્રષ્ટૃત્વ, સર્વશ્રોતૃત્વ, વિગેરે ધર્મોનોજ નિષેધ કર્યો છે પણ કઇ પરિચ્છિન્ન દર્શનનો નિષેધ કર્યો નથી જેમ 'पार्थ एव धनुर्धर' પાર્થજ ધનુર્ધર છે, આ વાક્યમા પાર્થ જેવો બીજો કોઈ ધનુર્ધર નથી એમ કહેવાય છે પણ કઈ એવો આશય નથી કે પાર્થને છોડી કોઈ ધનુર્ધારીજ નથી તેવીજ રીતે 'नान्योऽतोऽस्ति' વિગેરે શ્રુતિઓમા જીવના પરિચ્છિન્ન દર્શનનો નિષેધ કરતા નથી, પણ સર્વજ્ઞતાનોજ નિષેધ કરાય છે તો પછી ઉપોદ્ઘાતના 'नचैतस्मिन् सर्वस्मिन्नसत्यसंगस्यात्मन प्रमातृत्वमुपपद्यते' અર્થાત્ જીવ પ્રમાતા થઈ શકતો નથી. આ વાક્ય

---

१ नान्योतोस्ति द्रष्टेत्यादिश्रुतिरपि जीवादिसर्वविषयपदार्थदर्शनादिमत्त्व सर्वदान्यस्मिन्निषेधति न तु परिच्छिन्नदर्शनमपि यथा पार्थ एव धनुर्धर इत्यत्र न हि पार्थादन्यो न धनुर्धरः किन्तु यथा स तथा नान्य इति विद्वन्मण्डनम् ।

કેવલ વાકછલ અને કલ્પના માત્રજ છે અગર કહો કે બ્રહ્મની શિવાય બીજુ કઇ પણ નથી, માટેજ સર્વાભાવ હોવાથી જીવ કોઇનો પણ પ્રમાતા થઇ શકતો નથી તો પણ યુક્ત નથી, કારણ કે જગત્ નહિ તો પણ બ્રહ્મ તો છે, બસ જીવ બ્રહ્મનો પ્રમાતા છે એમ માનો અને ખરી રીતે તો પૂર્વોક્ત શ્રુતિ, સ્મૃતિ, પુરાણ પ્રત્યક્ષ યુક્તિઓથી જગત્ બ્રહ્માત્મક અને સત્ય સિદ્ધ થઇ ચૂકયુ છે, માટેજ જીવનુ પ્રમાતાપણુ કોઇ પણ પ્રકારે હઠી શકતું નથી અને 'तस्मादविद्यावदविषयाणि एव' અર્થાત્ 'એટલા માટે પ્રત્યક્ષાદિ પ્રમાણો તથા વિધિ, પ્રતિષેધ, અને મોક્ષ પ્રતિપાદન કરનારા શાસ્ત્રો પણ બધાં પશુ સમાન અજ્ઞાનીઓને માટેજ છે.' આ વાકય પણ માત્ર બૌદ્ધવાદ જેવુજ લાગે છે, કારણ કે વેદ, સ્મૃતિ પુરાણોમા અનેક જગ્યાએ ઉત્તમ બ્રહ્મજ્ઞાનીઓએ અનેક વાર શાસ્ત્રોપદેશ કર્યો તથા સાભળ્યો છે તો ભલા શુ તે પશુ જેવા અજ્ઞાની હતા કે ? બીજાની વાત તો જવા દો, કહેતા ડર લાગે છે કે ભગવાન વાસુદેવ અને અર્જુન; ભગવાન કોશલેન્દ્ર રામચદ્રજી અને ગુરૂ વસિષ્ટ, ભગવાન સદાશિવ અને નારદ એ બધા માયાવાદીઓના અનુપદોક્ત વાકયને શુ લાયક હતા ! હરિ, હરિ, હરિ અગર વેદાદિશાસ્ત્રો અજ્ઞાનીઓ માટેજ હોય અને તેઓનેજ અધ્યસ્ત હોય તો શ્રીમદ્ભગવદ્ગીતામા અધ્યાસ સ્પર્શમાત્રરહિત શ્રીકૃષ્ણ ભગવાન એમ નહિ કહેત કે 'वेदांतकृद्वेदविदेवचाहम्' અર્થાત્ વેદવેદાતાદિ શાસ્ત્રોનો રચનાર તથા જાણનાર હુજ છુ.' અને શ્રીમદ્ભાગવતમા પૂર્ણ બ્રહ્મજ્ઞાતા શ્રીશુકદેવજી પણ આવી રીતે ન કહેત કે.—

परिनिष्ठितोऽपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया।
गृहीतचेता राजर्षे आख्यान तदधीतवान्॥

અર્થાત્—પહેલા હુ નિર્ગુણ બ્રહ્મમાં પરિનિષ્ઠિત હતો, પરંતુ ભગવલ્લીલા ગુણોથી આકર્ષિત હૃદય થઇ આ શ્રીમદ્‌ભાગવતનુ અધ્યયન કરવા લાગ્યો. આનાથી ઉપોદ્‌ઘાતનુ 'આ અધ્યાસનેજ દૂર કરવા વાસ્તે વેદાતાદિ શાસ્ત્રોની પ્રવૃત્તિ થઇ છે.' આ વાકય પણ સમાલોચિત સમજવુ જોઇએ, અન્યથા અગર અધ્યાસને દૂર કરવા માટેજ શાસ્ત્રોની પ્રવૃત્તિ હોત તો પછી જન્મથી લઇ અધ્યાસ રહિત શ્રીશુકદેવજી પરમ વેદાતસાર શ્રીમદ્‌ભાગવતનુ અધ્યયન કદાપિ ન કરત. વળી દેહ, ઇંદ્રિય, ઇત્યાદિમા 'મારૂ' આ અભિમાન રહિત આત્માનુ પ્રમાતાપણુ થઇ શકતું નથી, તથા પ્રમાતૃત્વ અનુપપન્ન થવાથી પ્રમાણ-પ્રવૃત્તિ સુતરાં અનુપપન્ન છે એ પણ કહેવુ ઠીક નથી. કારણ યદ્યપિ દેહધારી જ્ઞાની અથવા જીવન્મુક્તને દેહ, ઇંદ્રિયાદિમા અભિમાન નથી થતુ તથાપિ તેઓને પ્રમાણપ્રવૃત્તિ થાય છે, જેમા પ્રમાણની પ્રવૃત્તિ થાય છે એવુ રાજ્ય રાજા જનક ચલાવતા હતા, એ માટે '**तमेतमविद्याख्य**' ઇત્યાદિ અર્થાત્ 'અવિદ્યાખ્ય અધ્યાસને મોખરે કરી પ્રમાણપ્રમેયાદિ વ્યવહાર ચાલે છે એવુ કહેવુ પણ ઉપહાસ કરવા યોગ્યજ સમજવુ આવી રીતે શાકરભાષ્યોક્ત પ્રથમ ઉપોદ્‌ઘાત કેવલ બુદ્ધિવાદ માત્ર છે એ સિદ્ધ થઇ ચૂકયુ

૬૨ વાસ્તવ રીતે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમા તો. બ્રહ્મજ, જીવ, ઇશ્વર, જડ, ચૈતન્ય, પ્રમાણ, પ્રમેય, વેદ, શાસ્ત્ર ઇત્યાદિ રૂપે પરિણામને પામે છે એ અમે 'અવિકૃતપરિણામવાદ' નિરૂપણમાં શ્રુતિ, સ્મૃતિ, પુરાણ તથા દૃઢતર ઉપપત્તિઓદ્વારા સિદ્ધ કરી ચુકયા છીયે માટેજ વેદશાસ્ત્રાદિ બધાં બ્રહ્માત્મક હોવાથી સત્ય છે તથા શિરોમાન્ય છે તેના દ્વારા ભગવદનુગ્રહથવાથી ભગવન્માહાત્મ્ય-

જ્ઞાન, અજ્ઞાનનિવૃત્તિ, અને મોક્ષ થાય છે એટલાજ માટે અલૌકિક, અર્થવાદસહિત ચારે વેદો તથા વેદાર્થને અનુવાદ કરનારાં વ્યાસસૂત્રો, ભગવદ્ગીતા અને સમાધિદ્વારા પ્રાપ્ત શ્રીમદ્ભાગવત, એ ચારે અલૌકિક બ્રહ્મનિરૂપણમા પ્રમાણ છે આ ચારથી જેટલાં પ્રમાણસમૂહ વિરૂદ્ધ છે, તે બધા શુદ્ધ બ્રહ્મવાદમા અભિમત નથી' એજ શ્રીમદ્વલ્લભાચાર્યે કહ્યુ છે કે —

वेदा श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाण तच्चतुष्टयम् ।
एतद्विरुद्ध यत्सर्व न तन्मान कथचन ।
तत्त्वदीपनिबध

અર્થાત્ વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર, શ્રીમદ્ભાગવત, આ ચાર બ્રહ્મનિરૂપણમા પ્રમાણ છે. એનાથી વિરૂદ્ધ જે કઈ હોય તે સર્વ પ્રમાણ નથી. ચકારથી અવિરૂદ્ધ જૈમિનિસૂત્ર પણ પ્રમાણ છે, અથવા વિરૂધ્ધાંશનો પરિત્યાગ કરી સર્વ પ્રમાણ છે. ન્યાય, વૈશેષિક, સાખ્ય, મીમાસા માયાવાદાદિ સ્વીકૃત, બીજા બાકી રહેલાં ત્રણ કે ચાર પ્રમાણો બ્રહ્મજ્ઞાન કરાવવામા સમર્થ નથી કારણ કે ઈન્દ્રિયજન્ય[1] પ્રત્યક્ષનો ભાર સત્ત્વગુણ પર છે માટેજ તે પરતત્ર પણ છે. અને સત્ત્વગુણની ન્યૂનતા વિગેરે કારણોથી તથા સદિગ્ધ હોવાથી પ્રત્યક્ષ, બ્રહ્મનિર્ણયમા પ્રમાણ થઇ શકતુ નથી સત્ત્વગુણ પ્રકાશક છે. તે સત્ત્વગુણની શુદ્ધિ વેદોક્ત સાધનોથી થાય છે માટે સ્વતત્ર સર્વાશ્રયીભૂત, તથા ભગવન્નિશ્વાસભૂત, વેદજ અલૌકિક સ્વતત્ર

---

१ चक्षुरादीनां प्रामाण्यमन्यमुखनिरीक्षकत्वेन न स्वत । प्रमाणानुत्पत्ति-प्रसगात् । सत्वसहितानामेव चक्षुरादीनां प्रामाण्यात् । तस्मान्निरपेक्षा एव भगवन्निश्वासभूता वेदा प्रमाणम् । अणु भा १ १ ३ । २ वेदो नारायणः साक्षात्स्वयभूरितिशुश्रुम । भाग. ६ स्क ।

તથા સર્વાશ્રયીભુત બ્રહ્મનિર્ણયમાં સમર્થ થઇ શકે છે. વેદ, ઈશ્વરનું અલૌકિક જ્ઞાનસ્વરુપ છે માટે તે પૂર્ણ જ્ઞાનક્રિયાશકિતયુકત બ્રહ્મનું પ્રતિપાદન કરી શકે છે! અને વેદાર્થાનુવાદક હોવાથી અથવા ઉત્તરોત્તર સંદેહવારક હોવાથી અન્ય ગીતા વિગેરે ત્રણ શબ્દ પણ બ્રહ્મનિર્ણયમા પ્રમાણ છે

૯૩ ઠીક, હવે અમે માયાવાદીઓએ કલ્પેલી જીવસ્વરૂપની સમાલોચના કરીએ છીએ કેટલાક અદ્વૈતાભિમાનીઓ આવી રીતે કહે છે કે મલિન સત્ત્વપ્રધાન માયામા ( અવિદ્યામા ) નિર્ધર્મક બ્રહ્મનુ પ્રતિબિંબજ જીવ કહેવાય છે પંરતુ એ યુકત નથી કારણ કે અદ્વૈતાભિમાની માયાવાદી બ્રહ્મને નીરૂપ માને છે અને અવિદ્યાને મલિનસ્વરુપ. એટલા માટે નીરૂપ બ્રહ્મનુ મલિનવસ્તુ અવિદ્યામા પ્રતિબંબ પડવુ જ અસંભવ છે પ્રતિબિંબનો એવો[1] નિયમ છે કે સ્વચ્છ વસ્તુમા સાકાર પદાર્થનુ જ પ્રતિબંબ પડે છે અગર મલિનમા નીરૂપ (રૂપ વગરનુ)નુ પણ પ્રતિબિંબ પડતુ હોય તો

---

१ तत्र न तावद् ब्रह्मप्रतिबिम्बो जीव इति पक्षो युक्तिसह । तथाहि ब्रह्मणो नीरूपत्वेन प्रतिबिम्बाश्रयस्याज्ञानस्य अस्वच्छत्वेन क कस्य प्रतिबिंब स्यात् । रूपवत एव प्रतिबिंबनियमात् । दृष्टानुसारिणी हि कल्पनोचिता । अन्यथा वायुदारुणोरपि बिंबत्वप्रतिबिंबाश्रयत्वप्रसगात् । ननु दर्पणादावाकाशप्रतिबिम्बो दृश्यते, न, तावद्देवदेशीयप्रभामण्डलस्यैव रूपवत्त्वेन प्रतीते । किंच यत्र यदस्ति तत्र तन्न प्रतिबिम्बते, दर्पणरेखावत् । तथा च सर्वगतस्य ब्रह्मणोऽविद्यायामपि सर्वगततायां सत्त्वेन कथ प्रतिबिम्ब स्यात् । किंच द्वा सुपर्णा सयुजा 'गुहां प्रविष्टौ परमेपरार्धे ' 'गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनादि' त्यादिश्रुतिन्यायनिर्णीता जीवब्रह्मणोरेकत्र स्थितिर्बिम्बप्रतिबिम्बपक्षे न सगच्छते । अपरं च अविद्यायां ब्रह्मप्रतिबिंबो जीव इति मोक्षश्चाविद्यानाश इति वदतस्तव मते जीवस्वरूपनाश एव मोक्ष इति सपद्यते तथा च आत्महानमपुरुषार्थ इति मोक्षस्य अपुरुषार्थत्वमापद्यते । विद्वन्मण्डनम् ।

પછી કાષ્ટમા વાયુનું પ્રતિબિંબ પણ પડવુ જોઇએ, કદાચ કહો કે દર્પણાદિમાં નીરૂપ આકાશનુ પણ પ્રતિબમ્બ પડે છે. પરંતુ એ પણ ભૂલ છે, કારણ કે તે આકાશનુ પ્રતિબિંબ નથી કિંતુ દેવદેશીય પ્રભામંડળનીજ રૂપવાનની માફક પ્રતીતિ થાય છે અને સમગ્ર સિદ્ધાંતોમા આકાશને નીરૂપજ માન્યુ છે માટે અન્યથાનુપપત્તિથી પણ તે પ્રતિબિંબ પ્રભામંડળનોજ માત્ર ભ્રમ છે બીજો પણ પ્રતિબિંબનો એવો નિયમ છે કે તે અન્યત્ર રહેલા પદાર્થનુ જ પડે છે દર્પણમા રહેનારી આંતરિક રેખાઓનુ દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી એવીજ રીતે બ્રહ્મમાં રહેતી માયામા બ્રહ્મનુ પ્રતિબિંબ પડી શકતુ નથી અને એવી એક રીત છે કે જેનું પ્રતિબિંબ પડે છે તે અને પ્રતિબિંબ એ બને એક જગ્યાએ રહેતા નથી માટે માનવુ પડશે કે પ્રતિબિંબી બ્રહ્મ અન્યત્ર છે અને પ્રતિબિંબ અન્યત્ર છે, અને એવુ માનવાથી ' गुहां प्रविष्टावात्मानौ ' ' द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ' ઇત્યાદિ શ્રુતિસૂત્ર, પ્રતિબિંબ પક્ષમા વિરૂદ્ધ પડે છે, કારણ કે એ પક્ષમા બિંબી અને બિંબની એકત્ર સ્થિતિ સંભવતી નથી અને આ શ્રુતિઓમા તો જીવાત્મા તથા પરમાત્માની એકત્ર સ્થિતિ કહી છે માયાવાદીગણ જેવી રીતે અવિદ્યામાં બ્રહ્મ પ્રતિબિંબને જીવ માને છે તેમ અવિદ્યા નાશનેજ મોક્ષ માને છે તો પછી તેમને ત્યા એક પ્રકારનો આત્મનાશજ મોક્ષ થયો, કારણ કે અવિદ્યાનો નાશ થવાથી તેમા પ્રતિબિંબરૂપ જીવનો પણ નાશ થયો, અર્થાત્ આત્મનાશજ થયો અને આત્મનાશ તો અપુરૂષાર્થ કહેવાય છે માટે પ્રતિબિંબ પક્ષમા ચતુર્થ પુરૂષાર્થનોજ નાશ થઇ જાય છે.

૬૪ વળી 'પ્રતિબિંબપક્ષ સ્વીકારવાથી જીવ એક પ્રકારે અસત્ય થયો, કારણ કે લોકમા પ્રતિબિંબ અસત્યજ પ્રસિદ્ધ છે તો પછી પરલોક માટે કોઇ પણ પ્રયત્ન કરશે નહિ, કારણ કે જેને મોક્ષની ઇચ્છા છે, તે મોક્ષ તથા પોતાના સ્વરૂપને જાણીનેજ મોક્ષ માટે પ્રયત્ન કરશે, અર્થાત્ 'હુ બદ્ધ છુ માટેજ દુખી છું, મોક્ષ સુખસ્વરૂપ છે તેમાં સર્વદુખોની નિવૃત્તિ થઈ જાય છે.' આવુ સમજી જીવ મોક્ષસાધન સન્માર્ગનુ અવલમ્બન કરે છે પરંતુ માયાવાદની અનુસાર, મોક્ષ, બંધ, તથા મોક્ષસાધન વિગેરે બધાનેજ જ્યારે મિથ્યા સાભળશે અને સમજશે ત્યારે મુમુક્ષુ વિચાર કરશે કે જ્યારે મોક્ષ, બંધાદિ બધુ કલ્પનામાત્ર છે, તો મોક્ષ પણ એક પ્રકારે બુર ( કુસકા ) નોજ લાડુ થયો તેને માટે પ્રયત્ન કરવો પણ મૂર્ખતા છે હુ મોક્ષ મેળવી શુ કામ આત્મનાશ કરાવુ આવી રીતે મોક્ષની તરફ બધાનીજ પ્રવૃત્તિ ન થવાથી સર્વ સન્માર્ગનો ઉચ્છેદજ આવી પડશે જેમ સ્વાપ્નિક ભોજન, તેના સાધનો, તથા તત્સંબંધી તૃપ્તિને માટે કોઈ પણ ડાહ્યો માણુસ પ્રયત્ન કરતો નથી તેમજ મિથ્યાવાદીઓના મોક્ષ તથા તદુક્ત સાધનોને માટે પણ કોઈ યત્ન કરશે નહિ. એ માટે પ્રતિબિંબવાદ માનવો અને વેદોક્ત સત્કર્મનુ પિંડશ્રાદ્ધ કરવું એ બરોબર છે.

---

१ जीवस्यालीकत्वमपि स्यात् । तथा सति कोपि पारलौकिकप्रयत्नं न कुर्यात् । तथाहि मुमुक्षुर्हि मोक्षस्वरूपं बद्धत्वेन स्वस्वरूपं च ज्ञात्वोक्तसाधने यतिष्यते तथा चोक्तोभयस्वस्वरूपज्ञाने सर्वं मिथ्येति ज्ञात्वा सर्वाप्रवृत्तौ निवृत्तिमार्गएवोच्छिद्यते । न हि प्रतिबिम्बिताम्रतरुकदम्बफलादानाय प्रसारितबाहुः प्रतिबिंबितत्वं जानन् दृष्टचरः कश्चित् । एवं वेदे तथात्वं जानन् । ननु स्वप्ने स्वाप्निकफलार्थं प्रवृत्तिर्दृष्टचरी सत्यं दृष्टचरी तदा तत्सत्यमेवेति विदुषो न तु स्वप्नमिमं पश्यामि न पारमार्थिकमिति स्वप्न एव विदुष इति गृहाण । विद्वन्मण्डनम्

૬૫ બીજું નદીતટસ્થ આમ્રવૃક્ષોના જલમાં પ્રતિબિં-બિત આમ્ર ફ્લોને દેખી ' આ માત્ર ફલોનુ પ્રતિબિંબજ છે, વાસ્તવમાં કંઇ પણ નથી, ' આમ સમજનારો માણુસ તે ફલોને કાઢવા માટે જલમાં હાથ નથી નાખતો અથવા તેઓને કાઢવા માટે અન્ય ઉપાય પણ આચરતો નથી. તેવીજ રીતે મુમુક્ષુ પણ જીવ-સ્વરૂપને તથા મોક્ષ સ્વરૂપને કલ્પના માત્ર સમજી તેને માટે કદાપિ ઉદ્યોગ કરશે નહિ હા, અગર એ ઉત્તર આપો કે જેમ સ્વપ્નમાં સ્વાપ્નિક ફલોને ગ્રહણ કરવા વાસ્તે પ્રત્યેક મનુષ્ય ઉદ્યોગ કરે છે, તેમજ અહીં પણ તેની માફક મોક્ષને માટે ઉદ્યોગ સભવે છે તો એનો એટલોજ પ્રત્યુત્તર છે કે હા, સ્વપ્નમા મનુષ્ય સ્વાપ્નિક ફલો માટે પ્રયત્ન કરે છે ખરો, પરતુ ત્યા સુધીજ તે પ્રયત્ન કરે છે કે, જ્યા સુધી એ ફલોને સત્ય સમજી રહ્યો છે, અગર સ્વપ્નમાજ તે તે ફલોને સ્વાપ્નિક સમજી લેય તો કદાપિ ઉદ્યોગ કરે નહિ, માટે પ્રતિબિંબવાદ માનવામા યજ્ઞયાગાદિ સત્કર્મોનો વિધ્વસ થઇ જાય છે.

૬૬ બીજું અગર જીવને પ્રતિબિંબ માનીએ તો જીવન-મુક્તિ કોઇપણ પ્રકારે થઈ શકતી નથી કારણ કે પ્રતિબિંબને કયા તો અત.કરણમાં માનો અથવા અવિદ્યામા સમજો અગર અત કરણમા પ્રતિબિંબજ જીવ છે, આવુ માનો તો જીવન્મુકતને પણ અત કરણ હોવાથી તેને પણ સસારી કહેવો જોઇએ, મુક્ત નહિ કહાય કહો કે જ્યારે અત કરણ નહિં રહેશે ત્યારે તેને મુકત કહીશુ તો એ વાત તો જ્યા સુધી તે જીવતો રહેશે ત્યા સુધી તો સભવે નહિં, દેહપાત થયા બાદ તો તેને પરમમુકતજ કહીશુ, પણ જીવન્મુકત નહિ યદિ કહો કે જીવન્મુકતા-વસ્થામા પ્રારબ્ધરૂપ થોડીક અવિદ્યા બાકી રહે છે, એ માટે તેના

દેહાંત કરણાદિ રહેતાં છતા પણ બ્રહ્મસાક્ષાત્કાર હોવાથી તે જીવન-મુકતજ કહી શકાય છે તો પણ ઠીક નહિ. કારણ કે માયાવાદી-ઓના મતમા બ્રહ્મસાક્ષાત્કારથી અવિદ્યાનો સમૂળ નાશ માન્યો છે તો જયારે જીવન્મુકતને બ્રહ્મસાક્ષાત્કાર થઇ ચુકયો તો પછી અવિદ્યા પણ કયાં રહી ? અને અ ત કરણાદિ પણ કયા રહ્યા ?

૬૭ 'અવિદ્યામાં' બ્રહ્મનુ પ્રતિબિંબજ જીવ કહેવાય છે' આ પક્ષ તો જીવન્મુકિતમા બીલકુલ અસ ગત છે, કારણ કે માયાવાદી અવિદ્યાને અજ્ઞાન કહે છે અને અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થઇ ચુકયુ તો તેજ ક્ષણે તેના દેહાદિનુ ક્રિયાશાળીપણુ તો દૂર રહ્યું, પણ તે દેહાદિ પોતે રહેવાજ ન જોઇએ અર્થાત્ દેહપાત થઇ જવો જોઇએ. કારણ કે અવિદ્યામા પ્રતિબિ બરૂપ જીવ, જ્ઞાનદ્વારા નષ્ટ થઇ ચુકયો છે અગર અહીં પણ એમ કહો કે પ્રારબ્ધમ ત્ર અવિદ્ય બાકી રહી ગઇ છે માટે બધુ ય સ ભવે છે તો પણ ઠીક નથી કારણ કે બ્રહ્મજ્ઞાન થવાથી તેની ( અવિદ્યાની ) જરાય સ્થિતિ સ ભવતી નથી. અને બ્રહ્મજ્ઞાનથી તેનો નાશ ન થયો તો કોઇથીએ એનો નાશ થઇ શકશે નહિ યદિ પ્રારબ્ધરૂપ અવિદ્યાનો ભોગથી નાશ થઇ જશે એમ કહો તો પણ યુકત નથી. કારણ કે ભોગ પણ ત્હમારા મતમા એક પ્રકારનુ અજ્ઞાન કે

---

१ जीवन्मुक्त्यनुपपत्तिश्च । तथाहि अन्त करणे अविद्यायां वा त्वया प्रतिबिंबो वाच्य । अन्त करणपक्षे जीवन्मुक्तस्य तत्सत्त्वे ससारित्वमेव स्यात् । तदसत्त्वे परममुक्तिरेव, क्व जीवन्मुक्ति' । अविद्यापक्षस्तु सुतरामसगत । तस्य अपरोक्षज्ञानवत्त्वेन अज्ञानस्य निवृत्त्या तत्प्रतिबिंबरूपजीवरूपस्यापि निवृत्तत्वात् जीवन्मुक्तस्य देह स्पन्दितुमप्यसमर्थ स्यात् । न च प्रारब्धमात्रशेषाऽविद्या तदाऽस्तीति सर्वमुपपद्यत इति वाच्यम् । ब्रह्मसाक्षात्कारैकनाश्यायास्तस्यास्तस्मिन् सति वक्तुमशक्यत्वात् प्रतिबन्धकाभावात् । तेनानिवृत्तौ कदाप्यनिवृत्तिप्रसगश्च ।

અજ્ઞાનકાર્યજ છે તો પછી પ્રારબ્ધરૂપ અવિદ્યાનો ભોગરૂપ અવિદ્યાથી નાશ થવો અસંભવિત છે. રજ્જુમા સર્પભ્રમની જગ્યાએ બરોબર રજ્જુનુ જ્ઞાન થઇ ગયા પછી કોઈ પણ અંશમા સર્પજ્ઞાન અથવા તેનાથી થતા ભયાદિ નથી રહેતા, અગર કહોકે કંપાદિ તો પછી પણ રહે છે,તો ભલે રહે, પણ તેના રહેવાથી તે મનુષ્ય કોઇને પોકારતો નથી તેમ ત્યાંથી ભાગવાની પણ કોઇ ચેષ્ટા કરતો નથી, એવીજ રીતે જીવનમુક્તનો દેહ ભલે રહો, પરંતુ તે ભોગાદિ તો કરી શકતો નથી જેમ સુષુપ્તિમા દેહમાત્ર રહે છે પરંતુ કંઇ તેનાથી ખાવું, પીવુ કે ચાલવુ વિગેરે કોઇ પણ ભોગ થતો નથી, તેમજ જીવનમુકતના દેહાદિ ભલે રહે, પરંતુ ચેષ્ટા અને ભોગાદિ ન થવા જોઇએ, કારણ કે અધ્યાસ ( અજ્ઞાન, અવિદ્યા ) નો નાશ થઈ ચૂકયો છે પરંતુ ઋષભદેવ, શુકદેવ, વામદેવ, વિગેરે જીવન્મુકતોને બધીએ ક્રિયા કરતા સાભળ્યા છે અગર જીવન્મુકિત ન માનો તો 'ब्रह्मवेद ब्रह्मैव भवति' 'तमेव विद्वानमृत इह भवति' 'ब्रह्मभूत प्रसन्नात्मा न शोचति न काङ्क्षति' અર્થાત્ બ્રહ્મજ્ઞાની બ્રહ્મસ્વરુપ થઇ જાય છે. નિરંજનાત્મા બ્રહ્મસ્વરૂપ જીવન્મુકત, શોક અને કાંક્ષાઓથી રહિત થઇ જાય છે. ઇત્યાદિ જીવન્મુકત પ્રતિપાદક શ્રુતિ, તથા સ્મૃતિઓ વ્યર્થ થઈ જશે, માટે પ્રતિબિંબપક્ષ અનેક દૂષણોથી ગ્રસ્ત થયેલો હોવાથી કોઇ કામનો નથી અને વેદાદિમાં ન હોવાથી અવૈદિક પણ છે.

---

भोगैकनाश्य तदिति चेत्। तर्ह्यविद्यातत्कार्यातिरिक्त तदिति चेद्दत्तमुत्तरतोऽपि। न हि रज्जुज्ञानानन्तर केनाप्यंशेन तस्मिन् सर्पज्ञान तत्कृतभयादिक चानुवर्तते। अनुवर्तते कम्पादिरिति चेत्, अनुवर्ततां नाम पूर्वकारणज स्वरूपसत्कम्पो न तु तेनाऽन्यत्किंचित्कर्तुं शक्यम्। एवं प्रारब्धेनापि देहविद्यमानतैव सपादयितुं शक्या न तु भोगादिरपि, अध्यासाभावात् सुषुप्तौ तथोपलम्भात्। विद्वन्मण्डनम्।

૬૮ કેટલાક¹ માયાવાદીઓનો એવો મત છે કે અગર જીવ પ્રતિબિંબ નહિ તો આભાસ છે, અર્થાત્ જેમ અંગુલિ (આંગળી) ના સંબંધથી એક ચંદ્રને ઠેકાણે બે ત્રણ ચંદ્રો જણાવા લાગે છે, એક દીપકને ઠેકાણે અનેક દીપકો દેખાવા લાગે છે, ખરી રીતે તો અનેક ચંદ્ર કે દીપક કંઇ નથી પણ માત્ર એકજ ચંદ્ર છે એવી રીતે બ્રહ્મજ અવિદ્યાના સંબંધથી જીવરૂપે અનેક પ્રકારે ભાસમાન થવા લાગે છે. વાસ્તવમાં જીવ બ્રહ્માભાસ છે, બીજું કંઈ નથી. આ પણ માયાવાદીઓનો એક માત્ર મનોરથ જ છે અમે પૂછીએ છીએ કે આ અવિદ્યાનો સંબંધ કોને થયો અથવા એ ભ્રમ કોને થયો? અગર કહો કે બ્રહ્મનેજ અવિદ્યાસંબંધ અને ભ્રમ થયો તો તે બની શકતું નથી, કારણ કે વિશુદ્ધવિદ્યાત્મક જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમાં અવિદ્યા, અજ્ઞાન, અથવા ભ્રમનો અવકાશજ ક્યાં રહ્યો ? શું કદાપિ સૂર્યને પણ અંધકારનો સંબંધ છે ખરો કે? કદાપિ નહિ યદિ કહો કે જીવનેજ આ અવિદ્યાના સંબંધથી ભ્રમ થયો છે, તો પછી તે આભાસ કોણ? કદાચ કહો કે જીવજ આભાસ છે તો પછી ભ્રમ કોને થયો? ચંદ્રાભાસના દૃષ્ટાંતમાં તો સત્યચંદ્ર, આભાસ, અને દ્રષ્ટા આ ત્રણના હોવાથી કાર્ય સરી શકે છે, પરંતુ અહીં તો એક બ્રહ્મની શિવાય બીજું કંઇ પણ નથી માટે જીવ આભાસ છે આ ઉક્તિ (કથન) માત્ર નિર્યુક્તિકજ (યુક્તિવગરનું) છે

૬૯ વળી અહીં એક બીજો પણ પ્રશ્ન ઉભો થાય છે કે બ્રહ્મ અને અવિદ્યાનો આ સંબંધ અનાદિ છે કે સાદિ ?

---

१ न वय प्रतिबिम्ब ब्रूम किन्त्वङ्गुल्यादिसम्बन्धाच्चन्द्रादिद्वैताभासवदविद्यातो ब्रह्माप्यनेकवदवभासमान द्वित्रादिसख्यायोगि जीवपदवाच्यम्, नैताद्वि-द्वदादरणीयम् । इत्यादि । विद्वन्मण्डनम् ।

તો 'જીવ ઈશો ઈત્યાદિ માયાવાદીની પ્રતિજ્ઞાની અનુસાર તે સબંધ અનાદિ છે આજ કહેવુ પડશે. તો પછી અવિદ્યા, બ્રહ્મ અને બનેનો સબધ આ ત્રણે અનાદિ હોવાથી જીવનો બ્રહ્મથી વિભાગ પણ અનાદિ સિદ્ધ થયો અને એમ સિદ્ધ થવાથી અવિદ્યાના સબધથી જીવનો બ્રહ્મથી વિભાગ છે, આવો જે અવિદ્યા–સંબધ અને જીવવિભાગનો પરસ્પરમાં જ કાર્યકારણભાવ છે તે જતો રહેશે. કેમકે કારણ હમેશાં પહેલા રહે છે ને પછી કાર્ય. પરતુ અહી તો બને એકકાલિક છે, માટે બ્રહ્માભાસ જીવ છે આ પક્ષ પણ યુક્તિથી ટકી શકે તેમ નથી.

૭૦ [1]'કેટલાક અદ્વૈતવાદીઓ કહે છે કે વેદમા અનેક ઠેકાણે જીવ અને બ્રહ્મનુ ઐકય કહ્યુ છે અને તે ઐકય (અભેદ) અગર જીવ અને બ્રહ્મ બને અલગ અલગ હોય તો થઇ શકતું નથી, માટે અમે તે બનેનો ભેદ (જુદાપણુ) અવિદ્યા ઉપાધિથી માનીએ છીએ અને એટલા માટે 'तत्त्वमसि' આ મહાવાકયમા ભાગત્યાગ લક્ષણા માની છે અર્થાત્ જેમ કોઈએ દેવદત્તને કાશીમાં જોયો છે તે વખતે તેની અવસ્થા દશ બાર વર્ષની હતી હજી દાઢીનાં ફણગાએ ફૂટયા ન હતા. કઇંક પાતળો પણ હતો. ત્યાર પછી કેટલાક વર્ષો બાદ ફરી તે પ્રયાગમાં જોવામાં આવ્યો તો તે જોનાર માણસ પોતાના સાથીને કહેવા લાગ્યો કે અહા! આ તે જ દેવદત્ત છે યદ્યપિ અહીં તે દેવદત્ત કાશીમાં જોયેલો હતો તેનાથી કંઇ જુદોજ માલુમ પડતો હતો કારણ કે તે સમયે તે પાતળો તથા દુર્બલ હતો, કઇંક નાનો પણ હતો, મૂછ પણ ફૂટી નહિ હતી. અને હમણાં તો તે મોટો

---

૧ किंच जीवपरमात्मनोरित्यादि विद्वन्मण्डनम् ।

તથા લાંબો છે, મૂછ તથા દાઢી વાળો છે, છતા પણ અહીં તેનો પહેલાના દેવદત્તથી અભેદજ છે, કારણ કે તે અવસ્થાની વાતો તથા આ અવસ્થાની ભેદ દેખાડનારી વાતો બધી માત્ર ઉપાધિ હતી. ને ઉપાધિનો પરિત્યાગ કરી દીધો એટલે તે અને આ દેવદત્ત એકજ છે, અને એટલાજ માટે 'सोय देवदत्त આ પ્રયોગ થાય છે. એવીજ રીતે 'तत् त्व आसि' અહીં तत् તે બ્રહ્મ त्व असि તુ છે. આવો જીવ અને બ્રહ્મનો ભાગત્યાગલક્ષણાથી અભેદ કર્યો છે અર્થાત્ યદ્યપિ બ્રહ્મ સર્વજ્ઞ છે, અને જીવ તો અલ્પજ્ઞ છે એ સર્વજ્ઞ અને અલ્પજ્ઞનું ઐક્ય થઇ શકતુ નથી, છતા પણ તે ( સર્વજ્ઞતા-અલ્પજ્ઞતા ) તેઓની ( જીવ-બ્રહ્મની ) ઉપાધિ છે જ્યારે તે સર્વજ્ઞ અલ્પજ્ઞ, વિગેરે ઉપાધિભાગનો ત્યાગ કરી દીધો તો તે બ ને જીવ, બ્રહ્મ ચિન્માત્ર શુદ્ધ જ્ઞાનસ્વરૂપ હોવાથી એકજ છે, આવી રીતે 'तत्त्वमसि' આ મહાવાકયમા સર્વજ્ઞત્વાદિ ઉપાધિનો પરિત્યાગ કરી જીવ બ્રહ્મનુ ઐક્ય કર્યુ છે માટેજ અવિદ્યોપાધિ પરિચ્છિન્ન બ્રહ્મજ જીવ કહેવાય છે, વાસ્તવમા જીવ કોઈ બીજો પદાર્થ નથી.

૭૧. આવુ કહેવુ પણ પૂર્વાપર વિચારથી શૂન્ય છે કારણ કે ન તો 'तत्त्वमसि' આ મહાવાકય છે અને નથી એમા ભાગ-ત્યાગલક્ષણા આ માત્ર ઉપનિષનિષદ્દના અર્થની અપહ્નુતિ (ચોરી)જ છે. કારણ કે અસલ વાત તો એ છે કે છાદોગ્યોપનિષદ્દમા એક ઇતિહાસ છે ત્યાં છઠ્ઠા અધ્યાયમા 'ॐ श्वेतकेतु आरुणेय' ઇત્યાદિ શ્રુતિઓદ્વારા કહ્યુ છે કે આરૂણિ ઋષિનો શ્વેતકેતુ નામનો પુત્ર હતો અને તે સ્તબ્ધ હતો. પિતાએ મહામુશ્કેલીએ તેને ભણાવ્યો જ્યારે તે વેદવેદાગ બધું ભણી ચુકયો ત્યારે પણ સ્તબ્ધ ( અભિ-માની )જ રહ્યો. ત્યારબાદ એક દિવસ પિતાએ તેને કહ્યું કે હે પુત્ર ! તને અભિમાન તો ઘણુ છે પરતુ તે કોઈને કયારે પણ એવું

પૂછ્યુ છે કે જે એકના સાંભળવાથી, માનવાથી તથા જાણી લેવાથી આ બધુ જાણી, માની, તથા સાંભળી લેવાય છે. આ સાંભળી શ્વેતકેતુને આશ્ચર્ય લાગ્યુ અને તે બોલ્યો કે હે ભગવન્ ! તે આજ્ઞા કઈ છે ?' ત્યારે આરૂણિ બોલ્યા કે 'હે ભોળા પુત્ર ! જેમ એક મૃત્પિંડના જાણવાથી બધાજ માટીના પાત્રો જાણી લેવાય છે, કારણ કે માટીનાં પાત્રાદિ એ મૃત્તિકાનુ જ વાણીથી આરબ્ધ નામ માત્ર છે. અને તે મૃદ્રૂપ હોવાથી સત્યજ છે.' આવુ સાભળી પુત્ર બોલી ઉઠયો કે 'હે ભગવન્ ! આપે મને આવુ પહેલેથી કેમ ન કહ્યું ? હવે કૃપા કરી આ વાત ઠીક બરોબર રીતે સમજાવો.'

ત્યારે આરૂણિએ આવી રીતે એક વિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞા કરી પુત્રને બ્રહ્મજ્ઞાન કરાવવાનો પ્રારંભ કર્યો છે અહીં એક વિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞા કરી છે, તે પ્રતિજ્ઞા, અગર એકસ્વરૂપ બધુ હોય ત્યારેજ બની શકે છે જેમ સુવર્ણખંડ અને સુવર્ણનાં ભૂષણાદિ બધુ સુવર્ણજ હોય તો એક સુવર્ણના જ્ઞાનથી બધાનુ જ્ઞાન થઇ શકે છે એવીજ રીતે આ બધુ જગત્ અગર બ્રહ્માત્મક હોય તો જ એક બ્રહ્મવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થઇ શકે છે માટે એક બ્રહ્મવિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થવાને માટે 'सदेव सौम्येद' અહીંથી લઇ 'एतदात्म्यमिद ं सर्वम्' અહીં સુધી સર્વ પ્રપંચને બ્રહ્માત્મક કહ્યો છે અર્થાત્ આરૂણિએ પુત્રને બ્રહ્મજ્ઞાન કરાવવા વાસ્તે વડનુ એક ફળ મંગાવી ફોડાવ્યુ અને પછી પુછ્યુ કે 'આમા તુ શું જુએ છે ?' તો તેણે કહ્યુ કે 'ન્હાનાં ન્હાના બીજ જોઉ છુ' ગુરૂએ ફરી કહ્યુ કે 'એમાથી એકને લઇ તેને ફોડ' તેણે તેમ કર્યું, ગુરૂએ

૧ तत्रोपक्रमे 'अपि वा तमादेशमप्राक्षो' इत्यादि श्रुतिद्वारा एकविज्ञानेन सर्वविज्ञान प्रतिज्ञात तदेकमेव चेत्सर्वं भवेत्तत्रोपपद्यते इत्यादि विद्वन्मण्डनम् ।

ફરી પુછ્યુ કે 'હવે તુ શુ જુએ છે?' તેણે કહ્યુ કે 'હવે કઈ દેખાતુ' નથી' ત્યારે ગુરુ બોલ્યા કે 'હે પુત્ર! જેમ ન દેખાતાં આ અણુરૂપ બીજથી સમગ્ર વૃક્ષ બન્યુ છે તેમજ અજ્ઞાનીઓથી ન પ્રત્યક્ષ થતા તે પરમાત્માથીજ આ બધુ જગત્ બન્યુ છે, અને બ્રહ્માત્મક છે.' અહીં પુત્રને જડ જગત્‌ને વિનાશી જોઇ બ્રહ્મરૂપ ન હોવાની શકા થઈ આવી ત્યારે તે શંકાને દૂર કરવા કાજે આગળ કહ્યુ કે 'तत्सत्य' અર્થાત્ આ બધુ સત્ય છે. આવી રીતે જડ પદાર્થ (પૃથ્વી આદિ)ને બ્રહ્માત્મક કહી જીવને પણ બ્રહ્માત્મક કહે છે, 'तत्त्वमसि' અર્થાત્ 'હે શ્વેતકેતુ!' त्व તું ચેતન तत् असि અર્થાત્ બ્રહ્મનો અશ હોવાથી બ્રહ્મ છે, બ્રહ્માત્મક છે. જેમ 'ऐतदात्म्यमिद सर्व' અહીં લક્ષણા નથી તેમ 'तत्त्वमसि' અહીં પણ લક્ષણા નથી અને 'तत्त्वमसि' આટલોજ વાકયનો ટુકડો બ્રહ્મ તથા જીવનો અભેદ બોધક નથી, પરતુ સમગ્ર પ્રપાઠક જડ, જીવ, બ્રહ્મનો અભેદ કહી રહ્યુ છે માટે બધું પ્રપાઠકજ મહાવાકય છે, અગર થોડા ટુકડોજ બ્રહ્માત્મક નિરૂપક તથા મહાવાકય છે આમ માનો તો વાકયભેદ તથા ઉપક્રમવિરોધ આવી પડશે. અને એટલા માટે જીવ બ્રહ્માત્મક હોવાથી આભાસ થઈ શકતો નથી યદિ જીવ આભાસ અલીક હોય તો સત્તાવાચક (હોવુ-થવુ) असि આવુ પદ ન કહેત. માટે જીવ બ્રહ્માભાસ છે આ કલ્પના પણ આકાશનાં ફૂલોનો હાર બનાવવા જેવી છે

## શુદ્ધાદ્વૈત મતમાં જીવનું સ્વરૂપ.

૭૨. અહીં એવો પ્રશ્ન થાય છે કે 'જ્યારે] જીવ આભાસ નથી, ઔપાધિક નથી, પ્રતિબિબ નથી તો શુ છે? તો એનો ઉત્તર એ છે કે જીવ બ્રહ્મનો અશ છે. કારણ કે શ્રુતિમાં 'पादोऽस्य

विश्वा भूतानि' વિશ્વ માત્ર ભગવાનનો અંશ છે. આ વાકયથી જડજીવાદિને અંશ કહ્યા છે અહીં બ્રહ્મ નિરવયવ છે, અર્થાત્ અવયવ વગરનું છે તો પછી જીવ તેનો અંશ કેમ થઇ શકે ? આવી શંકા પણ ન કરવી કારણ કે બ્રહ્મ લૌકિકપ્રમાણગમ્ય નથી, પરંતુ 'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि' 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'वेदैश्च सर्वैरहमेव वेद्य' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓની અનુસાર કેવલ વેદ માત્રથીજ જાણી શકાય છે અને તે શ્રુતિ સ્મૃતિઓમા જીવને બ્રહ્મનો અંશ કહેલા છે.

"શ્રીમદ્‌ભગદ્ગીતામા ભગવાન્ શ્રીગોકુલેન્દુ પણ આજ્ઞા કરે છે 'ममैवांशो जीवलोके जीवभूतः सनातनः' અર્થાત્ જીવત્વને પ્રાપ્ત થયેલો મારોજ સનાતન અંશ જીવલોકમાં છે. ભગવાનના જ્ઞાનાવતાર શ્રીવેદવ્યાસજી પણ સંદેહનિવારક પોતાની સૂત્રમય ઉત્તરમીમાસામાં 'अंशो नानाव्यपदेशात्' આ સૂત્રમા કહે છે કે વેદમા કોઇ સ્થળે જીવને બ્રહ્મ કહો છે, કયાક ઉત્પન્ન કહે છે, કોઇ જગ્યાએ અજ્ઞ કહ્યો છે, કયાંક ચિદ્રૂપ, દાસ અને જયારે કયાક તો અણુ બતલાવ્યો છે. આવી રીતે અનેક પ્રકારે કહેવાથી જીવ બ્રહ્મનો અંશજ છે. અર્થાત પૂર્વોક્ત વિરૂદ્ધ ધર્મો બ્રહ્મને છોડી બીજામાં સંભવે નહિ અને જીવ બ્રહ્માંશ છે માટે તેને એમજ (અંશજ) કહેવો યુકત છે અથવા 'यथाग्नेः क्षुद्रा विस्फुलिंगाः' 'तदेतत्सत्यम्' ઇત્યાદિ પૂર્વોકત શ્રુતિઓમા બ્રહ્મથી અનેક જીવો નિકળે છે, અને ફરી કાળાંતરમાં તેમાજ આવી મળે છે.' આવો નાના વ્યપદેશ કર્યો છે અર્થાત્ બહુવચન આપી અનેક કહ્યા છે

---

१ जीवो ब्रह्मणोंऽश एव, कुतः ? नानाव्यपदेशात्, नानाविधो यो व्यपदेशः, क्वचिद्ब्रह्मत्वेनेत्यादि अथवा नानाव्यपदेशाद्भेदेन व्यपदेशात तथा, श्रुतिश्च यथाग्ने क्षुद्रा विस्फु०। विद्वन्मण्डनम्।

શુ. દ્વૈ. ૬ ૮

માટે જીવ બ્રહ્મનો અંશજ છે જેમ અગ્નિનો અંશ વિસ્ફુલિંગ (તણખલો) દાહક હોવાથી અગ્નિ કહેવાય છે તેમજ બ્રહ્માંશ હોવાથી જીવ પણ બ્રહ્મ કહેવાયછે. જેમ લોકમાં રાજાના અમાત્ય (પ્રધાન) વિગેરે પણ રાજા કહેવાય છે, તેમજ જીવમાં પ્રમાતૃત્વ, જ્ઞાતૃત્વ, વિગેરે ભગવદ્ધર્મ હોવાથી તે બ્રહ્મ કહેવાય છે

૭૩ એ તો અમે પહેલાજ કહી આવ્યા છીએ કે ભગવદિચ્છાથી આનંદનો તિરોભાવ થયા બાદ આ જીવના ઐશ્વર્યાદિ સ્વાભાવિક ગુણો પણ તિરોભાવને પામે છે, માટેજ વ્યામોહિકા ભગવન્માયા એને (જીવને) મોહિત કરે છે. જે મોહમા આવી આ જીવ પારકી ક્ષણિક વસ્તુઓમા અહંતા મમતા, સત્યનિત્ય પદાર્થોમા મિથ્યાભાવના, પરસ્પર રાગદ્વેષ, વિગેરે કરવા મંડી પડે છે અગર અહીં એવી શંકા થઈ આવે કે જ્યારે ભગવાનજ જીવના ઐશ્વર્યાદિ ગુણોને તિરોહિત કરી તેને મિથ્યાજ્ઞાન વિગેરે દોષયુક્ત કરે છે તો ભગવાનમા 'उपस्थितहानि' અને 'अकृताभ्यागम' આ બે દોષો લાગુ પડશે, તો તેનો એટલોજ ઉત્તર છે કે આ દોષો જીવના કાર્યમાજ ગણાય છે, અથવા જીવનાજ દૂષણ કહેવાય છે, કારણ કે લોકમાં એવુજ જોવામા આવે છે સ્વતંત્ર રાજામહારાજા લોક, ઉત્તમ અને વિચિત્ર પ્રાકાર, (કોટ) (પુરદ્વાર નગર-ફાટક) પ્રાસાદ (મહેલ) વિગેરેને તોડાવી ત્યા મેદાન, બગીચા વિગેરે બનાવી દે છે અને ક્યારેક

---

ननु ब्रह्मरूपाणामेव जीवानां सहजगुणांस्तिरोहितान् विधाय मिथ्याज्ञानादिदोषयुक्तत्वकरणे तूपस्थितिहानिरकृताभ्यागमश्च प्रसज्येतेति चेन्न । एतयोर्जीवकृतावेव जीव एव च दूषणत्वात् । तत्रापि लोकेप्यस्वतंत्रजीवकृतावेव । दृश्यते हि लोकेपि राज्ञां स्वतन्त्राणां० । विद्वन्मण्डनम् ।

તો સેવકના ઐશ્વર્યાદિ ઝુટવી લે છે, અને વળી પાછા સેવાદિથી સતુષ્ટ થઇ તેને તેનાંથી બમણુ ને તમણુ પણુ આપી દે છે લોકમા આ તેનુ કર્મ દોષરૂપે લેખાતુ નથી, પણુ ઉલટી તેની લોકો બડાઇ કરે છે જ્યારે થોડી સ્વતત્રતાવાળા જીવમા પણુ આ કામ દોષરૂપે ટકાતુ નથી તો પછી સકલ ત્રિલોકના નિયતા, કારણુના પણુ કારણુ, જગદીશ્વર, ભગવાનની આવી આવી અવનવી અને રસમયી ક્રીડાઓમાં આવી શકા થવીજ અસભવિત છે આપશ્રીએ ગીતામા પણુ આજ્ઞા કરી છે કે ' मत्त स्मृतिर्ज्ञानमपोहन च ' અર્થાત્ જગતને મારાથીજ જ્ઞાન અને સ્મૃતિ મળે છે, અને હુજ કયારેક તેનો તિરોભાવ પણુ કરી નાખુછુ. એ માટે ' જીવ બ્રહ્મનો અશ છે. ' આ પક્ષમા કોઇ પણુ જાતનો દોષ આવતો નથી માટે આજ પક્ષ શ્રુતિ, સ્મૃતિ, વિગેરેથી સમત છે

૭૪ જે લોકો જીવને વ્યાપક માને છે, તેઓના મતમા વેદવિરોધ સ્પષ્ટજ ઝળકી ઉઠે છે. કારણુ કે વ્યુચ્ચરણુશ્રુતિના 'व्युच्चरन्ति' ' सर्वे आत्मान ' 'सर्वे जीवा ' વિગેરે પદોમા જીવને બહુવચનનો નિર્દેશ કર્યો છે અગર જીવ વ્યાપક હોત તો બહુવચનનિર્દેશ ન કરત, પરંતુ એકવચનજ કહેત અને ' यतो वा इमानि ' આ કારણુ પ્રતિપાદક શ્રુતિમા પણુ કહ્યુ છે કે ' અનેક જીવો ભગવાન્થીજ પેદા થાય છે અને તેમાજ લીન થઇ જાય છે. યદિ જીવ વ્યાપક હોય તો અહીં પણુ તેને માટે બહુવચન કેમ કહેત ? અને વેદમા જીવના જે ઉત્ક્રમણુ, ગમન, આગમન, વિગેરે કહ્યા છે તે પણુ વ્યાપકપક્ષમા વિરુદ્ધ પડે છે. અને અશ માનવાથી તો બધોજ વિરોધ દૂર થઇ જાય છે. માટેજ શ્રુતિ, સ્મૃતિ, સૂત્ર,

તથા યુક્તિઓથી પ્રતિપાદિત અને પોષાયેલો પક્ષ તો ' જીવ બ્રહ્માંશ છે. ' એજ છે

## જીવપરિમાણ

૭૫ અંશ હોવાથીજ જીવ અણુ પણ છે. વેદમાં કહ્યુ છે કે —

' एषोऽणुरात्मा चेतसा वेदितव्यो ।
यस्मिन्प्राण पञ्चधा संविवेश ॥ ' श्रुति.
' बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीव स विज्ञेय स चाऽऽनन्त्याय कल्पते ' ॥ श्रुति

બીજુ પણ પ્રમાણ વાક્ય —

' नित्य सर्वगतस्थाणुरचलोऽय सनातन श्रीमद्भगवद्गीता[1]

અર્થાત્ અણુપરિમાણ જીવ, ભગવત્કૃપાયુક્ત શુદ્ધ મનથીજ જાણી શકાય છે, જેનો પ્રવેશ થયા પછી પ્રાણ પાંચ પ્રકારે પ્રવેશ કરે છે. વાળના સોમાં ટુકડાના પણ અગર સો ટુકડા કરાય તો તેના એક ભાગની બરોબર જીવનુ પરિમાણ થાય છે. આ જીવ નિત્ય છે સર્વ દેહમા વ્યાપ્ત છે, અણુ છે, વિનાશ્ય નથી, તથા ઘણો પ્રાચીન છે. અહીં ' स चानन्त्याय कल्पते ' અર્થાત આનંદાશના આવિર્ભાવ થયા પછી આ જીવ વ્યાપકતાને પામે છે. શ્રીમદ્વલ્લભાચાર્યચરણે નિબધમા કહ્યુ છે કે —

' आनन्दांशाभिव्यक्तौ तु तत्र ब्रह्माण्डकोटय. ' આનંદાશનાં આવિર્ભાવ થવાથી તે ભગવદંશ જીવમા કરોડો બ્રહ્માડોનું દર્શન

---

૧ सर्वगतस्थश्चासौ अणुश्च । આમ આવો સમાસ ન માનવામા આવે તો ' अचल ' અને स्थाणु આ બે એકાર્થક શબ્દ હોવાથી પુનરૂક્તિ થઈ જશે.

થવા લાગે છે, અર્થાત્ ' सत्य विज्ञानमानन्द ब्रह्म ' આ શ્રુતિ પ્રમાણે ભગવાનમા સત્તા, જ્ઞાન, અને આનદ સ્વરૂપાત્મક ત્રણ અ શો છે. માટે જ્ઞાનાશ પણ સ્વરૂપાત્મક છે, તે સ્વરૂપાત્મક જ્ઞાનાંશથી જીવસૃષ્ટિ સરજાઇ, માટે તે ચિદ શ, ચેતન અથવા જ્ઞાનસ્વરૂપ કહેવાય છે અને ' सर्वज्ञ सर्वशक्ति ' આ શ્રુતિ મુજબ ભગવાનમાં (બ્રહ્મમાં) જેમ સ્વરૂપાત્મક જ્ઞાન છે તેમ ધર્મરૂપ જ્ઞાન પણ છે ભગવાન આ નામથી પણ એ સ્પષ્ટ થાય છે કે જેમાં ' સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી, જ્ઞાન, અને વૈરાગ્ય, આ છ ધર્મો અથવા ગુણો હોય તેનેજ ભગવાન કહેવામાં આવે છે બ્રહ્મની સીવાય બીજો કોઇપણ ભગવાન (ષડૈશ્વર્યસ પન્ન) નથી, જ્યા ક્યાક દેવાદિને માટે ભગવાન શબ્દ વપરાયો છે ત્યા બધે તે શબ્દ ઔપચારિકજ પ્રયોજાયો છે, એમ સમજવુ અર્થાત્ અ શાશી-ભાવને લઇ છ ઐશ્વર્યોમાના કોઈ એક અ શને નિહાળી દેવ, મહર્ષિ, આચાર્ય, ઇત્યાદિને ભગવાન કહેવામા આવે છે. આ છ ગુણો ભગવાનમા પોતે અગણિતાનદ, અમેયાનદ, તથા પૂર્ણાનદ હોવાથીજ છે જીવમા આનદાશની માફક આ છ ગુણો પણ તિરોહિત થઇ જાય છે, માટેજ તે જીવ અલ્પજ્ઞ કહેવાય છે, અને ભગવાન્ સર્વજ્ઞ છે, જ્યારે ભગવાન નિજાનુગ્રહથી આ જીવને આનદનુ પ્રદાન કરે છે અર્થાત્ જીવના દેહ, ઇન્દ્રિય, અ ત કરણ તથા સ્વરૂપમા જ્યારે આનદાત્મક ભગવાન પ્રવેશ કરે છે ત્યારે અગ્નિના પ્રવેશથી કાષ્ટ જેમ અગ્નિરૂપ થઈ જાય છે તેમ આ જીવ પણ બ્રહ્માત્મક થઇ જાય છે માટેજ તેના રોમ રોમમાં અનેક બ્રહ્માડો દેખાવા લાગે છે અને એ માટે અર્થાત્ ધર્માત્મક જ્ઞાનના ઉદય થવાથી તે સમય એ સર્વજ્ઞ કહેવાય છે આ વિષયને અમે પુષ્ટિનિરૂપણમા બહુ સારી રીતે નિરૂપણ કરીશુ

'બ્રહ્મ નિર્ગુણ છે અથવા સગુણ' એનો નિર્ણય તો અમે ભગ-ત્સ્વરૂપનિરૂપણમા કરીશુ, પરતુ અહીં માત્ર એટલુજ કહી દઈએ છીએ કે 'જેને પ્રાકૃતગુણો વશ કરી શકતા ન હોય. જેને પ્રકૃતિગુણ આક્રમણ કરી શકતા ન હોય, તથા જે સ્વયં પ્રકૃતિ તથા પુરૂષનો સ્વામી હોય તેને નિર્ગુણ કહે છે.

અહીં એક એવો બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જ્યારે જીવ અણુ છે તો સર્વ શરીરમાં ચેષ્ટા ન થવી જોઇએ, કારણ કે જીવ પોતે અણુ હોવાથી સર્વ શરીરમા ન પહોંચી શકે. પરતુ એનો ઉત્તર એ છે કે યદ્યપિ જીવ અણુપરિમાણ છે છતાં પણ તે પોતાના વિસર્પિ (પ્રસરનારા) ચૈતન્યગુણદ્વારા સમસ્ત શરીરમા વ્યાપ્ત રહે છે અને એ વાસ્તેજ નખથી શિખા પર્યંત સર્વ શરી-રમાં ચેષ્ટાઓ થતી રહે છે ચદનમા શૈત્યગુણ છે, દીપમા પ્રકાશ-ગુણ, અને સૂર્યમા તેજગુણ છે જેમ ઉરસ્થલમાં ( છાતીના ભાગમાં ) રાખેલુ ચદન પોતાના શીતગુણથી સમસ્ત શરીરમાં પહોંચી વળે છે, જેમ દીપક પોતાના પ્રકાશગુણદ્વારા ઘરના બધા ભાગમા પ્રકાશ કરી મુકે છે, અને જેમ અખિલ લોકચક્ષુ, ભગવાન્ દિનમણિ, દિવાકર પોતાની પ્રભાથી સમસ્ત વિશ્વમાં પ્રકાશી રહે છે, તેમજ જીવાત્મા પણ પોતાના ફેલાઇજતા ચૈતન્યગુણદ્વારા સમગ્ર શરીરમા પહોચી વળે છે અર્થાત્ પોતાની ચેતનતા પહોચાડે છે. ચપાનુ ફુલ નાનકડુ હોય છે, છતા પણ પોતાના ગધગુણથી સમગ્ર બગીચામા ખુશબો ફેલાવે છે તેવીજ રીતે જીવ જો કે અણુ છે તથાપિ તે પોતાના વિસર્પિ ( સ્વભાવથી ફેલાવાવાળા ) ચૈતન્યગુણદ્વારા સર્વ દેહમાં સુખદુઃખાદિનું જ્ઞાન કરાવે છે. આ જ વાત ભગવાન શ્રી વેદવ્યાસજીએ પણ 'गुणाद्वालोकवत्' 'व्यतिरेको गन्धवत्' ઇત્યાદિ સૂત્રોદ્વારા કહી છે

૭૬ કેટલાક વાદીઓનુ એવુ કહેવુ છે કે ચ પકના પરમાણુઓજ નીકળી નિકળીને વાયુદ્વારા દુર દુર સુધી ફેલાઈ જાય છે, અને એટલાજ માટે દુર સુધી તેનો ગ ધ માલુમ પડે છે, પર તુ કંઇ ગ ધગુણ અધિક દેશ વ્યાપી નથી

પર તુ તેઓનુ આવુ કહેવુ ઠીક ન ગણાય કારણ કે કદાચ પુષ્પોનાજ પરમાણુઓ નિકળી દુર સુધી ફેલાતા હોય તો થોડી વારમા પુષ્પ હલકુ થઇ જવુ જોઇએ અથવા પરમાણુંઓના નીકળતા નીકળતામાં ફૂલજ નહિં રહેવુ જોઇએ, પર તુ એવું તો કદાપિ બનતુ નથી માટે ગ ધગુણજ વિસર્પી છે બીજુ અગર પરમાણુઓના નીકળવાથીજ ગ ધ ફેલાતો હોય એવો નિયમ હોય તો જ્યા ગ ધ ફેલાયો છે ત્યા મ્હો ફાડીને રહેનાર માણસના મુખમા પરમાણુઓના જવાથી રસનો પણ આસ્વાદ હોવો જોઇએ પણ તે તો થતો નથી માટે ગ ધ ગુણજ વિસર્પી છે એમ માનવું પડશે. વાસ્તવમાં તો પરમાણુંઓ ખખે રવા માત્રથીજ ચાલ્યા જાય છે, ધોવાથી તો તેઓની સ્થિતિ સ ભવી શકતીજ નથી પર તુ લોકમા કેટલીક વાર એવુ જોવામા આવે છે કે લસણ ડુ ગળી વિગેરે ઉગ્રગ ધ પદાર્થોનો સ્પર્શ થયા પછી અનેકવાર માટી લઇને હાથ ધોયાથીએ પણ ગ ધગુણ જતો નથી. માટે જરૂર માનવુ જોઇશે કે ગ ધગુણજ વિસર્પી છે અને તે દ્રવ્યથી અધિકદેશ પર્ય ત ફેલાઇ રહે છે.

આવી રીતે આત્માનો ચૈતન્યગુણ પણ અધિકદેશ વિસર્પી છે માટે તે પોતાના ગુણદ્વારા સમગ્ર શરીરમાં વ્યાપી રહે છે. કહ્યુ પણ છે કે —

यथा प्रकाशयत्येक कृत्स्न लोकमिम रवि.
क्षेत्र क्षेत्री तथा कृत्स्न प्रकाशयति भारत ॥

श्रीमद्भगवद्गीता ।

चैतन्यमस्य धर्मो हि प्रभा भानोरिवामला ।
तया स्फुरति जीवोऽसौ स्वत एवानुरूपया ॥

लक्ष्मीतन्त्रम ।

અર્થાત્ હે ભરતકુલોત્પન્ન અર્જુન ! જેવી રીતે એક સૂર્યનારાયણ પોતાની પ્રભાદ્વારા સમગ્ર ત્રિભુવનને પ્રકાશિત કરે છે તેમજ ક્ષેત્રી જીવાત્મા આ સર્વ દેહને પ્રકાશિત કરે છે, અર્થાત્ ચૈતન્યયુકત કરે છે સૂર્યની પ્રભાની માફક આ જીવનો ચૈતન્યધર્મ છે. અને તે, તે અનુરૂપ ચૈતન્યધર્મદ્વારા અથવા શકિતદ્વારા સમગ્ર શરીરમાં વર્તમાન રહે છે. શ્રુતિ પણ એજ કહી રહી છે કે 'आलोमभ्य आनखाग्रेभ्य ' અર્થાત્ જીવાત્મા પોતાના ચૈતન્યધર્મદ્વારા નખથી લઈ શિખાપર્યંત વ્યાપ્ત રહે છે.

## જીવના જ્ઞાતૃત્વાદિ ધર્મો.

૭૭ કેટલાક વાદીઓ જીવને જ્ઞાનમાત્ર માને છે, જ્ઞાતા માનતા નથી. કારણ કે જીવને જ્ઞાતા માનવામા તેઓને દ્વૈત થઈ જવાનો ભય લાગે છે. પરંતુ શુદ્ધ બ્રહ્મવાદમા તો શ્રુતિ,સૂત્રોની પ્રમાણેજ વ્યવસ્થા કરાઇ છે શ્રુતિ, સૂત્રોમા જીવને બ્રહ્મનો અંશ માન્યો છે. જેમ અગ્નિ દાહક છે માટે તેનો અંશ તણખલુ પણ દાહકજ છે, એવી રીતે બ્રહ્મ જ્ઞાતા છે માટે તેનો અંશ જીવ પણ જ્ઞાતા છે. એ વાત બીજી છે કે વિસ્ફુલિંગમા અગ્નિના જેવી સર્વદાહક શક્તિ નથી એવી રીતે જીવમા પણ બ્રહ્મની માફક સર્વજ્ઞતા નથી પરંતુ તે જ્ઞાતા તો છેજ માટેજ 'ज्ञोऽत एव च ' આ સૂત્રમા

શ્રીવેદવ્યાસજી પણ કહે છે કે બ્રહ્માંશ જીવ બ્રહ્મસ્વરૂપ છે, માટેજ જ્ઞાતા પણ છે. જીવ જ્ઞાતા છે, જ્ઞાન તેનો ધર્મ છે. ધર્મ અને ધર્મીનો સૂર્ય અને પ્રભાની માફક અભેદ ( અદ્વૈત ) છે. માયાવાદી લોક કહે છે કે જીવ કર્તા તથા ભોક્તાની માફક ભાસમાન છે. બુદ્ધિસબધથીજ જીવમા કર્તૃત્વાદિ ધર્મોનો આરોપમાત્ર છે, કારણ કે ગીતામા કહ્યુ છે કે—

'प्रकृते क्रियमाणानि गुणै कर्माणि सर्वश ।
अहकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

અર્થાત— પ્રકૃતિના ગુણોથી કરાયલા બધા કર્મોને અહકારથી મોહિત થએલો આ જીવ હુ કર્તા છુ આવુ માની બેઠો છે.

૭૮ આવુ કહેવુ પણ માત્ર તેઓનુ સાહસજ લેખાય આ ગીતાનો શ્લોક તો મતાન્તરનો અનુવાદ માત્ર કરી રહ્યો છે યદિ વાસ્તવમા જીવ અકર્તા હોય તો પછી સ દેહનિવારક સૂત્રમાં શાસ્ત્રકર્તા શ્રીવેદવ્યાસજી 'कर्ता शास्त्रार्थवत्त्वात्' આ સૂત્રમા આમ નહિ કહેતકે જીવ કર્તા છે. ત્યા કહ્યું છે કે જીવ કર્તા છે, શાસ્ત્રોની સફલતા હોવાથી, અર્થાત્ વેદમા કહ્યુ છે કે 'कारीर्या वृष्टिकामो यजेत' 'ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत' અર્થાત્ જેને વૃષ્ટિ જોઇતી હોય તેણે કારીરી નામનો યાગ કરી ભગવાનને પ્રસન્ન કરવા, અને જેને સ્વર્ગના પ થે પ્રયાણ કરવાની ઇચ્છા હોય તેણે જ્યોતિષ્ટોમ યજ્ઞથી ભગવાનનુ ભજન કરવું. હવે અહીં એવો પ્રશ્ન ઉઠે છે કે આ બધા કર્મો કોને કરવા માટે કહ્યા છે? જીવને, પરમાત્માને કે પ્રકૃતિને? અગર પ્રકૃતિને માટે કહો તો તે બની શકતુ નથી. કારણ કે પ્રકૃતિ જડ છે તે કર્તા થઇ શકતી નથી.

કદાચ પરમાત્માને માટે યજ્ઞાદિ કર્મો કરવાં કહ્યા છે આમ કહો તો પણ ઠીક નહિ કારણ કે પોતે આપ ( પરમાત્મા ) આપ્તકામ છે ( જેમણે બધાંયે મનોરથો પ્રાપ્ત કરી લીધા છે ) માટેજ તેને કર્મ કરવાની કાંઇ આવશ્યક્તા નથી માટે આપને માનવું પડશે કે જીવજ કર્તા છે આમ છતા પણ અગર જીવને કર્તા ન માનો તો સમગ્ર શાસ્ત્રોનો વિપ્લવ ( નાશ ) થઇ જશે. વેદમાં અભ્યુદય અને નિ શ્રેયસ(મોક્ષ) માટે સમગ્ર કર્મો કહ્યાં છે. તે બધા જીવને કર્તા માનવાથીજ સાર્થક થાય છે બીજુ પણ 'विहारोपदेशात्' આ સૂત્રદ્વારા જીવનો ગાધર્વાદિ લોકમા વિહારોપદેશ કરવાથી કર્તૃત્વનુ નિરૂપણ કર્યું છે. અર્થાત 'यत् यत् कामयते तत् तत् भवति 'ઇત્યાદિ શ્રુતિદ્વારા વેદમાં જીવનો ગાન્ધર્વાદિ લોકમા વિહાર કહ્યો છે હવે અગર જીવ કર્તા ન હોત તો વેદમા વિહારનુ વર્ણન શા માટે આવત ? માટે જીવ કર્તા છે, એજ શ્રુતિસિદ્ધ છે.

૭૯ અહીં એવો એક પ્રશ્ન ઉઠે છે કે જીવ અગર કર્તા છે તો પછી તેનો મોક્ષ ન થવો જોઇએ, કારણ કે શાસ્ત્રમા લખ્યુ છે કે 'प्रारब्धकर्मणां भोगादेव क्षय ' અર્થાત્ કરેલાં કર્મોનો ભોગ કરવાથીજ નાશ થાય છે તો જે કર્તા છે, તેને જન્મ, મરણ, સુખ, દુ ખાદિ વિગેરે જરૂર ભોગવવાંજ પડશે. તો પછી જીવનો મોક્ષ થવોજ અસ ભવ છે, તો એ વાત ઠીક છે પર તુ એનો સુ દર ઉત્તર શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણ ભગવાનેજ આપી દીધો છે કે–

૧ जीवमेवाधिकृत्य वेदे अभ्युदयानि श्रेयसफलार्थं सर्वाणि कर्माणि विहितानि । ब्रह्मणोऽनुपयोगात् । अन्यस्याशक्यत्वात् । इत्यादि श्रीमद्वल्लभाचार्यचरणा. -अणु १-३-३३

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेभ्य पद्मपत्रमिवांभसा ' ॥

અર્થાત્—સંગનો પરિત્યાગ કરી સમગ્ર કર્મોને ભગવાનના ચરણારવિંદમાં સમર્પણ કરી જે કોઇ કર્મ કરે છે તો તે પદ્મ (કમલપત્ર) જેમ જલથી લીપ્ત થતુ નથી તેમ સર્વકર્મ-ફલોથી લેપાતો નથી. એટલા માટેજ 'पादोऽस्यविश्वाभूतानि' 'ममैवांशो जीवलोके जीवभूत' सनातन '' एषोणुरात्मा चेतसा वेदितव्यो' 'बालोमम्य आनखाग्रेभ्य ' ' यत् यत् कामयते तत् तत् भवति'' कर्ता शास्त्रार्थवत्त्वात्' 'ब्रह्मण्याधाय कर्माणि' ઇત્યાદિ શ્રુતિ, સ્મૃતિ, તથા સૂત્રોથી એજ સિદ્ધ થાય છે કે 'જીવ બ્રહ્મનો અંશ છે, અણુ છે, કર્તા છે, અને જ્ઞાતા છે. इति शम्

मानुष्यमस्खलितवृत्ति न लभ्यते चे-
    ल्लभ्येत कस्तदिह जीवपरात्मभेद ।
तन्मे भवेदिह यदि स्खलित कदाचित्
    भव्यैरभव्यमपि तद्यथा विशोध्यम् ॥ १ ॥

सगृह्य भाष्यजलधेर्निजतत्त्वबिन्दून्
    द्रोणी मया व्यरचि कार्यनिरूपणस्य ।
अस्यां क्वचिद् यदि गुणाक्षरत सुधा स्यात्
    श्रीपूरुषोत्तमगुरो स मयि प्रसाद. ॥ २ ॥

અર્થાત્—આ જગતમાં જેણે મનુષ્ય દેહ ધારણ કર્યો છે, સંભવ છે કે તેની વૃત્તિ ભૂલ ભરેલીજ હોય છે. અગર મનુષ્ય-વૃત્તિ ભ્રમરહિત મળવા લાગે તો પછી જીવ અને ઇશ્વરમાં કોઈ ભેદ ન રહે, એ માટે યદિ આ ગ્રંથમાં પણ મારી સ્વાભાવિક

ભૂલથી કોઇ ભૂલ રહી ગઈ હોય તો ભવ્ય પુરૂષો કૃપા કરી તે ભૂલને સુધારી લેશે. ૧

એ ભાષ્ય, વિદ્વન્મંડનાદિ અમૃતસાગરમાંથી કેટલાક સિદ્ધાંત બિંદુઓનો સંગ્રહ કરી આ કાર્ય નિરૂપણરૂપ દ્રોણી બનાવી છે, એમાં ઘુણાક્ષરન્યાયથી અગર કોઇ જગ્યાએ સારો વિષય મળી આવે તો તે બધુ લશ્કર રાજપૌરાણિક ભટ્ટ શ્રી-પુરૂષોત્તમગુરૂચરણનો પરમ અનુગ્રહ છે એમજ સમજવું જોઇએ. ૨

## પ્રથમ ભાગ સમાપ્ત



# દ્વિતીય ભાગ.

---

कुलदेवस्मरणम् ।

दीपमन्धतमसच्छिदे सुधा-
सान्द्रसूक्तिरचनामृताम्बुधिम् ।
इन्दिराकुलगृह भजेऽनिश-
दिव्यवाजिवदनांघ्रिपंकजम् ॥ १ ॥

અર્થ —પ્રગાઢ અંધકારને નાશ કરવામાં દીપસ્વરૂપ, તથા અમૃતમય સૂક્તિરચના (કાવ્ય અથવા કવિતા) ના સુધાસાગર તથા શ્રીતિનિકેતન એવા દિવ્ય હયગ્રીવ પ્રભુના ચરણ કમલને હું નિત્ય ભજુ છુ

आचार्यचिंतनम् ।

यत्प्रसादकणमतरा जनो
नैकमक्षरमपीक्षितु क्षमः ।
चम्पकाननमव चिर भजे
वल्लभ कमपि दिव्यभास्करम् ॥ २ ॥

જેમના કૃપા કણો વગર મનુષ્ય એક અક્ષર પણ જોઈ શકતો નથી, એવા ચ પારણ્યમા પ્રકટ થયેલા અલૌકિક દિવ્ય સૂર્યસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યચરણને હુ સદા સેવું છું.

गुरुस्मरणम् ।

दिव्यवाङ्मयगुणान्वित श्रये
पूरुषोत्तमकृपालवोद्भवम् ।

सम्प्रदायगुरुतत्त्वपयोनिधिं
यत्तितीर्षुरगुणोऽस्मि दुस्तरम् ॥ ३ ॥

દિવ્ય વાઙ્મય ગુણોથી યુક્ત શ્રીપુરૂષોત્તમ ગુરૂચરણુનાં કૃપાલવરૂપ ઉડુપ (હોડકા) નો આશ્રય લઉં છુ, જેનાં સામર્થ્યથી દુસ્તર એવા સપ્રદાયના વિશાલ તત્વસાગરને કોઈ પણ ગુણ વગરનો હુ તરી જવાને ઇચ્છુ છુ

ग्रथारम ।

ध्येय धियामविषय पृथुक पुराण-
मेक यमस्तकलुष पुरुमायमाहु ।
जन्मानि बिभ्रतमज शुचिमभ्रनील
गोपाङ्गनांककमल तमनन्तमीडे ॥ ४ ॥

१ 'मङ्गलादीनि मङ्गलमध्यानि मङ्गलान्तानि कर्माणि प्रथन्ते' આ શાસ્ત્ર મુજબ ગુરૂસ્મરણુરૂપ મગલ કરી પ્રથમ ભાગ સમાપ્ત કર્યો હવે દ્વિતીય ભાગના પ્રારભમા ગ્રથકર્તા 'ध्येय धियां' આ શ્લોકથી પોતાને અભીષ્ટ શ્રીબાલકૃષ્ણુરૂપ વસ્તુનો નિર્દેશ કરે છે ध्येयमिति' અર્થાત્ જે બાલકૃષ્ણુને વેદાદિશાસ્ત્રો અન્ય સાધારણુ જીવની બુદ્ધિથી દુર્ગમ અને ભકતોને નિરતર ધ્યાન કરવા યોગ્ય, તથા સર્વ દોષોથી રહિત, અને અનેક, અચિન્ત્ય, માયા વિગેરે શક્તિઓથી યુક્ત, તથા અજન્મા અને અનેક અવતારોને ધારણુ કરનાર, તથા મેઘની માફક શ્યામસ્વરૂપ અને શુભ્ર કહે છે તે દેશકાલાદિથી અપરિચ્છિન્ન (ન માપી શકાય) એવા શ્રી યશોદાના ખોળામા ખેલ કરતા પુરાણુ પુરૂષોત્તમ શ્રી

१ જે કાર્યોની આદિ મધ્ય તથા અતમા મંગલ કરવામા આવે છે તે કાર્યો સપૂર્ણ થાય છે.

કૃષ્ણને હું મારી સ્તુતિનુ લક્ષ્ય બનાવુ છુ. આ શ્લોકમા 'वसन्ततिलका'[1] છદ છે અને વિરોધાભાસ અલકાર છે જયા વિરોધ જેવુ લાગતુ હોય પણ વસ્તુત વિરોધ નહિ હોય તેને 'વિરોધાભાસ અલકાર'[2] કહે છે અહીં બધાજ વિશેષણોમા તે ઝલકી ઉઠે છે જેમકે—જે બુદ્ધિમા ન આવી શકે તેનુ ધ્યાન શી રીતે થઇ શકે, અને જે નિર્દોષ છે તે માયી કેમ કહેવાય, તથા જે સ્વય' અજન્મા છે 'તે જન્મ લે છે' એમ કેમ કહેવાય, અને શ્યામ છે તે શુભ્ર પણ કયાથી હોઈ શકે ? આવી રીતે જે બાલક છે તે પુરાણ કેમ કહેવાય, અને જે અનત છે તે કોઇની ગોદમાજ કેવી રીતે સમાઇ શકે ? પરતુ 'कश्चिद्धीर प्रत्यगात्मानमैक्षत्' 'परास्य शक्तिर्विविधैव श्रूयते' 'प्रकृति स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया' 'सर्वकाम सर्वरस' 'अणोरणीयान् महतो महीयान्' ઈત્યાદિ વચનોથી તેને ધ્યેય, શક્તિમાન્, અવતાર ધારણ કરવાવાળો, નાનાથી નાનો અને મોટાથી મોટો પણ કહ્યો છે માટેજ શ્લોકમાં કોઇપણ પ્રકારનો વિરોધ નથી ખરી રીતે તો 'स सर्वं भवति' 'अपाणिपादो जवनो ग्रहीता' 'सर्वधर्मोपपत्तेश्च' ઇત્યાદિ શ્રુતિ, સૂત્રોથી એ સ્પષ્ટ થાય છે કે 'પરમાત્મા સર્વધર્મયુક્ત છે' બીજુ, એવી એક રીત છે કે જયા બધાય ધર્મો રહેતા હોય ત્યા અવશ્ય વિરૂદ્ધ ધર્મો પણ રહે છે માટેજ પરબ્રહ્મ પણ વિરૂદ્ધ સર્વધર્મોથી યુક્ત છે એથી પણ શ્લોકમા કોઈ પણ જાતનો વિરોધ નથી રહેતો દુનીઆમાં એક બીજાથી વિરૂદ્ધ દેખાતા ધર્મોનુ પણ ત્યાં ઐકય છે

---

૧–उक्ता वसततिलका तभजा जगौ ग.—त SSI– भ SII– ज ISI– ज ISI– આટલો ગણો તથા બે ગુરૂ જેમા હોય તેને વસતતિલકા છદ કહે છે. २–लक्षण प्र भा. २ पत्र ।

૨ જે ધર્મો પ્રકૃતિ સાથે સંબંધ રાખે છે તે બધા પ્રાકૃત ધર્મો છે. અને તેમાજ વિરોધ હોઈ શકે છે પરંતુ જે અપ્રાકૃત છે, અર્થાત્ અલૌકિક છે, સ્વરૂપાત્મક છે, તેમા વિરોધનો ગંધ સુદ્ધા પણ નથી હોતો. [1]પંચમહાભૂત, મન, બુદ્ધિ, અહંકાર, તથા લિંગદેહયુક્ત ચેતન, (જીવ) આ નવ પ્રકારની બ્રહ્મની પ્રકૃતિ છે. જો કે સત્વ, રજસ્, અને તમસ્ આ ત્રણ ગુણોની સામ્યાવસ્થા-નેજ પ્રકૃતિ કહે છે, છતાં પણ આ પંચમહાભૂતાદિ તે વિશિષ્ટ પ્રકૃતિનુંજ કાર્ય છે. અને કાર્યકારણનો અભેદ સ્વીકારી આ પંચમહાભૂતાદિને પ્રકૃતિ શબ્દથી પણ કહ્યાં છે આ પ્રકૃતિ સાથે સંબંધ ધરાવનાર જેટલા કોઈ ધર્મો છે તે બધાજ પ્રાકૃતિક પ્રાકૃત, અથવા લૌકિક કહેવાય છે પરંતુ બ્રહ્મમા તો બધાજ ધર્મો અલૌકિક છે.

૩ બ્રહ્મની અનેક શક્તિઓ છે તેઓમાં મુખ્ય બાર છે. તે બાર શક્તિઓમા પ્રકૃતિ પણ બ્રહ્મનીજ શક્તિ છે. અને શક્તિ તથા શક્તિમાનનો અભેદ છે, એ અમે પૂર્વાભાગમાજ સમજાવી આવ્યા છીએ જેમ પ્રકાશ અને સૂર્યમાં વાસ્તવમાં અભેદ છે.

---

૧–भूमिरापोऽनलो वायु ख मनो बुद्धिरेव च ।
अहङ्कार इतीय मे भिन्ना प्रकृतिरष्टधा ।
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवरूपां महाबाहो ययेद धार्यते जगत् । श्रीमद्भगवद्गीतोपनिषत् ।

૧–श्रिया पुष्टया गिरा कान्त्या कीर्त्या तुष्टयेलयोर्जया ।
विद्ययाऽविद्यया शक्त्या मायया च निषेवितम् ॥

૩–तेज प्रकाशयोर्भेदो न तेजस्त्वाद्यथा तथा ।
ब्रह्मण शक्तिधर्माणां ब्रह्मत्वेन भिदा नहि ॥

પરંતુ સૂર્યરૂપ વસ્તુનો બોધ કરાવવા માટે ધર્મ અને ધર્મીને અલગ[1] કરી એવું કહેવું પડે છે કે 'જેમાં પ્રકાશ છે તે સૂર્ય છે આવી રીતે શક્તિ અને શક્તિમાનનો વાસ્તવ અભેદ રહેવા છતા પણ કહેવું પડે છે કે 'જેમાં શક્તિ હોય તે શક્તિમાન કહેવાય છે.' આ ભેદ કેવલ વસ્તુબોધને માટેજ છે, વાસ્તવ નથી એવી રીતે પ્રકૃતિશક્તિ, અને શક્તિમાન ભગવાનમા પણ વાસ્તવ ભેદ નથી. અથવા એમ કહો કે પ્રકૃતિ ભગવાનનું આગંતુક રૂપ છે માટેજ કાર્ય છે. અને ભગવાન પોતે અનાગંતુક રૂપ છે માટે કારણ છે. અને કાર્ય કારણનો પરસ્પરમાં અભેદ છે એજ કાર્ય અને કારણને, શક્તિ અને શક્તિમાનને, અથવા પ્રકૃતિ તથા બ્રહ્મને, ભગવાને ગીતોપનિષત્મા ક્ષર અને અક્ષર નામથી કહ્યા છે

૪ કાર્ય અથવા તો પ્રકૃતિના ભગવદ્દત્ત બધા ધર્મો [2]પરિમિત (થોડાં), નિયમિત કાર્યનેજ કરવાવાળા, મલિન, અર્થાત્— **जायते, अस्ति, वर्धते, विपरिणमति, क्षीयते,** અને **नश्यति**, આ છ વિકારવાળાં, અન્યનિયમ્ય અર્થાત્ જેનો બંદોબસ્ત બીજાથી થતો હોય, અને નિયતઆકારવાળા છે, અને એટલાજ માટે પ્રાકૃત તથા લૌકિક કહેવાય છે અને ભગવાનના સર્વ ધર્મો નિર્વિકાર છે, અપરિમિત છે, બ્રહ્મથી અભિન્ન છે, અને અન્યનિયમ્ય નથી. માટેજ તેઓ અપ્રાકૃત તથા અલૌકિક લેખાયાં છે અને એટલાજ માટે પરસ્પર વિરૂદ્ધ હોવા છતા પણ બ્રહ્મના ધર્મોમા કોઈ જાતને

---

૧–शक्तिशक्तिमतोर्भेदो वस्तुबोधाय केवलम् ।
अभेदो वस्तुतो नाक्ष्णो दृष्टिशक्ति पृथग्भवेत् ॥

૨–' यत्प्राक्रभौतिक तस्येच्छया षड्भावदर्शनम् ।
मित नियतकार्यं च तन्प्राकृन्मुदाहृतम् ॥

વિરોધ નથી તો હવે શ્લોકમા પણ કોઇ પ્રકારનો વિરોધ રહયો નહિ

## લાંબો મોટો પૂર્વપક્ષ

## બ્રહ્મવિષયમાં માયાવાદનો મત

૫ કેટલાક વાદીઓ કહે છે કે વેદાન્તમાં બ્રહ્મને સર્વધર્મ-સહિત પણ કહ્યુ છે અને સર્વધર્મશૂન્ય પણ જેમાં કોઇ વ્યાવર્તક (જુદાઈપણુ બતલાવનાર) વિશેષ ન હોય તેને નિર્વિશેષ અથવા નિર્ધર્મક કહે છે વેદાન્તમા બ્રહ્મને સર્વધર્મયુક્ત કહેનારા પણ અને સર્વધર્મરહિત કહેવાવાળા અર્થાત્ નિર્વિશેષ કહેનારા શ્રુતિવાકયો પણ મળી આવે છે તો પછી બ્રહ્મ કેવલ સર્વધર્મ યુક્તજ છે એવુ કથન પણ યુક્ત ન કહેવાય અને એ વાસ્તેજ બ્રહ્મ સર્વધર્મવિશિષ્ટ છે, અથવા સર્વ વિરૂદ્ધધર્મનો આધાર છે એ કહેવુ પણ નિર્દોષ નથી

૬ શાસ્ત્રોમા હવે અહીંથી એવો આદેશ છે હે ગાર્ગિ[1] ! બ્રહ્મણલોકો (જ્ઞાનીઓ) અક્ષર બ્રહ્મને અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ અદીર્ઘ, અલોહિત, અસ્નેહ, અચ્છાય, અતમસ્ અવાયુ, અનાકાશ, અસંગ, અગંધ, અસ્પર્શ, અરસ, અચક્ષુ, અશ્રોત્ર, અવાક્ અમનસ્, અતેજસ્, અપ્રાણ અમુખ, અનામ, અગોત્ર, અજર અમર, અભય, અમૃત, અરજસ્, અશબ્દ, અવિવૃત, અસંવૃત,

---

नित्या धर्मा भिन्नाभिन्ना सर्वे सर्वत्र तस्य तु ।
'सर्वकाम सर्वरस' इति छान्दो यरूपणात् ।
इत्यादि वेदान्तचिंतामणौ भट्टश्रीगोवर्धनशर्मभारतमार्तण्डा ।

१ अथाऽतो नेतिनेति । २ 'सहोवाच तद्वैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूल॰'

અપૂર્વ, અનપર, અનંતર, અબાહ્ય, કહે છે. તથા કોઇ એનો ભોગ કરી શકતો નથી અને ન તો એ કોઇને ભોગવે છે. ઈત્યાદિ શ્રુતિઓથી તથા 'આ[1] પરમાત્મા અવ્યક્ત છે' અચિંત્ય છે અને અવિકાર્ય છે' વિગેરે સ્મૃતિઓથી પણ બ્રહ્મ નિર્વિશેષ તથા નિર્ધર્મક સિદ્ધ થાય છે

૭ અને અન્યસ્થલે 'જેનાથી આ બધુ જગત્ પેદા થયુ છે ઉત્પન્ન થઇ જેનાથી રક્ષાઇ રહ્યુ છે, અને પર્યંતે જેમાં જઇ લીન થઈ જાય છે તે બ્રહ્મ છે. 'આનંદથીજ જગત્ ઉત્પન્ન થયુ છે' ઇત્યાદિ તે બ્રહ્મ સર્વકામ, સર્વગંધ, અને સર્વરસ છે. ઈત્યાદિ શ્રુતિદ્વારા, અને 'હુંજ સર્વ જગતુંને પેદા કરવાવાળો છુ અને મારાથીજ સર્વની પ્રવૃત્તિ થાય છે વિગેરે સ્મૃતિદ્વારા બ્રહ્મને સધર્મક તથા સવિશેષ પણ કહ્યુ છે. માટે અત્ર મહાન સંદેહ થઇ આવે છે કે શુ બ્રહ્મ સવિશેષ છે અથવા નિર્વિશેષ ?

૮ પણ અમારૂ તો અહી એવુ સમજવુ છે કે યદ્યપિ વેદાંતમા પરમાત્માને સવિશેષ પણ કહયો છે છતા પણ બ્રહ્મ તો નિર્ધર્મક અને નિર્વિશેષજ છે સવિશેષ માનવામા 'એક ધર્મ અને એક ધર્મી' આમ દ્વૈતપણુ આવી નડે છે અને નિર્ધર્મક માનવામા દ્વૈતનો ગંધ સુધાએ રહેતો નથી નિર્વિશેષ બ્રહ્મ માનવામાં એ પણ એક કારણ છે કે જે લોક બ્રહ્મને સવિશેષ અથવા સધર્મક માને છે, તેઓએ પણ આધારની જગ્યાએ માત્ર કોઇ એક બ્રહ્મસ્વરૂપ તો માનવુ જ પડશે, નહિ તો વિશેષ અને ધર્મોનું નિરૂપણ કયા કરાય ? આકાશ છે તો ત્યા ચંદ્રનુ નિરૂપણ કરાય

૧ 'अव्यक्तोऽयमचिन्त्योय' ।

છે, પણ જો આકાશનુ જ નામ નિશાન ન હોય તો પછી શબ્દનુ નિરૂપણ કયા કરવુ? બ્રહ્મ જ્ઞાનધર્મવાળુ છે, અહી પણ જ્ઞાન ધર્મથી જુદુ એક નિખાલસ [1]બ્રહ્મનુ સ્વરુપ માનવુ જ પડશે કારણ કે જ્ઞાન ધર્મ આધેય (રાખવા જેવી ચીજ) છે, અને ધર્મી 'બ્રહ્મ' આધાર (રાખવાની જગ્યા) છે જે પોતાના આશ્રિતોની સ્થિતિ સાચવી રાખે, અર્થાત જે તેઓનો નિર્વાહક હેય છે તેને આધાર કહે છે અને એટલાજ વાસ્તે તે આધેયનો ઉપજીવ્ય પણ (જીવડાવનાર) છે. જે વસ્તુ આધારમા આશ્રિત થઈ રહે અથવા જેની સ્થિતિનો નિર્વાહ આધારથી થતો હોય તેને આધેય કહે છે, અને તે માટે તે ઉપજીવક (જીવનાર ટકી રહેનાર) પણ કહેવાય છે. જેમ પાત્ર અને તેમા રાખેલી વસ્તુ પાત્ર એ પોતાને આશ્રિત કોઈ પણ વસ્તુની સ્થિતિને ટકાવી રાખે છે માટે તે વસ્તુનુ ઉપજીવ્ય છે, આધાર છે અને તેમા રાખેલી વસ્તુ આશ્રિત હોવાથી આધેય છે, અને ઉપજીવક છે હમેશા ઉપજીવ્ય ઉપજીવકથી બલવાન્ હોય છે, માટેજ ઉપજીવક પોતાના ઉપજીવ્યનો વિરોધ અથવા બાધ કરી શકતુ નથી નિખાલસ બ્રહ્મજ ધર્મોનો આધાર તથા ઉપજીવ્ય છે અને ધર્મ તેનુ આધેય તથા ઉપજીવક છે તો હવે એ સિદ્ધ થયુ કે જેટલી નિર્વિશેષ બ્રહ્મનુ નિરૂપણ કરનારી

---

[1]સવિશેષવાદિનાऽपि विशेषाधारत्वेनाऽवश्य ब्रह्मस्वरूपमभ्यङ्गीकर्तव्यम्। अन्यथा कुत्र विशेषा निरूपिता स्यु । तथाचाऽऽधारनिरूपिका श्रुतिराधेयनिरूपिकया नान्यथयितु शक्या उपजीव्यत्वात् । ननु निर्विशेषब्रह्मनिरूपिका श्रुतिर्धर्मान् विना न तन्निरूपयितु शक्ता । तथाहि निरूपण हि लक्षणे , तानि चाऽसाधारणधर्मरूपाणि । अत्र च धर्माभावात्तन्निरूपणपूर्वमभावमुखेनास्थूलादिवाक्यैर्निरूपयन्त्या धर्मनिरूपिका श्रुतेरुपजीव्या । अभावस्य प्रतियोगिनिरूपणाधीननिरूपणत्वात । तथा च श्रोतत्वोपजीव्यत्वयोरविशेषादन्यतरबाधो न युक्त' ।

શ્રુતિઓ છે તે બધી આધાર વસ્તુને વર્ણવી રહી છે, માટે તે બધી ઉપજીવ્ય છે, અને એટલાજ વાસ્તે બલવન્ પણ છે તથા સધર્મક બ્રહ્મનિરૂપિકા શ્રુતિઓ આધેયનુ નિરૂપણ કરી રહી છે માટે તે સર્વ ઉપજીવક છે, અને વાસ્તેજ તેઓ નિર્ધર્મક નિરૂપિકા શ્રુતિઓનો વિરોધ અથવા બાધ કરી શકતી નથી, પરંતુ બળવાન હોવાથી નિર્ધર્મકનિરૂપક વાકયસમૂહજ સધર્મક શ્રુતિઓનો બાધ કરે છે તો હવે આટલા વિસ્તારથી એ સિધ્ધ થયુ કે 'બ્રહ્મ સધર્મક નથી પરંતુ નિર્ધર્મક, નિર્વિશેષજ છે

૯ એના ઉપર કોઈ એકદેશી ઉત્તર આપે છે કે જે ઉપજીવ્ય-પણું નિર્વિશેષ પ્રતિપાદન કરવાવાળા વચનોમા લાવો છો તો તે તો સવિશેષ પ્રતિપાદક વચનોમા પણ આવી શકે છે સાભળો એવો એક નિયમ છે કે અભાવનુ નિરૂપણ કરવુ હોય તો તેના પ્રતિયોગીનુ નિરૂપણ કરવું, પણ ખાસ જરૂરનુ છે અર્થાત્ કોઈ પણ વસ્તુનો અભાવ જાણતી વખતે પહેલા તે વસ્તુનુ જ્ઞાન થવુ જોઈએ જે વસ્તુનેજ નથી જાણતો તો તે વસ્તુના અભાવને શી રીતે જાણે? જેણે કોઈ પણ વખતે ઘટ જોયો નથી તો તે ઘટા ભાવને કેવી રીતે સમજવાનો? સ્થૂલાભાવના જ્ઞાનમા પ્રથમ સ્થૂલ પદાર્થનુ ભાન હોવું જોઈએ. અર્થાત્ સ્થૂલાભાવ જ્ઞાનનું

---

विरोधात्तथाकरणे तूभयबाधो युक्त उक्तयुक्ते । न चैवमपि वक्तु शक्यं " असन्नेव स भवति असद्ब्रह्मेति वेदेद "ति निंद श्रुतेरिति चेत् मैवम् । नहि श्रुतिसिद्धा धर्मा निषिध्यन्ते। किन्त्वनुवादपूर्वं लौकिका स्थौल्यादय । तथा च क श्रौतानां धर्माणामुपलभ्यत्वम् ? । न चैव निषेधस्य भिन्नविषयत्वात् विरोधाभावेनैकतरबाधो न युक्त , तथा चोभयवस्त्व सिद्धमिति साम्प्रतम् ? । श्रौतानामप्यर्थानां श्रोतव्यत्वादीनां ' यतो वाचो निवर्तन्त ' इत्यादिना निषेधात् । विद्वन्मण्डनम्

નિર્વાહક સ્થૂલ જ્ઞાન છે અને માટેજ તે ઉપજીવ્ય છે જેટલાં 'अस्थूलमनणु' વિગેરે અભાવ પ્રતિપાદક અર્થાત્ બ્રહ્મને નિર્વિશેષ કહેનારા વાકયો છે તે બધામાજ પહેલા સ્થૌલ્યાદિ ધર્મોના જ્ઞાનની ખાસ જરૂર પડે છે માટેજ જેટલા નિર્વિશેષ પ્રતિપાદક વચનો છે તે બધા ઉપજીવક છે, અને સધર્મ, સવિશેષ બ્રહ્મને પ્રતિપાદન કરનારા વાકયો ઉપજીવ્ય છે તો હવે જેવુ ઉપજીવ્યપણુ નિર્ધર્મક શ્રુતિઓમા છે, તેવુંજ સધર્મક શ્રુતિઓમા પણ છે માટે સવિશેષ તથા નિર્વિશેષ બને પ્રકારનુ બ્રહ્મ છે એમ માનો-અને કદાચ બાધ કરતા હોવ તો ઉભયનો બાધ કરવો ઘટે છે, કેમકે બને પ્રકારની શ્રુતિઓ સમાન છે

કદાચ અહીં એમ કહો કે 'ઉભય પ્રકારની શ્રુતિઓનો બાધ કરવાથી પછી બ્રહ્મ કોઈ વસ્તુજ નહિ રહે, એક પ્રકારે શૂન્યવાદજ આવી પડશે અને શૂન્યવાદની તો 'असन्नेव समवति' ઇત્યાદિ શ્રુતિઓમા સારી રીતે નિંદા કરી છે માટે એમ કહી શકાય નહિ કે બને પ્રકારનુ બ્રહ્મ નથી, પરંતુ એમ કહી શકો છો કે જ્યારે બને પ્રકારની શ્રુતિઓ પરસ્પરમા એક બીજાની ઉપજીવ્ય છે તો જરૂર બને પ્રકારનુ બ્રહ્મ છે

૧૦ આની ઉપર ફરી માયાવાદી કહે છે કે એ પણ ઠીક નથી કારણ કે જેટલી નિર્ધર્મક બ્રહ્મને પ્રતિપાદન કરનારી શ્રુતિઓ છે તે બધી શ્રુતિઓ સ્વીકૃત ધર્મોનો નિષેધ કરતી નથી, પરંતુ લોક પ્રસિદ્ધ ધર્મોનોજ બ્રહ્મમા પ્રતિષેધ કરે છે. અગર 'નિર્વિશેષ શ્રુતિ સવિશેષ શ્રુતિના કહેલા ધર્મોનો નિષેધ કરે છે, એવું અમે માનતા હોઇએ તો એમ કહી શકીએ કે નિષેધને ધર્મોની આપેક્ષા હોવાથી ધર્મપ્રતિપાદક શ્રુતિ, 'अस्थूलादि' નિર્વિશેષ શ્રુતિની ઉપજીવ્ય છે પરંતુ હવે તો વાતજ બદલાઇ ગઇ. અર્થાત્ અમે 'શ્રુતિ-

પ્રતિપાદિત ધર્મોનોજ નિર્વિશેષ શ્રુતિ નિષેધ કરે છે' એમ નહિ, પણ એમ કહીએ છીએ કે લૌકિક ધર્મોનો અનુવાદ કરી બ્રહ્મમાં તેનોજ નિષેધ કરે છે, અર્થાત્ લોકમા જે સ્થૌલ્યાદિ ધર્મો દેખાઈ રહયા છે તે બધા બ્રહ્મમા નથી, તો પછી હવે નિષેધનો વિષય શ્રુતિપ્રતિપાદિત ધર્મો ન રહયા, પરંતુ લૌકિક ધર્મોજ રહયા છે માટે કોઈ પણ જાતની અપેક્ષા ન રહેવાથી સવિશેષ શ્રુતિઓ નિર્વિશેષ શ્રુતિઓની ઉપજીવ્ય પણ ન રહી પરંતુ નિર્વિશેષ શ્રુતિઓજ બલવાન્ રહી કારણ કે તેઓ બ્રહ્મમા ધર્મોનો અનુવાદ કરી નિષેધ કરે છે માટે 'નિર્વિશેષજ બ્રહ્મ છે' એ અમારૂ કથન ઠીક છે કદાચ અહીં એમ કહો કે, 'જ્યારે નિષેધનો વિષય શ્રુત્યુક્ત ધર્મો હતા ત્યારે કોઈ એક શ્રુતિ બીજી શ્રુતિનો બાધ કરી શકતી હતી અને એટલા માટે કોઈ એક પ્રકારનું બ્રહ્મ કહી શકાતું, પરંતુ હવે તો નિષેધનો વિષયજ પલટાઈ જવાથી બંને પ્રકારની શ્રુતિઓ સ્વતંત્ર થઈ ગઈ, અને તે બંને, બંને પ્રકારે બ્રહ્મનુ પ્રતિપાદન કરે છે, માટે બ્રહ્મ ઉભય પ્રકારનુ સધર્મક તથા નિર્ધર્મક છે' એમ માનો તો પણ આવુ કથન યુકત નથી, કારણ કે જેમ નિર્વિશેષ શ્રુતિએ બ્રહ્મમા લૌકિક ધર્મોનો નિષેધ કર્યો છે તેમજ તેણે 'आत्मा वारे द्रष्टव्य श्रोतव्यो मतव्यो निदिध्यासितव्यः' ઇત્યાદિ શ્રુત્યુક્ત શ્રોતવ્ય, મંતવ્ય, વિગેરે ધર્મોનો પણ यतो वाचो 'निवर्तन्ते' ઇત્યાદિ વચનો દ્વારા નિષેધજ કર્યો છે માટે ઉભય પ્રકારનું બ્રહ્મ કહી શકતા નથી, પરંતુ એમ કહી શકો છો કે નિર્વિશેષજ બ્રહ્મ છે' અગર એમ કહો કે 'જ્યારે શ્રુત્યુકત ધર્મોનો નિષેધ શ્રુતિજ કરે છે, તો પછી ઉપજીવ્ય વિરોધનો ભાર માથા ઉપર જેવો જોઇએ તેવો લદાઈ રહયો છે. તો એનો ઉત્તર એટલોજ છે કે એવે ઉપજીવ્યબાધ અમે માનતાજ નથી, અગર એવો ઉપ-

જીવ્ય વિરોધ માનવા લાગીએ તો પછી અભાવનું નિરૂપણજ દુનીઆમાથી ઉઠી જશે. કારણ કે જ્યા જ્યા ધર્મોનો નિષેધ આવશે ત્યા ત્યા ધર્મ તો ઉપજીવ્યજ રહેશે માટે અભાવ તેનો બાધ કરી શકતો નથી તો પછી જગત્મા નિષેધનો કયાય પણ વિશ્રામ નહિ રહેશે. એ માટે એવા ઉપજીવ્યનો બાધ અથવા વિરોધને ન માનતાં એમ કહેવુ પડે છે કે 'अस्थूलादि' શ્રુતિઓ કલ્પિત ધર્મોનોજ નિષેધ કરી નિર્વિશેષ, નિર્ધર્મક, બ્રહ્મનુ જ નિરૂપણ કરી રહી છે માટે 'બ્રહ્મ નિર્વિશેષ છે' એ સિદ્ધાત ઠીક છે

૧૧ એના ઉપર ફરી એકદેશી પોતાનો અડગો લગાવી કહે છે કે ભાઈ ! આ ત્હમારી વાત તો જરાય સમજમાં નથી આવતી કારણ કે એક વસ્તુમાજ એકી વખતે ધર્મોનુ નિરૂપણ અને તેનો નિષેધ સભવી શકતો નથી કોઇ પ્રજ્ઞ પુરુષ એકજ ઘડાને તેજ વખતે કાળો કહી તરતજ તેનો નિષેધ કરી શકતો નથી હા, થોડોક સમય વીત્યા બાદ તેજ શ્યામઘટ જ્યારે પાકથી રકત થઇ જાય છે તો કહી શકાય છે કે 'આ શ્યામ નથી પણ રકત છે' એવીજ રીતે એકજ બ્રહ્મમા શ્રુતિઓ ધર્મોનુ વિધાન તથા નિષેધ એ બ ને એક સમયમા કરી શકતી નથી, બ ને પ્રકારની શ્રુતિઓ જોઇને એવો સ દેહ થાય છે કે સદા એકરસ બ્રહ્મમા કેવી રીતે ધર્મોનુ વિધાન થઇ શકે અને કેવી રીતે તેનો નિષેધ પણ થઇ શકે ? અને બ ને પ્રકારની શ્રુતિઓની સ ગતિ પણ શી રીતે થઇ શકે ?

૧૨ આની ઉપર માયાવાદીઓ કહે છે કે 'બ ને પ્રકારની શ્રુતિઓની સંગતિ તો અધ્યારોપ અને અપવાદથી થઇ શકે છે જેટલી શ્રુતિઓ બ્રહ્મમા ધર્મોનુ પ્રતિપાદન કરે છે તે

બધી નિષેધ્ય કોટિમા (નિષેધ કરવા યોગ્ય પક્ષમા) આવી મળે છે અર્થાત્ જો કે શુધ્ધ બ્રહ્મ તો નિર્વિશેષ તથા નિર્ધર્મકજ છે છતાં પણ અનાદિ માયાના સબધથી તેજ બ્રહ્મ પોતાના આત્મામાં સર્વજ્ઞત્વ, કર્તૃત્વ, ભોકતૃત્વ, વિગેરે વિશેષ કે ધર્મોની કલ્પના કરવા લાગી પડે છે, ત્યારે તે શબલ માયાવચ્છિન્ન, અવિદ્યાવચ્છિન્ન, તથા સોપાધિબ્રહ્મ વિગેરે નામોથી વ્યવહરાય છે. શુદ્ધ બ્રહ્મ તો નિર્વિશેષજ છે માટેજ અજ્ઞાનીઓની બુદ્ધિનો તેમાં પ્રવેશ થવો અત્યત અશકય થઈ પડે છે કારણ કે 'જેમા આ ધર્મ હોય છે તેને ફલાણી વસ્તુ કહે છે, આવી રીતે ધર્મોનેજ લઈ કોઇ પણ વસ્તુનુ જ્ઞાન થઇ શકે છે. એ માટે વેદાદિશાસ્ત્રો ચિત્તશુદ્ધિરૂપ ફળને ફળનારી ઉપાસનાને માટેજ સધર્મક શ્રુતિઓ દ્વારા કલ્પિતધર્મયુકત તે સોપાધિક શબલ બ્રહ્મનુજ નિરૂપણ કરે છે યદ્યપિ તે પોતે નિરવયવ, નિર્ધર્મક, નિષ્ક્રિય, નિરાકાર અને ચિન્માત્ર છે છતા પણ ઉપાસનાને માટે શ્રુતિઓ કલ્પિત ધર્મોનો તેમા આરોપ કરે છે અને જ્યારે ઉપાસનાથી ચિત્તશુદ્ધિ થઇ કે ઝટ [1]दशमस्त्वमसि આ ન્યાય મુજબ નિર્વિશેષ વચનો દ્વારા તે માત્ર કલ્પિત ધર્મોનોજ અપવાદ (નિષેધ) કરી દે છે તેથી તે બ્રહ્મને '[2]विस्मृत कण्ठमणि' ન્યાય પ્રમાણે પોતાના સ્વરૂપનુ જ્ઞાન થાય છે માટેજ તે મુકત કહેવાય છે વાસ્તવમા તો તે સદા નિત્યમુકતજ છે નિર્વિશેષની ઉપાસના થઈ શકતી નથી માટેજ કલ્પિત

---

૧ દશ મનુષ્યોમા પોતાને ગણ્યા વગર જે વિચાર કરે છે કે આતો નવ છે દશ માણુસ કયા ? જ્યારે અન્ય વ્યકિત તેને કહે છે કે 'દશમો તો તુ છે' ત્યારે તેને પોતાનુ જ્ઞાન થઇ જાય છે. ૨ પોતાના કઠમા રહેલા કઠમણિને ભૂલીને જે શોક કરે છે, જ્યારે તેને કોઇ કહે છે કે મણિ તો તમારા ગળામા છે ત્યારે તેને પોતાના મણિની યાદ આવે છે

ધર્મોનો તેમાં આરોપ કરવામા આવે છે અને ચિત્તશુદ્ધિ થયા બાદ તે ધર્મોનો નિષેધ કરાય છે જેમ દ્વિતીયાના સૂક્ષ્મ ચન્દ્રનુ દર્શન કરાવતી વખતે દર્શક ( દેખાડનાર ) પહેલા પોતાના સાથીને ચંદ્રની પાસેની શાખાને દેખાડે છે. જ્યારે શાખાને સહારે ત્યાં નેત્રો પહોચી જાય છે કે તરતજ ફરી દર્શક કહે છે કે ભાઇ ! જે ત્હમે જોઇ રહ્યા છો તે કંઇ ચદ્ર નથી પણ એતો શાખા છે ચંદ્ર તો એની ઉપર છે બસ, આજ પ્રણાલી વેદશાસ્ત્રોની પણ છે કારણ કે તે ( વેદાદિશાસ્ત્રો ) પણ પહેલા સવિશેષ વાક્યો દ્વારા બ્રહ્મમા કલ્પિત ધર્મોનો આરોપ કરે છે અને ચિત્તશુદ્ધિ થયા પછી તેઓનો અપવાદ કરે છે જો કે સોપાધિ બ્રહ્મ અર્થાત્ અજ્ઞાનાવચ્છિન્ન બ્રહ્મ કે કલ્પિત બ્રહ્મની ઉપાસનાથી મોક્ષ મળતો નથી માત્ર ફક્ત ચિત્તશુદ્ધિજ થાય છે છતા પણ વેદે અજ્ઞાની-ઓને પણ ચિત્તશુદ્ધિ દ્વારા બ્રહ્મજ્ઞાન થવા કાજે ક્યાક ક્યાક ઉપા-સનાથી મોક્ષ મળવાની ગુડજીહ્વિકા ( લાલચ ) દેખાડી છે જેમ કોઇ માતા પોતાના પ્રિય પુત્રને કડવી દવા પીવડાવવા માટે ફોગટ લાડુ આપવાનો લોભ દેખડે છે બરોબર એવીજ રીતે વેદો પણ ખાસ કરીને ચિત્તશુદ્ધિનેજ વાસ્તે કલ્પિત બ્રહ્મની ઉપાસના ઉપદેશે છે પરંતુ કોઇ કોઇ સ્થલે અર્થવાદથી મોક્ષ ફલ પણ કહી નાખે છે આવી રીતે અધ્યારોપાપવાદથી બને પ્રકારની શ્રુતિઓ સાર્થક થાય છે અને માટેજ અમારા મતમા કોઇ પણ પ્રકારના વિરોધનો છાંટો સુધ્ધા ન રહેવાથી નિર્વિશેષ નિર્ધર્મકજ બ્રહ્મ છે. આ મત શુદ્ધ છે અને 'नेद यदिदमुपासते' अथात आदेशो नेति' 'पराचि खानि' यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' 'न चक्षुषा गृह्यते नाऽपि वाचा' 'यत्तदेतदद्रेश्यमग्राह्यं' अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः'' 'अप्राणो ह्यमना शुभ्रो'

'अन्यदेव तद्विदितादथोऽविदितात्' 'यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः' 'यद्वाचाऽनभ्युदितं' 'अवचनेनैव प्रोवाच' 'अशब्दमस्पर्शं स होवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्व-मदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवाय्वनाकाशमसङ्गमस्पर्शमगन्धम-रसमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणममुखमनामाऽगोत्रमजरम-मरममयममृतमरजोऽशब्दमविवृतमसंवृतमपूर्वमनपरमनंतरमबाह्यं न तदश्नोति कश्चन न तदश्नाति कश्चन' 'अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते' 'न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरं' 'विभेदजनकेऽज्ञाने नाशमात्यंतिकं गते। आत्मनो ब्रह्मणो भेदमसन्तं कः करिष्यति' 'स वै न देवाऽसुरमर्त्यतिर्यङ् न स्त्री न षण्ढो न पुमान् न जन्तुः। नायं गुणः कर्म न सन्नचासन्निषेधशेषो जयतादशेषः' 'समुद्रवच्छून्यवदप्रतर्क्यम्' 'अरूपवदेव हि तत्प्रधानत्वात्' વિગેરે સેંકડો શ્રુતિ સ્મૃતિ સૂત્ર, તથા પુરાણુ સમૂહો પણ એજ વાતને પુષ્ટ કરી રહ્યા છે કે 'બ્રહ્મ અનિર્દેશ્ય, ( ઇદમિત્થંતયા નિર્દેશ કરવા અયોગ્ય ) અનાકાર, ( આકાર વગરનુ ) અગ્રાહ્ય, ( ગ્રહણ ન કરાય એવુ ) સર્વ-વિશેષ શૂન્ય, નિર્ધર્મક, તથા ચિન્માત્ર ( ચૈતન્યમાત્ર ) છે.

## બ્રહ્મવિષયમાં માયાવાદનો કેવલાનુભૂતિ[1]પક્ષ

૧૩ ખરી રીતે તો કેવલ અનુભૂતિજ ( અનુભવ જ્ઞાન ) બ્રહ્મ છે માટે 'બ્રહ્મ નિર્વિશેષ છે' એ વાત યુક્તિઓથી બહુ સારી રીતે સિદ્ધ થાય છે घटोऽस्ति पटोऽस्ति ( ઘટ છે.

---

૧ અનુભૂતિ અથવા સંવિત્ એ બ્રહ્મનુંજ બીજુ નામ છે, અને તેને માયાવાદિ નિખાલસ અર્થાત્ નિર્વિશેષ માને છે શ્રીશંકરાચાર્યને લઇ આજ

પટ છે ) पटोऽनुभूयते घटोऽनुभूयते ( પટ, ઘટ, અનુભવાય છે અથવા ઘટ તથા પટને હુ જાણુ છુ. ) વિગેરે સ્થલોમા માલુમ પડે છે કે ઘટ, પટ, વિગેરે બધાય પદાર્થો જેની અદર આવી રહ્યા છે તે સર્વવ્યાપક 'જ્ઞાન પદાર્થ બધાથી જુદોજ છે ઘટ, પટ, વિગેરે બધા પદાર્થોની સાથે સાથે અનુભૂતિ ( જ્ઞાન ) પણ લગેલીજ છે 'घटोऽस्ति'ની' જગ્યાએ પટાદિનુ વ્યાવર્તન ( નોખાપણુ ) થાય છે અને 'पटोऽस्ति' ને ઠેકાણે ઘટાદિની વ્યાવૃત્તિ થાય છે પરતુ અનુભવ અથવા જ્ઞાન તો બધાની સાથે લાગ્યુ જ હોય છે, તેની વ્યાવૃત્તિ ( અટકાવ ) કયારે પણ થતી નથી જ્ઞાન સ્વતત્ર છે અને અન્ય સર્વ પરતત્ર છે વખતો વખત બધા પદાર્થો જ્ઞાનથી અલગ થતા રહે છે, કિતુ જ્ઞાન કોઇથીએ પણ જુદુ પડતુ નથી, અર્થાત્ જ્ઞાનની જ્યોતિ તો સદા માટે ઝળહળતી રહે છે માટેજ સ્વતત્ર, અવ્યાવૃત્ત, ( જુદુ ન થનારૂ ) સર્વત્ર અનુવર્તમાન, અને બધામા મળીને રહેતુ એવુ એક જ્ઞાનજ પરમાર્થ અને નિત્ય, સત્ય છે અને વારા ફરતી વખતો વખત જ્ઞાનથી નોખા પડનારા ક્ષણિક, તથા પરતત્ર સર્વ પદાર્થો અપરમાર્થ અને અનિત્ય છે, મિથ્યા છે સત્તા અને અનુભૂતિમા પણ કશો ભેદ નથી. કારણકે અન્યોન્યાભાવનુ જ બીજુ નામ ભેદ છે તે અભાવ કોઇના ગ્રહણ કરવામા આવતો નથી માટે એ કહી શકતા નથી કે સત્તા અને અનુભુતિ અલગ અલગ છે વળી અનુભુતિ એકજ પદાર્થ છે ભેદ માત્ર ગ્રહણ કરવામા આવતો નથી, માટે વાસ્તવમા કોઈ અન્ય પદાર્થજ નથી કારણ કે જાત્યા-

---

સુધીના શાકરવાદીઓમા થોડો થોડો મતભેદ થતો આવ્યો છે તેમા કોઇનો કેવલાનૂભૂતિ પક્ષ છે

દિયુકત પદાર્થોનુ જ્યારે જ્ઞાન થાય ત્યારે ભેદ માલુમ પડે છે. અને એ પદાર્થોનો જ્યારે ભેદ માલુમ પડે ત્યારે જાત્યાદિનુ ગ્રહણુ થાય છે માટે આવા દોષરૂપ અન્યોન્યાશ્રયના આવા પડવાથી ભેદજ દુર્નિરૂપ ( નિરૂપી શકાતો નથી ) છે.

૧૪ ઘટપટાદિ બધાજ પદાર્થો જ્ઞાનના વિષય બને છે. તેઓનુ પ્રત્યક્ષ જ્ઞાનથી થાય છે માટેજ તે બધા જડ છે આવો એક સિદ્ધાત છે કે જે કોઇ પદાર્થ અન્યનો વિષય થતો હોય અથવા જેનુ ગ્રહણુ બીજાથી થતુ હોય તો તે વસ્તુ જડ છે જ્ઞાન કોઇનો વિષય નથી માટે તે જડ નથી, પણુ ચેતન તથા સ્વય - પ્રકાશ છે અનુભૂતિ, અનુભવ, જ્ઞાન, સવિત્ અને સત્ આ બધાં એકજ પદાર્થના જુદા જુદાં નામો છે તો હવે એ સિદ્ધ થયુ કે કોઈ અન્યનો વિષય ન હોવાથી, અજડ હોવાથી, ચેતન હોવાથી નિત્યને સત્ય હોવાથી અનુભૂતિ ( જ્ઞાન ) જ બ્રહ્મ છે. અને તે નિર્વિશેષ, નિર્ધર્મક છે તથા શુદ્ધ, બુદ્ધ, ને નિત્ય-મુકત છે અને એ નિર્વિશેષ બ્રહ્મથી જુદા જેટલા પદાર્થો છે તે બધાજ જડ અનિત્ય કે અસત્ય છે વધારે તો શુ, તે બધુ નિરૂ અજ્ઞાનજ છે જેમ જ્ઞાન પદાર્થ અનાદિ છે તેમ ' अहमज्ञ ' હુ અજ્ઞાની છુ ' આ અનુભવથી સિદ્ધ થયેલુ એક અજ્ઞાન પણુ અનાદિ પદાર્થ છે જ્ઞાનનો અભાવ અજ્ઞાન નથી પણુ જ્ઞાનથી વિરૂદ્ધ પદાર્થનેજ અજ્ઞાન કહે છે અહીં વિરોધાર્થમા ' नञ् ' છે જેમ અમિત્ર કઈ મિત્રનો અભાવ નથી, પણુ મિત્રથી વિરૂદ્ધ પદાર્થજ અમિત્ર કહેવાય છે જેમ ભૂતલથી જુદો અભાવ પદાર્થ કોઈ નથી એ વાત તો અમે પહેલા કરી આવ્યા છીએ, માટે અજ્ઞાન પણુ ભાવરૂપ અનાદિ સિદ્ધ પદાર્થ છે એ અજ્ઞાન સત્ કે અસત્ એ માથી એકે પ્રકારનુ ન હોવાથી અનિર્વચનીય છે,

અને એનેજ મિથ્યા કહે છે. અને તેજ ( અજ્ઞાન ) માયા, અવિદ્યા મલિનસત્ત્વ શુદ્ધસત્વ, વિગેરે વિગેરે અનેક નામોથી નિર્દેશાયું છે તે અજ્ઞાન બ્રહ્મસ્વરૂપ અનુભવનો તિરોભાવ કરે છે એ માટે જ્ઞાનને પોતામા 'હુ જ્ઞાતા છુ' સર્વજ્ઞ છુ, કર્તા છુ, ભોકતા છુ, અલ્પજ્ઞ છું, હુ સુખી તથા દુ:ખી છુ, વિગેરે અનેકાનેક ભ્રમો થવા લાગે છે માટેજ તે ( જ્ઞાન ) તે અવસ્થામા ઇશ્વર, ( શબલ ) જીવ, વિગેરે શબ્દોથી ઉલ્લેખાય છે વાસ્તવમા તો નથી તે જ્ઞાતા, નથી કર્તા નથી ભોકતા, નથી સર્વજ્ઞ, કે નથી 'अह' પ્રત્યયથી જાણી શકાતો અજ્ઞાનયુકત જ્ઞાનજ અહ પ્રત્યયવેદ્ય ('હુ પ્રતીતિજ્ઞેય ) વિગેરે છે અર્થાત્ 'હુ' આ સમજથી સમજાય છે વધારે તો શુ, પણ જ્ઞાતા, જ્ઞેય જગત્ બધુ ભ્રમમાત્રજ છે, વાસ્તવમા કઈ પણ બીજુ નથી 'नासदासीन्नो सदासीत्' ઇત્યાદિ પ્રમાણોથી તે અજ્ઞાન અનિર્વચનીય છે

૧૫ કહેવાની મતલબ એજ છે કે 'अह आत्मान जानामि' હુ મારા આત્માને જાણુ છુ' આ વાકયથી જે કઈ અહ રૂપ જ્ઞાતા આત્મરૂપ જ્ઞેય, અને 'जानामि' ઇત્યાકારક જ્ઞાન આ ત્રણ જુદા જુદા પદાર્થોની પ્રતીતિ થઇ રહી છે તે માત્ર અજ્ઞાનથીજ થઇ રહી છે જ્ઞાતા જ્ઞેય, 'अह' વિગેરે બધુ તે અજ્ઞાન અર્થાત વિવિધ વિક્ષેપ કરનારી માયાનુ (અજ્ઞાનનુ) જ કાર્ય છે 'अह जानामि' ઇત્યાદિમા જે કઇ આત્માનુ અહ વેદ્યપણુ અને જ્ઞાતાપણુ માલુમ પડે છે તે માત્ર શુક્તિખડ ( છીપ ) ને ચાંદી માની લેવાની માફક ભ્રમજ છે જ્ઞાનનું પોતે પોતામા કર્તૃપણુ યુકતજ નથી, કારણકે જ્ઞાનના કર્તાનેજ જ્ઞાતા કહેવામાં આવે છે ક્રિયા હમેશ આત્માથી અતિરિક્તમાજ થાય છે. ક્રિયા એક પ્રકારે વિકારજ

છે માટે તે ( ક્રિયા ) અચિદ્ગ્રથિરૂપ અહંકારમાજ રહે છે અહં-કારમા રહેલી વિકારસ્વરૂપ જ્ઞાનક્રિયાનુ કર્તાપણુ, સાક્ષી અને ચેતન માત્ર આત્મામા શી રીતે રહી શકે? ' अहं आत्मानं जानामि આ વાકયમા ' आत्मानं ' અહીં કર્મસજ્ઞા પણુ શુદ્ધ આત્મા અને અજ્ઞાનાવચ્છિન્ન આત્મા આવો ભેદ લઈને થાય છે. નહિં તો એકજ પદાર્થની[1] કર્મસજ્ઞા અને કર્તૃસજ્ઞા સગત થઈ શકતી નથી માટે શુદ્ધ આત્મા જ્ઞાતા નથી

૧૬ ' જેમ જ્ઞાનની અનુભૂત્તિ હમેશા છે, અર્થાત્ ગાઢ સુષુપ્તિ અને મૂર્છામાં પણુ સાક્ષી જ્ઞાન ઉપલબ્ધ થતુંજ રહે છે. તેમ ' अहं ' પદાર્થ, મૂર્છા અને સુષુપ્તિમા ઉપલબ્ધ થતો નથી. માટે ' अहं ' આત્મા નથી. બીજુ આત્મા અહંપ્રત્યયગોચર પણુ નથી. યદિ તે ( આત્મા ) અહંપત્યયનો ગોચર હોય તો તં જડ કહેવાશે કદાચ હઠાગ્રહથી આત્માને અહંપ્રત્યય-ગોચર અને કર્તા માનશો તો તેને પણુ દેહની માફક જડપણુ અને અનાત્મપણુ આવી નડશે. જેમ કે પ્રામાણિક લોકોનું માનવુ છે કે અહંપ્રત્યયગોચર અને કર્તાપણાથી પ્રસિદ્ધ શરી-રથી જુદોજ આત્મા સ્વર્ગાદિફલોનો ભોક્તા છે તેમજ કર્તાપ-ણાથી પ્રતીત થતો અને અહંપદથી જુદોજ સાક્ષી આત્મા કહેવાય છે સુષુપ્તિ અને મુર્છાથી ઉઠેલો માણુસ કહેવા લાગી પડે છે કે ' હુ એવો તો બેહોશ થઈ ગયો હતો કે હુ પોતાને પણુ જાણી શકયો નહિ ' હવે અગર સુષુપ્તિ અને મુર્છામા ' अहं ' પણુ થતુ

---

૧ બીજામા સમવાય સબધથી રહનારી ક્રિયાનુ ફ્લ જ્યા સપૂર્ણ થતુ હોય તેની કર્મસજ્ઞા થાય છે, જેમ ' चैत्रो ग्रामं गच्छति ' અહીં ચૈત્રની ક્રિયા ગ્રામમા સપૂર્ણ થઇ માટે ગ્રામમા દ્વિતીયા થઇ

હોય તો આમ કહી શકત નહિ કે 'હુ પોતાને ન જાણી શક્યો' પરતુ સુષુપ્તિ વિગેરે અવસ્થામા પણ ન જાણવાનુ સાક્ષી જ્ઞાન તો હાજરજ છે. માટે જ્ઞાનરૂપ આત્મા અહ પ્રત્યય ગોચર નથી પણ 'अह'થી જુદોજ સાક્ષી જ્ઞાનરૂપ આત્માજ બ્રહ્મ છે. નિત્ય છે, સત્ય છે અને તે સિવાય બીજુ બધુ જ ભ્રમમાત્ર છે 'अनृतेन हि प्रत्यूढा' 'तम आसीत्तमसा गूढमग्रे तस्मान्मायी सृजते विश्वमेतत्, मायां तु प्रकृतिं विद्यान्मायिन तु महेश्वरम्' વિગેરે શ્રુતિઓથી અને 'अहमज्ञ' આ અનુભવસિદ્ધ માયા, અવિદ્યા વિગેરે શબ્દોથી કહેવા યોગ્ય અનિર્વચનીય અજ્ઞાનજ 'अह' ભાવ, જ્ઞાતૃભાવ, જીવ, ઈશ્વર, તથા જગત્ ઈત્યાદિનુ કારણ છે અને એવો ભાવ થવાનેજ આત્માનો બધ કહે છે જ્યારે તેને 'विस्मृतकण्ठमणि' ન્યાયથી પોતાના સ્વસ્વરૂપનુ ભાન થાય છે અર્થાત્ 'अस्थूलमनणु, नेति नेति' વિગેરે ઉપનિષત્ના શ્રવણદ્વારા અજ્ઞાનની નિવૃત્તિ થાય છે ત્યારે તે મુક્ત કહેવાય છે ખરી રીતે તો બધ મોક્ષ વિગેરે વ્યવસ્થા પણ અજ્ઞાન માત્ર છે

१७ અહીં એક એવો પ્રશ્ન થઇ આવે છે કે 'सत्य ज्ञानमनत ब्रह्म' આ સ્વરૂપ લક્ષણ શ્રુતિમા તો સત્યજ્ઞાનાદિધર્મયુક્ત બ્રહ્મનુ નિરૂપણ છે અને આપ તેને નિર્ધર્મક કહો છો એ કેમ ઘટે?" તો એનો સરલ ઉત્તર એટલોજ છે કે કોઇ પણ પદાર્થનુ જ્ઞાન થવુ તે લક્ષણથી થાય છે અને લક્ષણનુ એ કામ છે કે તે લક્ષ્યથી[1] ઇતર બધા પદાર્થોને તેનાથી (લક્ષ્યથી) દુર રાખી લક્ષ્યમાત્રનેજ[2] બતાવે છે અહીં 'सत्य ज्ञानमनत' આ પણ જ્યારે બ્રહ્મનુ લક્ષણ છે તો જરૂર આ લક્ષણ વાક્યમા આવેલા

---

१ લક્ષ્યથી ભિન્ન २ જેનુ લક્ષણ કરવામા આવે તે

ત્રણે પદો બ્રહ્મથી અન્ય બધાંય પદાર્થોને દુર કરી કેવલ બ્રહ્મમાત્ર અર્થનુંજ ગ્રહણ કરાવે છે 'सत्य' આ પદ વિકારના સ્થાનરૂપ સમગ્ર અસત્ય પદાર્થોને દુર રાખી બધાથી વ્યાવૃત્ત (જુદુ) એક માત્ર બ્રહ્મનોજ બોધ કરાવે છે, અને 'ज्ञान' આ પદ અન્યાધીન-પ્રકાશ એટલે જેનો પ્રકાશ (જ્ઞાન) બીજાને અધીન છે એવા તથા બીજાનાં વિષય થનારા જડ પદાર્થોને દુર કરી જડ વસ્તુથી વ્યાવૃત્ત કેવલ બ્રહ્મનેજ નિર્દેશી રહ્યુ છે તથા 'अनन्त' આ પદ પણ દેશ, કાલ, અને વસ્તુથી પરિચ્છિન્ન થયેલા પદાર્થોને દુર કરી પરિચ્છિન્ન વસ્તુથી વ્યાવૃત્ત કેવલ બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે અને આવી રીતે અનેક પદો રહેવા છતાં પણ એક કેવલ બ્રહ્મનુજ નિરૂપણ કરવાથી ત્રણે પદોની એકાર્થપરતા (એક અર્થને બોધન કરવાપણુ) અથવા એકવાકયતા થઇ ચુકી. અગર અહીં એવી શંકા થઇ આવે કે જે તમો અહીં સત્યાદિપદોનો અસત્યાદિથી વ્યાવૃત્ત એવો અર્થ કરો છો તો અહીં 'व्यावृत्ति' શુ ભાવરૂપ ધર્મ છે કે અભાવ-રૂપ ધર્મ? બ ને પ્રકારે માનવામાં પણ બ્રહ્મ તો સધર્મકજ ઠરે છે' તો એનો ઉત્તર એ છે કે સત્યાદિવ્યાવૃત્તિ ન તો ભાવરૂપ છે કે ન તો અભાવરૂપ છે, પરંતુ તે માત્ર બ્રહ્મજ છે. જેમ શુકલ રંગનુ નિરૂપણ કરતી વખતે કોઇએ કહ્યુ કે તે કૃષ્ણાદિ બધાં રંગોથી વ્યાવૃત્ત છે તો અહીં તે વ્યાવૃત્તિ શુકલ રંગજ સમજાઈ આવે છે, એવીજ રીતે 'सत्यादि' પદોથી અન્ય વ્યાવૃત્તિ કોઈ ભાવ કે અભાવરૂપ નથી પરંતુ સકલ પદાર્થોથી જુદું બ્રહ્મજ સમજાય છે આવી રીતે સત્યાદિ ત્રણે પદો એક વસ્તુનુજ અન્ય સકલ પદાર્થોથી જુદાપણું દેખાડતા સાર્થક થાય છે, અને એકાર્થક બને છે અને આ યુક્તિથી પણ 'सत्य ज्ञानमनन्त ब्रह्म' વિગેરે શ્રુતિઓમાં નિર્વિશેષ, નિર્ધર્મક બ્રહ્મનુ જ નિરૂપણ છે.

શુ દ્રે ૬ ૧૦

## જબરો મોટો ઉત્તરપક્ષ

## બ્રહ્મ વિષયમાં કરેલી માયાવાદની કલ્પનાઓનુ ખડન.

૧૮ અમે આ ગ્રથના પૂર્વભાગમા યુક્તિઓનો ઉત્તર યુક્તિઓથી આપી એ સિદ્ધ કરી ચૂકયા છીએ કે માયાવાદનો સંપૂર્ણ ભાર [1] બુદ્ધિવાદ ઉપરજ છે અને બુદ્ધિવાદનો એ સ્વભાવ છે કે તે સુદર, મોહક તથા પ્રામાણિક જેવો લાગી આવે છે, પરતુ થોડો પણ વિચાર કરવાથી તેનો મુકાબલો શ્રુતિ, સ્મૃતિઓ સાથે કરવામા આવે તો તરત તે અપ્રામાણિક, અસત્ય અને ઇંદ્રજાલ જેવો જણાઇ આવશે માયાવાદીઓના આ ઉટના જેવા લાબા પૂર્વપક્ષની પણ એજ હાલત છે માયાવાદનો બધો પ્રયત્ન તો માત્ર શ્રુતિઓને મારી મચડી જેમ તેમ તેના કરેલા અર્થને પોતાની મનગઢત યુક્તિઓમા મેળવવા માટેજ પ્રારભાયો છે એ અમે આગળ સ્પષ્ટ રીતે જણાવીશુ પરતુ હાલ તો એઓની યુક્તિઓનીજ કિમત કરી દઇએ છીએ

૧૯ જે [2] લોકો એવુ કહે છે કે ' ચિત્ત શુદ્ધ થવા માટેજ ઉપાસનાર્થ સોપાધિક વા સધર્મક બ્રહ્મ માન્યુ છે.' તો તેઓને પુછવામા આવે છે કે ' નિર્વિશેષ શુદ્ધ બ્રહ્મ અને સોપાધિક બ્રહ્મ

---

૧ જે લોક એક વાતને યુક્તિ માત્રથી સિદ્ધ કરી અને પછી તેમા શ્રુતિઓને લગાવે છે તે બુદ્ધિવાદજ કહેવાય છે, કારણકે ત્યા યુક્તિઓનુ જ પ્રાધાન્ય છે અને જે લોક શ્રુતિશાસ્ત્રથી કોઇ વાતને સિદ્ધ કરી પછી તેને સમજાવવા માટે યુક્તિ પણ આપે તે બ્રહ્મવાદ છે. કારણ કે ત્યા કેવલ શાસ્ત્રનુ જ પ્રાધાન્ય છે

२ अत्र मिथ्यावादी प्रष्टव्य । जगत्कर्तृत्वेशितृत्वादिविशिष्टनिर्विशेषयोर्भेद मङ्गीकरोष्युताऽभेदम्–भेदपक्षेपि तात्विकमतात्विक वा । न तावदाद्य सर्वत्र

આ બ નેનો પરસ્પર ભેદ છે કે અભેદ ? અર્થાત્ કર્તૃત્વ ભોક્તૃત્વ ધર્મવિશિષ્ટ શબલ બ્રહ્મ અને યાવદ્ ધર્મશૂન્ય નિર્વિશેષ બ્રહ્મ એ બને બીલકુલ અગ્નિ અને જલની માફક જુદા છે અથવા એક છે? અગર ' જુદા છે, એમ કહો તો પણ શું કોઇ ઉપાધિને કારણે બ નેનો ભેદ માનો છો કે વાસ્તવમાજ જુદા છે? વાસ્તવમા જુદા છે એ તો કહી શકાય નહિ, કારણ કે બ નેનો વાસ્તવ ભેદ માનશો તો અદ્વૈતની ઠેકાણે દ્વૈતાપત્તિ થઈ જશે, અને 'सर्वत्र प्रसिद्धोपदेशात्' આ વ્યાસસૂત્રનો પણ વિરોધ આવી નડશે વેદાંતસૂત્રો, વ્યાસસૂત્રો, અથવા ઉત્તરમીમાંસાસૂત્રો, એ ફક્ત મ દ અને મધ્યમાધિકારી-ઓને પરસ્પર વિરૂદ્ધ ભાસતી શ્રુતિઓનો વિરોધ અને સ દેહને

प्रसिद्धोपदेशादित्यधिकरणविरोधात्, इत्यादि । न द्वितीय सत्‌राधि•कृत एव सभवति, घटादिकृत इवाकाशस्य । प्रकृते तादश उपाधिः क । मायैवोपाधि स्वाऽनादिरेवेतिपक्षस्त्वसगत एव इत्यादि । सदेव सोम्येदमग्र आसीदिति श्रुति-विरोधश्च । किंच त्वन्मतेऽप्युपहितस्योपाध्यधीनतया स्वातन्त्र्याभावात्कर्तृत्वाऽनुपपत्ति । मवेद्वा उपाधावेव स्यात्तदुपहिते, घटक्रियेव एवमस्त्विति चेन्न, ' यतो वा इमानि भूतानि ' ' आनन्दाद्ध्येव खल्विमानि भूतानि ' ' सन्मूला. सोम्येमा. इत्यादिश्रुतिस्मृतिन्यायव्याकोपात् इत्यादि । विशेषाणामविद्याकल्पितत्व वदन्वादी प्रष्टव्य , का सा अविद्या, जीवगता ब्रह्मगता वा यत्कल्पिता विशेषा नतावदाद्य । तस्या ब्रह्मगतधर्मकल्पने सामर्थ्याभावात् । कल्पना हि शुद्धब्रह्मणि वाच्या । तादशस्य मनोवचसोरप्यविषयत्वेनाधिष्ठानज्ञानाभावाज्जीवस्य तस्या –सबधस्तु दूर-तर । पराचि खानीत्यनेनाविद्यासबधीन्द्रियाणामविषय इत्युक्त्वा तद्रहितेन्द्रिय विषयत्व ' कश्चिद्धीर प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ' इत्यनेन निरूप्यते इत्यादि । वस्तुतस्तु ब्रह्मधर्मा सर्वे एवानागन्तुका एव यतो नित्या । श्रुत्या तथैव निरूपणात् । ' न तस्य कार्यं करण च विद्यते ' तत्सबधि यत्किंचित्कार्यं अन्य नास्ति किन्त्वनन्यमेव । किंच तस्येतिषष्ठ्या भेदो निरूप्यते । तथाच जीववत्स्वरूपातिरिक्तज्ञानक्रियादिषु करणमिन्द्रियादिकमपि तस्य नास्ति । आनन्दमात्रकरपादमुखोदरादित्वात् । इत्यादि । विद्वन्मण्डनम्

દૂર કરવા ખાતરજ રચાયા છે તો હવે ઉક્તસૂત્ર પણ છાદોગ્યો-પનિષત્‌ના પંચમ પ્રપાઠકના 'स क्रतुं कुर्वीत मनोमय प्राणशरीर' ઇત્યાદિ વાક્યોનો સંદેહ દૂર કરવાને માટેજ પ્રવૃત્ત થયુ છે અહીં (શ્રુતિમા) 'मनोमय' અને प्राणशरीर 'આ ઉભયપદો હોવાથી એ સંદેહ ઉદ્ભવે છે કે આ વાકયમા ઉપાસના કરવા યોગ્ય જીવ છે કે બ્રહ્મ? પૂર્વપક્ષી કહે છે કે શ્રુતિમા 'मनोमय અને प्राणशरीर' આ બે પદો હોવાથી જીવજ ઉપાસના કરવા યોગ્ય છે, તો એના ઉત્તરમા વેદવ્યાસજી વદે છે કે 'સર્વ વેદાતોમાં મનોમય, પ્રાણશરીર, સર્વાન્તર્યામીસ્વરૂપ એક બ્રહ્મજ પ્રસિદ્ધ છે, અને તેનીજ મનનદ્વારા ઉપાસના કરવા માટે ઉપદેશ કર્યો છે 'मनोमय અને प्राणशरीर' આ પદોનો એવો અર્થ છે, કે જે વિશુદ્ધ મનથી ગ્રહણ કરાય અને પ્રાણોનો આધાર અથવા નિયતા કે આનદમય વિગ્રહછે હવે અગર ઉપાસ્ય (ઔપાધિક શબલબ્રહ્મ) બ્રહ્મ અને નિર્વિશેષનો પરસ્પર વાસ્તવ ભેદ માનશો તો આ વ્યાસસૂત્રનો સ્પષ્ટ વિરોધ આવશે. કારણ કે આ સૂત્રમાં પ્રસિદ્ધ એક બ્રહ્મનેજ ઉપાસ્ય કહ્યુ છે અને તમે ઉપાસ્યને જુદું માનો છો માટે શુદ્ધબ્રહ્મમા અને ઔપાધિક શબલ બ્રહ્મમા વાસ્તવભેદ માની શક્તા નથી અગર અવાસ્તવ ભેદ માની ઉપાધિવશ બ નેનો પરસ્પર ભેદ માનો તો પણ ઠીક નહિ 'જેમ આકાશ એક છે તોપણ ઘટાકાશ, મઠાકાશ, વિગેરે ઔપાધિક ભેદો ગણાય છે તેમ બંને બ્રહ્મનો ઔપાધિક ભેદ અર્થાત્ ઉપાધિકૃત ભેદ માનો તોપણ એવો પ્રશ્ન થઇ આવે છે કે તે અન્યોન્યથી એક બીજાનો ભેદ કરાવનારી ઉપાધિ કોણ છે? અને તે ઉપાધિનુ ગ્રહણ કરવાની બ્રહ્મને જરૂર પણ શી પડી છે? અગર અનાદિ માયાજ ભેદનુ કારણ છે' એમ કહો તો પણ યુક્ત નથી.

કારણ કે એક માયા અને બીજું બ્રહ્મ ' આમ સ્પષ્ટ દ્વૈતતા આવી પડે છે આ વાત અમે પૂર્વભાગમાં સિદ્ધ કરી આવ્યા છીએ. બીજુ ઉપાધિથી ભેદ માનવામા 'सदेव सौम्येदमग्रआसीत्' આ શ્રુતિનો વિરોધ પણ ઉભોજ છે માયા વિગેરેને અસત્ય માની અગર અદ્વૈત કરવા ચાહતા હોવ તો તેનુ ખડન આગળ જઈ કરીશુ सदेवसौम्येदम् ' આ શ્રુતિમા સૃષ્ટિની પહેલા અન્યની સત્તાનો નિષેધ કરી માત્ર એક બ્રહ્મની સત્તા સ્થાપી છે 'सोऽनु वीक्ष्य नान्यदात्मनोऽपश्यत्' અર્થાત્ 'પરમાત્માએ ચારે તરફ નજર નાંખી જોયુ તો તેણે પોતાને છોડી બીજુ કાઇપણ ન ભાળ્યુ" આ શ્રુતિ પણ સૃષ્ટિની પહેલા બ્રહ્મ સિવાય બીજાની સત્તાનો સ્પષ્ટ રીતે નિષેધ કરી રહી છે હવે અગર શુદ્ધ અને શબલ બ્રહ્મમાં કોઈ ઉપાધિને કારણે પરસ્પર ભેદ માનશો તો સૃષ્ટિની પૂર્વમા એક માયારૂપ ઉપાધિ પણ અવશ્ય માનવી જોઇશે તો પછી ઉક્ત શ્રુતિનો વિરોધ સ્પષ્ટજ ઝલકી ઉઠે છે ખરી રીતે તો માયાવાદમા 'जीव ईशो' આ પ્રતિજ્ઞા મુજબ છ વસ્તુઓને અનાદિ માની છે. વાસ્તે ખુલ્લી રીતે દ્વૈતપણુ તથા ઉક્ત શ્રુતિઓનો વિરોધ વ્હોરી લીધો છે

૨૦ અ ત કરણ, અવિદ્યા, અથવા માયારૂપ ઉપાધિયુક્ત શબલ બ્રહ્મનુ કર્તાપણુ તથા ભોક્તાપણુ માનવુ પણ સિદ્ધ થતું નથી કેમ કે કર્તા હમેશા સ્વત ત્ર હોય છે, પર તુ માયાવાદીલોક માયાને વશ થઇ બ્રહ્મ કર્તા છે' એમ કહે છે માટે પરત ત્રનુ કર્તૃત્વ પણ સિદ્ધ થતુ નથી કારણ કે સોપાધિક બ્રહ્મ ઉપાધિને અધીન છે. કદાચ 'રાજા અને સિપાઈનુ દૃષ્ટાત લઇ કહો કે યદ્યપિ રાજા અને સિપાઇ પરસ્પર એક બીજાની અપેક્ષા રાખતા છતા પણ કર્તા છેજ, ' તો પણ કામ સરતુ નથી કારણ કે આમ માનવામા

તો કર્તૃત્વ ઉપાધિમા રહેશે જેમ કોઇ મનુષ્ય ઘટને લઇ જતો તો હોય તો ત્યા ચલનક્રિયા આકાશમાં નથી પરંતુ ઘટમાજ થઇ રહી છે આકાશ તો નિષ્ક્રિય તથા વ્યાપક છે, માટે ત્યાંજ રહી જાય છે કિંતુ ઘટમાત્રમાજ ક્રિયા થાય છે આવી રીતે ઉપાધિયુક્તને કર્તા માનવામા તે કર્તૃત્વ ઉપાધિમા રહેશે, પણ કંઈ બ્રહ્મમા આવી શકવાનુ નથી માટે 'સોપાધિ બ્રહ્મ કર્તા છે' એ પણ કહી શકતા નથી કદાચ કહો કે ભલે ઉપાધિજ કર્તા રહો, તો પછી यतो वा इमानि भूतानि जायन्ते '' सन्मूला सौम्येमा प्रजा प्रजायन्ते ''आनदाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते' વિગેરે અનેક શ્રુતિઓનો વિરોધ આવી પડશે, અને ઉપાધિનેજ કર્તા માનવાથી અર્થાત્ અંતઃકરણ, માયા, અવિદ્યા, અથવા બધા અચેતન પદાર્થોને કર્તા માનવાથી પત્થર, ભીંત વિગેરેને પણ કર્તા માનવા જોઈએ તો એ મોટી પંચાયત આવી પડશે અને આથીજ 'બ્રહ્મમા કર્તૃત્વાદિ આરોપિત છે આ પક્ષ પણ સમાલોચિત સમજો, કારણ કે જ્યારે કૂવામાજ જલ નથી તો પછી લોટામા કયાથી આવવાનુ ? અર્થાત્ જ્યારે પ્રકૃતિ કે ઉપાધિમાજ કર્તૃત્વ નથી તો તેનો આરોપ તો બ્રહ્મમા કરાયજ કયાથી? અગર કહો કે અમે કેવલ ઉપાધિને કર્તા કહેતા નથી, પરંતુ ઉપાધિના સંબંધથી 'અકર્તા પણ બ્રહ્મ કર્તા થઇ જાય છે' આમ કહીએ છીએ, તો વાહ ભાઈ!' તમે ખુબ કહ્યુ, પણ તે બધુ વગર વિચારેજ કહી નાખ્યુ કારણ કે ઉપાધિ સંબંધથી જ્યારે અકર્તા પણ કર્તા થઇ જાયછે, તો પછી સ્રી સંપર્કથી નપુંસક પણ આપના મતમાં પુત્ર પેદા કરનાર થઇ જવો જોઇએ વાહ યુક્તિ તો ખુબ પ્રતિષ્ઠા કમાવનારી શોધી કાઢી !!!

૨૧ 'બ્રહ્મમા વિશેષો અથવા તો સર્વ વિકારાદિ ઉપાસનાને

માટેજ અવિદ્યાથી કલ્પાયેલા છે આ તેઓની કલ્પના પણ એક છલ જેવીજ તરી આવે છે. કારણ કે અહીં એ પ્રશ્ન થઈ આવે છે કે જેથી બ્રહ્મધર્મોની કલ્પના થાય છે તે કલ્પનાકારણ માયા અથવા અવિદ્યા જીવમા છે કે બ્રહ્મમા? 'અવિદ્યા જીવમા રહી બ્રહ્મધર્મોની કલ્પના કરે છે' આ ઉત્તર તો તદ્દનજ અસ ગત છે કારણકે હમેશાં દૃશ્ય અને અનુભૂત પદાર્થોમાંજ કલ્પના થાય છે પર તુ આપના મતમા તો બ્રહ્મ, મન, વચન, અને નેત્રાદિથી પણ અતીત છે, અર્થાત્ અદૃશ્ય અચિ ત્ય, અને અવાચ્ય છે તો પછી આવા ઉપયુક્ત બ્રહ્મમા, જીવગત અવિદ્યા ધર્મોની કે વિશેષોની કલ્પના શી રીતે કરી શકે? અને એ વાત ઠીક પણ છે, કારણકે 'पराचि खानि' અર્થાત્ બ્રહ્મદર્શનમા અવિદ્યાના સ બ ધવાળી સર્વ ઈંદ્રિયો અસમર્થ છે.' આ શ્રુતિદ્વારા બ્રહ્મને અવિદ્યાવાળી ઈંદ્રિયોનો અવિષય કહી 'कश्चिद्धीर'प्रत्यगात्मानमैक्षत्' ज्ञानप्र सादेन विशुद्धसत्त्वस्ततस्तु त पश्यते निष्कल ध्यायमान ' ઇત્યાદિ શ્રુતિઓ તથા 'यद्विपश्यन्ति मुनयो गुणापाये समाहिता' ' વિગેરે સ્મૃતિઓ દ્વારા પણ એવુંજ કહેવાયું છે કે 'જ્ઞાનીની અવિદ્યા-રહિત ઈંદ્રિયો બ્રહ્મનું દર્શન કરી શકે છે. તો હવે એ સિધ્ધ થઈ ચૂકયુ કે જ્યારે અવિદ્યાવાળી ઇંદ્રિયો ત્યાં (બ્રહ્મમા) પહોચી પણ શકતી નથી તો પછી જીવગત અવિદ્યા બ્રહ્મમા ધર્મોની કલ્પના કરે છે' આ પક્ષ પણ અસ ગતજ થઇ ગયો છે કદાચ કહો કે 'તે વખતે થોડી અવિદ્યા છે, એથી તો દ્રષ્ટા અને દૃશ્ય આવુ દ્વૈત બની રહ્યું છે' તો પણ ઠીક નહિ કારણ કે પ્રાય બધાના મતમાં વિશેષે કરી આપના મતમાજ જ્ઞાન થયા બાદ અવિદ્યાનો સમૂલ નાશ માન્યો છે અને 'कश्चिद्व धीर.' 'तमेव विदित्वाति मृत्युमेति'' 'यद्वि पश्यन्ति' વિગેરે વચનોમા 'धीर' अतिमृत्युमेति

'गुणापाये' ઇત્યાદિ શબ્દોથી પુરૂષનું જ્ઞાન થયા બાદ અવિદ્યા સત્તાનો સ્પષ્ટ રીતે નિષેધ કર્યો છે માટે જીવગત અવિદ્યા, બ્રહ્મમા ધર્મોની કલ્પના કરે છે' આ વાત તદ્દનજ અસંગત ઠરેછે

૨૨ વાસ્તવમા તો બ્રહ્મના સર્વ ધર્મો, આકારાદિ સર્વ વિશેષો અનાગ તુક છે એટલે સ્વાભાવિક છે, અને બ્રહ્મથી અભિન્ન પણ છે આ વાત શ્રુતિમાજ કહી છે

न तस्य कार्यं करण च विद्यते
न तत्समश्चाप्यधिकश्च दृश्यते ॥
परास्य शक्तिर्विविधैव श्रूयते
स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥

અર્થાત્, તે બ્રહ્મને કાઇ પણ કર્તવ્ય કરવાનુ બાકી નથી. અને જીવની માફક સ્વરૂપથી ભિન્ન ઇંદ્રિય, આકારાદિ પણ નથી અને તેના જેવો તથા તેનાથી અધિક પણ કોઇ નથી. આ બ્રહ્મની સ્વાભાવિક, જ્ઞાન, બલ, ક્રિયા વિગેરે અનેક પ્રકારની વિચિત્ર શક્તિઓ છે તો આ શ્રુતિથી એ સિધ્ધ થયુ કે બ્રહ્મના ધર્મો આકાર તથા શક્તિઓ, બધાં સ્વરૂપાત્મક છે અને સ્વાભાવિક છે અને બ્રહ્મ સધર્મક છે બીજુ જે માયાવાદીઓ तत्त्वमसि श्वेतकेतो' અહીં 'जहदजहल्लक्षणा' કરે છે, તે પણ પૂર્વોક્ત શ્રુતિવાકયોથીજ ખડિત સમજી લેવુ, કારણકે 'हेयोपादेय' ભાગ વગર લક્ષણા થઇ શકતી નથી અર્થાત્ ઉક્ત લક્ષણા ત્યા થઇ શકે છે કે જ્યા કાઇક ભાગ ગ્રાહ્ય અને કાઇક અ શ ત્યાજ્ય હોય છે. અને અહીં તો બ્રહ્મના સ્વાભાવિક ધર્મો હેય (ત્યાજ્ય) થઇ શકતાજ નથી.

૨૩ યદ્યપિ અમે પ્રથમ ભાગમા 'तत्त्वमसि' વાક્યમાં લક્ષણાનું ખંડન કરી ચૂકયા છીએ છતા પણ પ્રસંગ આવી પડવાથી થોડીક અવશિષ્ટ વાત અહીં કહી દઇએ છીએ પ્રાયઃ સર્વ શાસ્ત્રોમા 'जहल्लक्षणा, अजहल्लक्षणा, અને जहदजहल्लक्षणा' આ ત્રણુ લક્ષણાઓ સ્વીકારી છે જ્યા શકય (અક્ષરોથીજ નિકળતો) અર્થનો ત્યાગ કરવો પડે છે તેને 'जहल्लक्षणा' કહે છે જેમ 'गगायां घोष' અર્થાત્ 'પ્રવાહમા ગોશાલા' અહીં પ્રયોજન અનુપપન્નં હોવાથી પ્રવાહમા ગંગા પદનો શકયાર્થ ત્યજવો પડે છે, માટેજ એને 'जहल्लक्षणा' કહે છે. तत्त्वमसि' શ્રુતિમાં 'तत्' પદનો સર્વજ્ઞ વિગેરે અર્થ છે અને 'त्व' પદનો અલ્પજ્ઞ ઇત્યાદિ અર્થ છે. હવે અગર અહીં સર્વજ્ઞાદિ અર્થનો પરિત્યાગ કરવામાં આવે તો પછી બ્રહ્મને અલ્પજ્ઞ, અસત્ય, અજ્ઞાન, તથા દુંખસ્વરૂપ માનવુ પડશે. માટે ઉક્ત શ્રુતિમા જહલ્લક્ષણા થઈ શકતી નથી. જ્યા શકયાર્થનો ત્યાગ ન કરવો પડે તેને 'अजहल्लक्षणा' કહે છે અને એ લક્ષણા પણ અહીં સંભવી શકતી નથી કારણ કે 'तत्' પદના સત્યજ્ઞાનાનંદ અર્થોનો ત્યાગ ન કરવાથી ધર્મ અને ધર્મી મળી તમારા મતમા દ્વૈતાપત્તિ આવી પડશે જે દ્વૈત ત્હમને તો ઝેરના જેવું લાગે છે જ્યા હેય અને ઉપાદેય ભાગ હોય છે ત્યાં ત્રીજી લક્ષણાનો વિષય છે અર્થાત્ જ્યા કેટલોક ભાગ ત્યજી દેવામાં આવે છે, અને કેટલોક ગ્રહણ કરાય છે તે 'जहदजहल्लक्षणा' કહે છે, જેમ 'सोऽयदेवदत्त પરંતુ 'तत्त्वमसि सत्य ज्ञानमानद' વિગેરે સ્થલોમાં સર્વજ્ઞત્વ, સત્ય, જ્ઞાન, આનંદ અને કતૃત્વ વિગેરે શકયાર્થનો પરિત્યાગ કરી શક્તા નથી કારણ કે એ બધા બ્રહ્મમા સ્વાભાવિક છે, તેઓનો ત્યાગ કદાપિ થઇ શકતો નથી. 'य सर्वज्ञ सर्वशक्ति' सत्यकाम सत्यसकल्प 'स्वाभाविकी ज्ञान-

बलाक्रेशा च '' अविनाशी वा अरे अयमात्मा अनुच्छित्तिधर्मा ' ઇત્યાદિ વેદવાકયોમા બ્રહ્મને સ્વાભાવિક નિત્યધર્મોથી યુક્તજ કહ્યું છે માટે થોડોપણ હેયોપાદેય ભાગ ન હોવાથી લક્ષણા થઇ શકતી નથી લોકમા કોઈ એક સ્વાભાવિક શક્તિનો કોઈ મજબુત યુક્તિથીએ પણ નિષેધ થઇ શકતો નથી. વાયુ, જલ, અને અગ્નિનો સ્પર્શ તથા દાહધર્મનો કોઇપણ ડાહ્યો, તર્કકુશલ, પુરૂષ નિષેધ કરી શકતો નથી

૨૪ લક્ષણા માનવામા વિશેષ વિરોધ તો એ આવે છે કે જ્યાં કોઇપણ પ્રકારનો સબધ હોય ત્યાજ લક્ષણા થઇ શકે છે પરતુ માયાવાદસમત નિર્વિશેષ બ્રહ્મમા તો કોઇપણ પ્રકારનો સબધ ન હોવાથી કલ્પનાની કલ્પના પણ ભ્રમમાત્ર છે અગર કહો કે 'શાખાચદ્ર' ન્યાયની માફક કલ્પિત સબધ માનીને પણ લક્ષણા થઇ શકે છે' તો પણ ઠીક નથી. કારણ કે દૃષ્ટાત અને દાર્ષ્ટાંત બને મળતા જુગતા આવતા નથી એક બીજાને સબધી કહેવડાવનાર શાખા અને ચંદ્ર બને દૃશ્ય છે, અર્થાત્ પ્રત્યક્ષપ્રમાણ-ગોચર છે, સવિશેષ છે પરતુ નિર્વિશેષ, અસત્તુલ્ય, અદૃશ્ય બ્રહ્મમા સબધની કલ્પના અને લક્ષણા થવી અસભવિત છે કોઇ પણ પ્રજ્ઞ પુરૂષ શશશ્રૃગ જેવી વસ્તુમા કોઇ કલ્પના કરતો નથી વધારે તો શુ, જ્યા વાચ્યત્વધર્મ હોય છે ત્યાજ લક્ષણા થાય છે અને પ્રકૃતમા તો બ્રહ્મ નિર્ધર્મક છે એટલે વાચ્યત્વધર્મ ન હોવાથી ત્યા લક્ષણા માનવી એ પણ માત્ર પોતાનો વિવેકાભાવજ પ્રકટ કરવા બરોબર છે અદ્વૈતાભિમાનીઓને એટલુજ પૂછવામા આવે છે કે આપ सत्य ज्ञानमनन्त ब्रह्म' આ સ્વરૂપનિરૂપક શ્રુતિના सत्यादि પદોને બ્રહ્મના સ્વરૂપવાચક માનો છો કે ગુણવાચક ? અગર સ્વરૂપવાચક માનો તો સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અને અન-

તસ્વરૂપ, આવી રીતે ત્રિવિધ બ્રહ્મ થઇ જવાથી અદ્વૈતમતનો ભ ગ થઈ જાય છે અને સત્યાદિ પદોથી કહેવા યોગ્ય હોવાથી બ્રહ્મને પણુ સવિશેષ માનવુ પડશે, જે સવિશેષ આપને તદ્દન અનિષ્ટ છે અગર કહો કે સત્યાદિ પદો બ્રહ્મના ગુણુવાચક છે તોપણ અનિષ્ટાપત્તિ તો જેવીને તેવીજ ગળે બાઝવાની, કારણુ કે ગુણી વિના ગુણો રહી શકતા નથી. માટે ગુણોથી કોઇ જુદુ સ્વરૂપ અવશ્ય માનવુ જોઇશે એ માટે 'तत्त्वमसि' 'सत्य ज्ञान' વિગેરે શ્રુતિઓમા લક્ષણુા માનવી પણુ માત્ર અવિવેકથીજ મધુર લાગે છે યદિ કહો કે આવા રીતે અહીં અમે લક્ષણુા માનતા નથી, પર તુ અન્ય પ્રકારે માનીએ છીએ સત્યાદિ શ્રુતિમા સત્યાદિ પદો અસત્યાદિવ્યાવર્તક છે અર્થાત્ બ્રહ્મના સત્યાદિ વિશેષણો બ્રહ્મમા અસત્યાભાવ, જડાભાવ, અને દુ ખાભાવનુ નિરૂપણુ કરે છે, પણુ કઇ સત્યાદિ વિશેષોનુ નિરૂપણુ કરતા નથી' પર તુ આવુ માનવાથીએ પણુ દોષમુક્તિ થતી નથી પ્રથમ તો 'બ્રહ્મ અસત્યભાવવાળુ છે' આ વિશેષતા જેવીને તેવીજ બની રહી અને કદાચ 'अस्तु' ન્યાયથી માની પણુ લઈએ કે 'બ્રહ્મ સવિશેષ ન થયુ' તોપણુ એક બીજો પ્રશ્ન તો ઉદ્ભવીજ નીકળે છે કે આવી રીતે પણુ ઉક્તશ્રુતિથી બ્રહ્મ કથન કરવા યોગ્ય છે કે નહિ ? અગર 'બ્રહ્મ વાચ્ય છે' ( કથવા યોગ્ય ) આમ કહો તો સવિશેષતા છૂટતી નથી, અને કદાચ કહો કે 'બ્રહ્મવાક્યગોચર નથી' તો પછી બ્રહ્મ અનિર્વચનીય ઠર્યુ, અને અનિર્વચનીયને આપ લોકો મિથ્યા માનોછો તો હવે આપના મતમા બ્રહ્મને પણુ મિથ્યાજ માનવુ પડશે માટે 'બ્રહ્મ નિર્વિશેષ, નિર્ધર્મક છે' આ પક્ષ તો તદ્દનજ પરિહાસને પાત્ર છે અહીં આવી રીતે અનુમાન પણુ થઈ શકે છે–'બ્રહ્મ મિથ્યા છે,

અનિર્વચનીય હોવાથી જે જે અનિર્વચનીય છે તે તે મિથ્યા છે. જેમ ત્હમારા મતમાં માયા

## માયાવાદમાં માનેલા અનુભૂતિપક્ષનુ ખડન

૨૫ અનુભૂતિને નિર્વિશેષ સિદ્ધ કરીને બ્રહ્મને પણ નિર્વિશેષ સિધ્ધ કરવું એ પણ અ ધની લાકડી જન્માધના હાથમાં આપવા બરોબર છે કારણ કે પ્રથમ અનુભૂતિજ નિર્વિશેષ સિધ્ધ થતી નથી, તોપછી તેનાથી પરબ્રહ્મને પણ નિર્વિશેષ સિધ્ધ કરવા મથવુ એ તો આકાશ કુસુમો લઇ તેઓ વડે માળાની સિદ્ધિ કરવા જેવુ છે જે લોકો નિર્વિશેષ વસ્તુને માનવામા હઠાગ્રહ કરે છે તો તેઓના મતમા નિર્વિશેષ વસ્તુને સિધ્ધ કરવામા કોઈપણ પ્રમાણ નથી કારણ કે પ્રમાણમાત્ર, કોઇએક વિશેષથી યુક્તજ વસ્તુનો બોધ કરાવી શકે છે શશશૃ ગ, અથવા આકાશ કુસુમ સર્વ વિશેષોથી રહિત છે માટે તેની સિધ્ધિમા કોઈપણ પ્રમાણ અર્થબોધક નથી, અર્થાત્ પ્રત્યક્ષાદિ પ્રમાણો નિર્વિશેષ શશશૃ ગાદિનું નિરૂપણ કરી શકતાજ નથી એવી રીતે અગર અનુભૂતિ અથવા બ્રહ્મ નિર્વિશેષ છે તો એવા બ્રહ્મમા કોઇપણ પ્રમાણનો પ્રવેશ થઇ શકતો નથી જ્યારે કોઇપણ પ્રમાણ બ્રહ્મનુ નિરૂપણ કરી શકતુ નથી તો પછી બ્રહ્મની સત્તામાજ સ દેહ રહયો. કારણ કે એવી એક રીત છે કે જે વસ્તુ કોઈપણ પ્રમાણથી નક્કી ન કરાતી હોય તો જરૂર તે વસ્તુની સત્તામા પણ સ દેહ રહયો છે. કદાચ કહો કે ' અનુભૂતિ સ્વાનુભવસિધ્ધ છે, તેને કોઈપણ પ્રમાણની આવશ્યકતા નથી ' તો આ કથન પણ એક પ્રકારે માથુ દુ ખવાની બીમારીજ થઇ કહેવાય કે જેમા સાચા ખોટાપણાની પરીક્ષા કરવીજ કઠિણ થઈ પડે છે, અથવા કુલડીનો ગોળ સમજો.

વાસ્તવમાં તો અનુભવ માત્ર 'इदत्त्वादि' કોઇ પણ વિશેષોથીજ યુક્ત હોય છે 'इदमहमदर्शम्' 'આ મેં જોયું' વિગેરે સ્થલોમા અનુભવ સવિશેષજ થાય છે. અગર પૂર્વોક્ત વ્યાવૃત્તિવાળી યુક્તિથી અનુભૂતિને નિર્વિશેષ સિધ્ધ કરવા ચાહો તો પણ કહેવું પડશે કે અન્ય વિશેષ કે ધર્મોની વ્યાવૃત્તિ, અથવા નિરાસપણું કોઇ વિશેષયુક્ત વસ્તુથીજ થઇ શકે છે, પણ કઇ નિર્વિશેષથી થતી નથી નિર્વિશેષથી અન્ય વ્યાવૃત્તિ તો દૂર રહી પણ પહેલાં તેની સત્તામાજ સદેહ રહયો છે 'બધાંનો નિષેધ કરતા કરતાં જે બચી જાય તે બ્રહ્મ છે' આમ કહો તો પણ સદેહ તો જેવોને તેવોજ ઉભો રહયો, વસ્તુ નિશ્ચય તો કોઇ પણ પ્રકારે ન થયો

૨૬ અમને જિજ્ઞાસા થાય છે કે વિશેષ અથવા ધર્મોનુ ન રહેવુ એ બ્રહ્મનો સ્વભાવ વાસ્તવ છે કે નહિ? અગર કહો કે વાસ્તવ છે તો પછી જે બ્રહ્મના ધર્મોનો ન રહેવાનો સ્વભાવ નિત્ય છે, તો પછી તેને નિર્ધર્મક અથવા નિર્વિશેષ કહેવુ ખરેખરી ભૂલ છે. કારણ કે જે સ્વભાવ તેનો તેમાં રહે છે તે પણ તો એક ધર્મજ છે ઠીક. આગળ ચાલો ભલા, જરા કહો તો ખરા કે નિર્વિશેષ બ્રહ્મનુ જ્ઞાન પ્રત્યક્ષ અથવા અનુભવથી થાય છે કે નહિં? અને જે અનુભવથી જ્ઞાન થાય છે તે અનુભવ બ્રહ્મનો પોતાનો છે કે બીજાનો? કદાચ કહો કે બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષાદિથી થાય છે તો પછી જેટલી બ્રહ્મનિરૂપણ કરનારી શ્રુતિઓ છે તે બધી એકજ વાતને કથન કરવાવાળી હોવાથી આપના મતમા અપ્રમાણ થઇ જશે અને અગર કહો કે બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષાદિથી થતુ નથી તો પછી શૂન્યવાદી અને આપ બને સગા સહોદર ભાઇઓ થયાં, કારણ કે શબ્દ તો નિર્વિશેષ વસ્તુનો બોધ કરાવી શકતો નથી એ અમે પહેલાં કહી આવ્યા છીએ.

૨૭ 'બ્રહ્મને પોતાના અનુભવથીજ પોતાનુ જ્ઞાન થાયછે' એ પણ કહી શકતા નથી કારણ કે પોતામા પોતાનુ કર્મત્વ અને કર્તૃત્વ થઈ શકતુ નથી એ આપજ કહી આવ્યા છો. કદાચ કહો કે તેનુ જ્ઞાન બીજાના અનુભવથી થાય છે' તો પણ આપના મત-પ્રમાણે અન્યનો વિષય થઇ જવાથી તે ( બ્રહ્મ ) જડ કહેવાશે

૨૮ શબ્દ તો વિશેષે કરીને સવિશેષ વસ્તુનુજ નિરૂપણ કરી શકે છે કારણ કે તેની પ્રવૃત્તિ પદ વાકય, અને સ બ ધદ્વારા થાય છે યદિ જ્ઞેય વસ્તુમા કોઇ સ બ ધ વિશેષ ન હોય તો પછી શબ્દથી તેનુ જ્ઞાન થઇ શકતુ નથી પ્રકૃતિ તથા પ્રત્યયના યોગનેજ પદ કહે છે. પ્રકૃતિ અને પ્રત્યયનો અર્થ બદલાઈ જવાથી પદજ કોઇ વિશિષ્ટાર્થનુ પ્રતિપાદન કરવા લાગેછે. જ્યારે અર્થનો ભેદ હોય છે ત્યારેજ પદોનો પણ ભેદ હોય છે, પરંતુ વાચ્યવસ્તુના બદલાઇ જવાથી શબ્દ અને અર્થ બ ને બદલાઇ જાય છે એ અનુભવસિધ્ધ છે, માટે 'राम' વિગેરે પદો પણ કોઇ વિશેષયુક્ત વસ્તુનુ જ નિરૂપણ કરી શકે છે, પણ નિર્વિશેષ વસ્તુનુ નહિ પદોના સમૂહને વાકય કહે છે વાકય પણ પદાર્થોના સ બંધ વિશેષનેજ કહેવાવાળુ છે માટે તે પણ કોઇ સ બ ધાદિ વિશેષોથી રહિત વસ્તુને કહેતુ નથી, પર તુ સવિશેષ વસ્તુનુ જ નિરૂપણ કરી શકે છે એ માટે નિર્વિશેષ વસ્તુમા અથવા તેવી (નિર્વિશેષ) અનુભૂતિમા[1] શબ્દ પ્રમાણ છે એ કહી શકતા નથી.

૨૯ પ્રત્યક્ષના પણ બે ભેદ છે એક તો નિર્વિકલ્પક અને બીજો સવિકલ્પક ભેદ. જાતિ, ગુણ, અને આકાર વિગેરે અનેક વિશેષોને ગ્રહણ કરનારૂ જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તેને સવિકલ્પક

---

૧ અનુભૂતિ, સ વિત્ આ બધા જ્ઞાનનાજ નામો છે

પ્રત્યક્ષ કહે છે, અને જાતિ, ગુણ, વિગેરે વિશેષોથી રહિત જે પ્રત્યક્ષજ્ઞાન થાય છે તેને નિર્વિકલ્પ કહે છે અર્થાત્ 'अस्तित्व' (સત્તા) વિશેષ માત્રને ગ્રહણ કરનારા જ્ઞાનનેજ નિર્વિકલ્પક જ્ઞાન કહે છે. સવિકલ્પક પ્રત્યક્ષ તો જાત્યાદિ વિશેષોને ગ્રહણ કરનારૂ છે માટે તે નિર્વિશેષ વસ્તુ અથવા બ્રહ્મમા પ્રમાણ ગણાતુ નથી. નિર્વિકલ્પક પ્રત્યક્ષ પણ એકદમ નિર્વિશેષ વિષયક નથી, પરંતુ વિશેષણવિશેષ્યભાવથી રહિત સમુગ્ધાકાર (બે માલુમ) વસ્તુનુ જ ગ્રાહક છે માટે અસ્તિત્વાદિ કોઈ એક વિશેષનુ જ ગ્રાહક છે, પણ બીલકુલ નિર્વિશેષનુ નહિ અને તે પોતે પણ વિશેષ યુક્ત છે પણ કઇ વિશેષશૂન્ય નથી. અગર તે સર્વથા નિર્વિશેષ હોત તો તેની સત્તામાજ સદેહ થઇ આવત એવો એક નિયમ છે કે 'સર્વ અનુભવ કોઇએક વિશેષથી યુક્તજ હોય છે' એ માટે સવિકલ્પક અને નિર્વિકલ્પક પ્રત્યક્ષ બને સવિશેષ વિષયક અર્થાત્ કોઈ વિશેષયુક્ત પદાર્થનેજ ગ્રહણ કરવાવાળા હોવાથી તે બને નિર્વિશેષ અનુભૂતિ (બ્રહ્મ) મા પ્રમાણ થઇ શક્તા નથી. અગર મતાતરમા[1] કહેલી પ્રમાણ સખ્યાને લઈ કહેતા હોવ તોપણ કહેવું જોઇએ કે પ્રમાણ માત્ર કોઈ વિશેષયુક્ત પ્રમેયનોજ બોધ કરાવી શકે છે, પણ કઇ શૂન્યસદૃશ નિર્વિશેષ વસ્તુનો બોધ કરાવતાં નથી. માટે નિર્વિશેષ અનુભૂતિ અથવા બ્રહ્મમા કોઇપણ પ્રમાણ-પ્રવૃત્તિ થઇ શકે છે' એ સિદ્ધ થઇ શકતુ નથી

૩૦ અગર કહો કે (अस्ति किंचित् કઇ છે) આ જ્ઞાનને છોડી બીજો જે કઈ જાતિ, ગુણ, આકાર, ઈત્યાદિથી થયેલો ઇતરેતરાભાવરૂપ (એક બીજાનો એક બીજામા અભાવ) ભેદ છે, તે બધો પ્રત્યક્ષથી ગ્રહણ કરાતો નથી કારણ કે ભૂતલ સિવાય અથવા

૧ અનુમાન, ઉપમાન, પ્રત્યક્ષ, શબ્દ, અર્થાપત્તિ, અનુપલબ્ધ્યાદિ.

આશ્રય વગર પરસ્પરાભાવરૂપ ભેદનું ગ્રહણુ થતુ નથી' તો આવુ કથન પણુ માત્ર એક મધ્યાન્હકાલીન સૂર્યના તેજને હથેલીની આડથી છુપાવવાના પરિશ્રમ તુલ્યજ છે કારણુકે યદિ જાત્યાદિ પરસ્પરાભાવરૂપ ભેદ પ્રત્યક્ષથી ગ્રહણુ કરવામા આવતો નથી તો પછી અશ્વને ખરીદનાર તેના ( અશ્વના ) ભ્રમથી હાથીને પણુ ખરીદી લેત અથવા ઘટ લેનાર વ્યક્તિને પટ દેખાડવાથી તે આમ નહિ કહેત કે ' મારે આ પટ લેવો નથી ' પ્રત્યુત તેણે ' अस्ति किंचित् ' ( છે કઇ ) ની અટકળથી તેને પણુ ખરીદી લેવો જોઈએ. પરંતુ આજ સુધી એવુ જોવામાં કે સાભળવામા પણુ નથી આવ્યુ વધારે તો શુ કહીએ પણુ એટલુંજ અત્ર કહેવુ છે કે આવી રીતે ભેદને ન માનનારા, અને જ્ઞાનમાત્રને 'अस्ति किंचित' આમ નિર્વિ-શેષવિષય માનનારા, દંપતિ ( સ્ત્રી-પુરૂષ ) એક વખતે વિખુટા પડ્યા પછી હજારો યુગસુધી ના પણુ પોતપોતાના સહચરને મળી શક્તા નથી કારણુ કે જ્યારે જ્ઞાનને સવિશેષ તથા ભેદગ્રાહક માનો તો તો ઠીક ઠીક રહેશે, પણ જ્યારે જ્ઞાનને સવિશેષ તથા ભેદગ્રાહક ન માનશો તો મહાબૂરી વીતશે. અમારા ધારવા પ્રમાણે તો આવા નિર્વિશેષપ્રિય પતિ અને પત્ની બને પોતાની ' अस्ति किंचित् ' ની લાકડી લઈ ભલે હજારો યુગ સુધી આમ તેમ ઠોકરાયા કરે પણુ કદાપિ પરસ્પર એક બીજાનો પત્તો મેળવી શકવાના નથી. એ માટે જ્ઞાનમાત્ર નિર્વિશેષ નહિ પણુ સવિશેષ હોય છે અને બ્રહ્મ વિષેની તો વાતજ ઓર છે તે અમે આગળ કહીશુ જ્યાં કોઈ સ્થલે નિર્વિશેષનુ ભાન થાયછે, ત્યા પણુ અતિસૂક્ષ્મ અથવા અવ્યક્ત જાતિગુણાદિ નિમિત્તકજ ભાન થાયછે, અથવા ગ્રાહક-શક્તિની ખામીને લીધેજ આવુ જ્ઞાન થાય છે, એપણુ અમે આગળ કહીશુ

૩૧ બીજુ પૂર્વપક્ષમા જે એ કહ્યુ છે કે 'ઘટોઽસ્તિ' વિગેરે અનુભવમા અનુભવ સિવાય બીજા બધા ઘટાદિ પદાર્થોનો બાધ હોવાથી તેઓનું વ્યાવર્તન થાય છે' આ પણ એક માત્ર અનાલોચિત (વિચાર કર્યા વગરનુ) સાહસજ લેખાય વિરોધ હોવાથી બેમાથી એકનો બાધ થાયછે પણ જ્યા અવિરોધ હોય ત્યા કોઇ એકનો પણ બાધ થતો નથી. અહીં (ઘટાનુભવ-પટાનુભવમા) ભિન્ન ભિન્ન અનુભવોમા દેશ, કાલ, ઇત્યાદિનો ભેદ હોવાથી બાધ તો દૂર રહ્યો, પણ વિરોધ જ નથી અગર ઘટાનુભવ અને પટાનુભવ એક કાલમા હોત તો જરૂર વિરોધ આવી પડવાથી બાધ થઇ શકતો હતો પરતુ તેનો (વિરોધનો) સભવજ નથી માટે અનુભવ માત્રમા દેશ કાલાદિનો ભેદ હોવાથી વિરોધ રહેતો નથી અને અવિરોધ હોવાથી કોઇનો પણ બાધ થઇ શકતો નથી અને જ્યારે કોઇનો બાધજ ન રહ્યો તો પછી ઘટપટાદિની વ્યાવૃત્તિ પણ થઇ શકતી નથી ધારો કે કદાચ બાધ પણ થાય તો શુ તેટલાથી તે પદાર્થને અસત્ય કહેશો કે? વાહરે !!!

૩૨ બીજુ, 'સર્વપદાર્થોનો અનુભવ કરતી વખતે 'अस्ति' અને અનુભવનો સબધ લાગેલો જ રહે છે માટે સદ્રૂપ અનુભવજ પરમાર્થતત્ત્વ છે' આ કથન પણ માત્ર સિધ્ધસાધન છે કારણકે 'सत् चित्' (અનુભવ) આ બને બ્રહ્મરૂપ છે માટે એની સર્વત્ર અનુવૃત્તિ સ્વતસિધ્ધ છે માટે આવા શતગામી ઉંટના જેવા લાબા ડગલા ભરવા એક ખાલી પરિશ્રમ નહિ તો બીજુ શુ? આટલુ તો 'सत्य विज्ञानमानद ब्रह्म' ઇત્યાદિશ્રુતિથીજ સિધ્ધ થઇ ચૂકયુ હતુ

૩૩ બીજુ, જ્ઞાનપદાર્થ અન્ય કોઇનો વિષય નથી, અર્થાત્ તે જ્ઞેય કે જ્ઞાપ્ય નથી, તે સ્વયપ્રકાશ છે, એટલે જ્ઞાનનુ ગ્રાહક

બીજુ કોઇ નથી, તો આ કથન પણ ભુલ વગરનુ નથી કારણ કે પરનો અનુભવ ( જ્ઞાન ) નિજાનુભવનો વિષય થાય છે અને અતીત સમયના અનેકાનેક અનુભવો પણ વર્તમાનકાલીન જ્ઞાનના વિષયો થાય છે જે પદાર્થ અન્યનો વિષય હોય છે તે જડ છે આ યુકિત-કથન પણ સ્વપ્નના બગડવા જેવુ છે કારણ કે અગર એવો નિયમ માનતા હો તો પછી પરનો અનુભવ અને અતીત સમયનો પોતાનો અનુભવ અનુભવજ નહિ રહેશે, તે પણ જડ કહેવાશે માટે જ્ઞાન કોઇનો વિષય નથી એ કહી શકતા નથી સ્વય પ્રકાશ રહેતા છતા પણ જ્ઞાન અન્યના અનુભવમા આવે છે કારણ કે તે વસ્તુજ એવી છે જયા વસ્તુસ્વભાવજ એવો હોય ત્યાં તર્ક કોઇ કામનો નથી રહેતો.

૩૪ બીજુ જે વસ્તુ પોતાની સત્તાથીજ ઇતરને પ્રકાશ કરવા-વાળી હોય છે તે વસ્તુ અજડ છે, અને અજડ હોવાથી અનુભૂતિ ( જ્ઞાન ) જ આત્મા છે ' આ કથન પણ ભુલભરેલુ છે કારણ કે જે દીપક પોતાની સત્તાથી અન્યને પ્રકાશ કરનારી વસ્તુ છે માટે તેને પણ અજડ ( ચેતન ) અને આત્મા માનવો જોઇએ શાબાશ રે માયાવાદિઓ !! ધન્ય છે ત્હમને ! ત્હમારા નિયમો તો ખરેખર અજબ છે જેમ છેદ્ય ( છેદવા લાયક વસ્તુ ) અને છેત્તા ( છેદનાર ) ના અભાવમા છેદનની સિદ્ધિ કરવી માત્ર સ્વપ્નમા લડુ ઉડાવવા જેવી છે, તેમ અહ રૂપ જ્ઞાતા અને જ્ઞેય પદાર્થના અભાવમા જ્ઞાનની સિદ્ધિ પણ ગળા વગરનુ ગાવા જેવુ છે માટે આત્મા સ્વય પ્રકાશ રહેતા છતા પણ અહ વેદ્ય છે, અર્થાત્ આત્મા ' અહં ' પદપ્રત્યયથી જાણી શકાય છે અથવા એમ કહો કે ' અહ ' આત્માનુ સ્વરુપ છે અને અનુભૂતિ ( જ્ઞાન ) તેનો ધર્મ છે

૩૫ અગર કહો કે ' અનુભૂતિ ' અને અહં બંને એક છે ભ્રમથીજ જુદાં જુદા દેખાય છે" તો પણ ઠીક નથી કારણકે યદિ બન્ને ભ્રમથીજ જુદાં દેખાતા હોત પણ વાસ્તવમા એક હોત તો શુકિતરજતની જગ્યાએ જેમ 'रजतमिदं' (આ ચાંદી) આમ રજત અને ' इदं ' બંનેનુ ઐકય પ્રતીત થાય છે તેમ ' अनुभूतिरहं ' હુ જ્ઞાન છુ ' આવો ઐકયનો અનુભવ પણ થવો જોઇએ પરંતુ કોઇ પણ પ્રાજ્ઞ પુરૂષને આવી પ્રતીતિ થતી નથી, પ્રત્યુત આવો અનુભવ થાય છે કે ' अनुभवाम्यहं ' ममेदं ज्ञानं जातं ' હુ અનુભવ કરૂ છુ, 'મને આ અજ્ઞાન થયુ ''અને બીજુ પણ જે એવુ કહેવુ છે કે 'આત્મા વિકાર રહિત છે ' અને જ્ઞાનક્રિયાનો કર્તારૂપ જ્ઞાતૃત્વ (જ્ઞાતાપણુ) વિકાર છે, અને તે જ્ઞાતૃત્વ વિકાર આત્મામાં સંભવતો નથી, પરંતુ તે જ્ઞાતૃત્વ ધર્મ અહંકારરૂપ અંતઃકરણનો છે ઉપચારથી અથવા અજ્ઞાનથી આત્મામા ભાસે છે તો એવુ કથન પણ પોતાના સાહસનેજ માત્ર સાબીત કરે છે કારણ કે જ્ઞાતાપણુ એ ચેતનનોજ અસાધારણ ધર્મ છે અને અહંકાર જડ છે તેમા તે ચેતનધર્મનુ રહેવુજ અસંભવિત છે અગર જબરદસ્તીથી જ્ઞાતૃત્વને જડ અંતઃકરણનો ધર્મ માનશો તો પછી ભીંત, પત્થર, વિગેરે જડ પદાર્થોને પણ જ્ઞાતા માનવા જોઈશે. માટે ' अहं ' જ્ઞાતા છે અને તેજ આત્મા છે ! હા, એટલુ સત્ય છે કે તે ચેતને પણ પોતામા દેહધર્મો પોતાના કરીને જે સમજી રાખ્યા છે તે અસત્ય છે.

૩૬ અગર કહો કે 'જેમ લોહપિંડમા ઉષ્ણુતા (ગરમી) નથી તો પણ અગ્નિનો સંબંધ થવાથીજ તેમા ગરમી માલુમ પડવા લાગે છે, તેમ અંતઃકરણરૂપ અહંકાર જડ હોવા છતા પણ ચિદ્રૂપ આત્માના સંબંધ માત્રથી તે જ્ઞાતા થઇ શકે છે ' તો તે પણ ઠીક ન કહેવાય કારણ કે દ્રષ્ટાંતમાં તો અગ્નિની ગરમી લોહપિંડમાં

આવે છે માટેજ તે ગરમ માલમ પડે છે પરતુ પ્રકૃતમા તો આપ આત્મામાજ જ્ઞાતૃત્વ માનતા નથી તો પછી તે અહ કારમા કયાથી આવશે ? યદિ કહો કે ' વસ્તુત અહકાર અને આત્મા બનેમાં જ્ઞાતૃત્વ નથી છતા પણ જેમ દર્પણમા મુખડુ જોવાથી દર્પણ તેનાજ મુખને તેને અનુભવ કરાવે છે કારણ કે તે દર્પણ તેનુ અભિવ્યજક ( પ્રકાશક )છે, તેમ અહ કાર આત્માનો અભિવ્યજક છે માટે આત્માને નિજસ્વરૂપનો અનુભવ કરાવે છે તો આમ કહેવાથી પણ કાર્ય સરતું નથી કારણ કે આપના મતમા અનુભવને સ્વય પ્રકાશ અને અ ત કરણાદિ સર્વપદાર્થોનો પ્રકાશક માન્યો છે, અને હવે અગર તે સ્વય પ્રકાશ આત્મારુપ અનુભવનો પ્રકાશક અચિત્ (જડ) અહ કારને માનશો તો જેમ 'મારી માતા વ ધ્યા છે ' આ કથન ઉપર લોકો દીલ્લગી ઉડાવે છે તેમ આત્મવિચારક પુરૂષોને પણ આપની ઉકત વાતમા કરૂણુસ મિશ્ર હાસ્ય આવ્યા વગર રહેશે નહિ માટે ' अह ' પદાર્થજ જ્ઞાતા છે અને તેજ આત્મા થઇ શકે છે.

૩૭ યદિ ' मामप्यह न ज्ञातवान् ' હુ આજ એટલુ બધુ ઉ ઘ્યો કે મને પોતાનીજ ખબર નહિ રહી ' આ પૂર્ણ સુષુપ્તિના સ્મરણને લઇ એમ કહો કે આવી અવસ્થામા જ્ઞાતૃત્વ અને અહ-પ્રત્યય બ ને નથી રહેતા, પર તુ અજ્ઞાન સાક્ષી જ્ઞાન તો ત્યા પણ મોજુદજ ( હાજર ) છે, માટે જ્ઞાનજ આત્મા છે જ્ઞાતા નહિ, તો આ પક્ષ પણ યુકિતસહ નથી કારણ કે ઉંઘીને ઉઠનાર પુરૂષ કહે છે કે આજ હુ બહુ સુખથી ઉ ઘ્યો ' તો અહી ' अह ' અને જ્ઞાતાનેજ તો સુખથી સુવાવાળો અને જ્ઞાતા કહ્યો છે, અગર તે વખતે જ્ઞાતા ન હોત તો સુખસ્વાપનુ જ્ઞાન શી રીતે થાત ? બીજુ

'अहं मां न ज्ञातवान्' અહી પણ જ્ઞાતાની સુષુપ્તાવસ્થા તથા ત્રિકાલમા અનુવૃતિ રહેવાથી આપ પણ એતે કહી શકતા નથી કે આ સ્વરૂપનો નિષેધ છે! પરંતુ એ કહી શકે છો કે 'જ્ઞાતા સુષુપ્તાવસ્થામા પોતાનો વર્ણ વા જાત્યાદિને જાણતો ન હતો' માટે આત્મા જ્ઞાતા છે અને જ્ઞાન અથવા અનુભૂતિ તેનો ધર્મ છે' એ સિદ્ધ થયુ

૩૮ 'अहं' આપદ સુષુપ્તાવસ્થામા જ્ઞાતાનુ બોધક છે, જ્યારે 'मां' પદ જાગરિત દેહવર્ણાશ્રમાદિ વિશિષ્ટનુ વાચક છે માટે જ્ઞાતાનો નિષેધ થતો નથી, પરંતુ વર્ણાશ્રમાદિ વૈશિષ્ટ્યનોજ નિષેધ કરાય છે, અને માટેજ પર (અન્યભેદ) હોવાથી 'मा' પદમા કર્મસંજ્ઞા અને દ્વિતીયા થઇ શકી અન્યથા જ્ઞાનવર્જ બધાનો નિષેધ માનશો તો 'परसमवेतक्रियाफलशालि' ન હોવાથી કર્મસંજ્ઞા થવીજ મુશ્કિલ છે માટે સુષુપ્તાવસ્થામા પણ આત્મા જ્ઞાતાજ છે 'अहं जानामि' 'ज्ञान मे जात' આ પ્રતીતિસિદ્ધ જ્ઞાન તો જ્ઞાતાનો ધર્મ છે. હા, એ વાત અવશ્ય છે કે પ્રભા અને તેનો આશ્રય સૂર્ય કે દીપ એ જેવી રીતે વાસ્તવમા એક છે, તેમજ જ્ઞાતા અને જ્ઞાનમાં પણ પરસ્પર ઐક્યજ છે

૩૯ અને બીજુ જે એવુ કથન છે કે મોક્ષદશામા 'अह' પદ અને તેનો અર્થ બંને નથી રહેતા પણ અહંભાવ રહેવાથી મુક્તને પણ સંસારિક કહેવો પડશે કારણ કે અહંકારને (અહં-ભાવવાળાને) જ સંસારી કહેવામા આવે છે એ લોકપ્રસિદ્ધ છે તો આ પણ કહેવુ માત્ર સમુદ્રમાં ધુળનો પૂલ બાંધી પાર જવા જેવુ છે કારણ કે મુક્તનો 'अह' શબ્દ સ્વરૂપપરામર્શક છે, અને સંસારિનો 'अह' શબ્દ સ્વરૂપને બદલે દેહનો પરામર્શક (ઉપદેશક) છે ઉભયનો અર્થ ભિન્ન ભિન્ન હોવાથી કોઇપણ જાતનો વિરોધ રહેતો નથી

સચ્ચિદાનન્દાત્મક બ્રહ્મ પોતાની ઈચ્છાથી પોતાના ધર્મોનો પરિણામ અને અન્યોન્યમા એક બીજાના ધર્મોનો તિરોભાવ કરી આ ચરાચર સૃષ્ટિ બનાવી છે તેમાં મહાન્ સૂત્ર અહકાર, વિગેરે ૨૮ તત્વો જેને અમે જડ રૂપે ઓળખીએ છીએ તે સર્વ સદશનો પરિણામ છે જીવ ચિદંશનો પરિણામ અને અતર્યામી આનદાશનો અવિકૃત પરિણામ છે રૂપના પરિવર્તનને અર્થાત્ બીજી અવસ્થા લઈ લેવાનેજ પરિણામ કહે છે જેમ સોનાનુ કુડળ અને સ્વરુપપરિવર્તનને વિકાર કહે છે, જેમ દુધનુ દહિ યદ્યપિ ત્રણે બ્રહ્મનાંજ અવિકૃત ,પરિણામો છે. છતા પણ સદશમા પ્રકૃતિનું[1] મિશ્રણ છે એ માટે પ્રકૃતિગત અહકાર ( અહંભાવ ) જુદો છે, અને સ્વરૂપપરામર્શક આત્મજ્ઞાપક આ ( अह ) ( અહ ભાવ ) જુદો છે, ' अहकार इतीय मे भिन्ना प्रकृतिरष्टधा ' ઈત્યાદિ શ્લોકોથી જે અહકારનુ નિરૂપણ છે તે હેય ( ત્યાજય ) છે મુખ્ય ' अह ' અને ' અહંકાર'મા અર્થનો ભેદ છે, અર્થાત્ નિજ સ્વરૂપ ન હોવા છતાં પણ જેથી સ્વસ્વરૂપ જેવું સમજાઈ જાય તેને અહકાર કહેવો જોઇએ માટેજ તે અહ-પદાર્થ આત્માથી જુદો છે કોઈ કોઇ સ્થળે તો એવા અહકારને ' अह ' પણ કહી દે છે અને તેનીજ શાસ્ત્રમા નિદા કરી છે પરતુ વાસ્તવમાં તો ' अह ' શબ્દ આત્માર્થક છે. પ્રત્યુત ' अह ' શબ્દનો પ્રયોગ બ્રહ્મ તથા મુકતોને માટેજ વેદાદિ શાસ્ત્રોમા સેકડો વાર આવે છે ' हताहमिमास्तिस्रो देवता ' ' बहु स्यां प्रजायेय ' ' ब्रह्माहमस्मि ' ' अह मनुरभव ' अह सर्वस्य प्रभव ' तेषामह समु-

૧ જેમ સુવર્ણજ સાચામા ઢળી, ભૂષણ, ક્રીડનક ( ખીલોના ) થઇ જાય છે, તેમ બ્રહ્મજ સદશથી પ્રકૃતિને વશ કરી જગત્ રૂપે થઇ જાય છે, તો સાચાની જગ્યાએ પ્રકૃતિનો સયોગ છે

द्वर्ता ' वेदाह समतीतानि ' यस्मात्क्षरमतीतोऽहम् ' विष्टभ्याहमिद' तस्मिन् गर्भ दधाम्यहम् ' ઇત્યાદિ

૪૦ બીજુ જે એવુ કહેવુ છે કે–'અજ્ઞાનરૂપ અનિર્વચનીય અવિદ્યા અથવા માયાના સબધથી બ્રહ્મજ પોતાનામા જીવ, ઇશ, બધ, મોક્ષ, જ્ઞાતા, જ્ઞેય, લોક, તથા વેદ વિગેરેની કલ્પના કરી લેય છે ' तत्त्वमसि ' ઇત્યાદિ શાસ્ત્રોના શ્રવણદ્વારા જ્યારે તે દોષરૂપ માયાની નિવૃત્તિ થાય છે ત્યારે તેને નિજસ્વરૂપનુ ભાન થાય છે ઇત્યાદિ ' તો આ કથન પણ આકાશમા લહેરાતી લતાના ફલોનો સ્વાદ લેવા જેવુ છે अस्तु, ( ઠીક ) પ્રથમ અમે એ પુછીએ છીએ કે જે શાસ્ત્રોદ્વારા પ્રતિબધક દોષોની નિવૃત્તિ થાય છે તે શાસ્ત્ર સત્ય છે કે કલ્પિત? અગર સત્ય માનશો તો દ્વૈતાપત્તિ આવી પડશે અને કલ્પિત કહેશો તો એવા અસત્ય શાસ્ત્રોથી સત્યજ્ઞાનની પ્રાપ્તિ અથવા પ્રતિબધનિવૃત્તિ કેવી રીતે થશે? જેમ સ્વપ્નમા દૂધપાક ભક્ષણથી તૃપ્તિ થતી નથી તેમ અપરમાર્થ શાસ્ત્રથી સ્વરૂપસ્મૃતિ અથવા બ્રહ્મજ્ઞાન કેમ થશે?

૪૧ કદાચ કહો કે–' જેમ સ્વપ્નમાં અસત્ય હાથી ઈત્યાદિન દર્શનથી સત્ય શુભાશુભ ફલો મળે છે, અથવા બાજીગરે દેખાડેલા જુઠા પદાર્થોથી સત્ય હર્ષશોકાદિક, અથવા અસત્ય રજ્જુસર્પાદિથી ભયકપાદિ થાય છે, એવી રીતે અપરમાર્થ વેદાદિશાસ્ત્રોથી સત્ય બ્રહ્મપ્રાપ્તિ થઈ શકે છે ' તો પણ આ કથન સુચારૂ ન કહેવાય કારણ કે સ્વપ્નમા, નટલીલામા અથવા રજ્જુસર્પમા દેખાતા અસત્ય પદાર્થોથી શુભાશુભ ફલ, અથવા હર્ષભયાદિ થતા નથી પરતુ જાગરિત પુરૂષને જે સત્યપદાર્થોનુ જ્ઞાન હતુ તો તેજ જ્ઞાને અથવા સ્મરણે ઉધ્યા બાદ શુભાશુભ ફલ, અથવા હર્ષભયાદિ સત્ય ફલ આપ્યુ છે, પણ કાંઇ અસત્ય સત્ય ફલ અર્પતું નથી

४२ ' सत्य ज्ञानमनन्त ब्रह्म ' અહીં જે ત્રણે પદોની લક્ષણાથી એકાર્થપરતા કરી છે' તેપણ યુક્તિ અને મર્યાદાથી શૂન્ય છે કારણ કે જ્યારે એકજ ( सत्य असत्यव्यावृत्तं ) પદથી બ્રહ્મની પ્રતિપત્તિ ( જ્ઞાન ) થઇ ગઈ તો પછી અન્ય જ્ઞાનાદિ બે વિશેષણો પણ વ્યર્થ થઇ ગયાં વ્યાવૃત્તિમાત્રજ બ્રહ્મસ્વરૂપ હોવાથી એક વ્યાવૃત્તિદ્વારા સ્વરૂપનુ લક્ષણ થઈ ગયુ

૪૩ ' सत्य ज्ञान ' ઇત્યાદિ શ્રુતિઓમા પણ સવિશેષ બ્રહ્મનુજ નિરૂપણ છે બીજુ આના પર આ પણ દોષ, આવી ઝઝુમે છે કે ' બ્રહ્મ અસત્યાભાવરૂપ હોવાથી બ્રહ્મપણ અભાવરૂપ કહેવાશે અને આવી રીતે આધાર અને આધેય બને બ્રહ્મનેજ માનવુ પડશે, તે યુક્ત નથી કારણ કે એકજ વસ્તુ આધાર તથા આધેય બની શકતી નથી અને શાસ્ત્રજ્ઞાન દ્વારા નષ્ટ થનારૂ અજ્ઞાન ( માયા–અવિદ્યા )જ યદિ સ્વય પ્રકાશ જ્ઞાનરૂપ બ્રહ્મના સ્વરૂપને ભૂલાવી દે છે ' તો પછી આમ જબરદસ્તી અજ્ઞાનને દૂર કરવાવાળુ અને બ્રહ્મજીને પોતાના સ્વરૂપનુ ભાન કરાવનારૂ જ્ઞાન કયા મળશે? કદાચ કહો કે ' ભ્રમ સમયમા રજ્જુ અથવા શુક્તિ બને પોતાના સ્વરૂપજ્ઞાન કરાવવામા અસમર્થ છે, માટે તેઓનુ સ્વરૂપજ્ઞાન કરાવવા જેમ અન્ય જ્ઞાનની અપેક્ષા રહે છે તેમ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ પણ પોતાનુ સ્વરૂપ જ્ઞાન કરાવવામા અસમર્થ છે, માટે તેને શાસ્ત્રજ્ઞાનની અપેક્ષારહે છે. ' [1]બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે ' ઈત્યાદિ શાસ્ત્રીય જ્ઞાનદ્વાર બ્રહ્મને પોતાના સ્વરૂપનુ ભાન થાય છે અને તે અવિદ્યાની નિવૃત્તિ થાય છે

૪૪ તો વાહરે માયાવાદીઓ !! ત્હમારો મત તો અજબ છે દુનીઆ જરાક જો ગફલતમા પડી હોય તો તરતજ તમે તેની

१ सत्य ज्ञानमनन्त ब्रह्म ' श्रुति ।

પાગડી ગેબ કરી લોછો સાંભળો !! રજ્જુ અથવા શુક્તિ બંને પોતાનુ સ્વરૂપજ્ઞાન કરવામા અથવા કરાવવામા અસમર્થ છે, કારણ કે તે જડ છે, માટે તેના જ્ઞાન વાસ્તે અન્ય જ્ઞાનની અવશ્યક્તા પડે છે એ ઠીક છે પરંતુ જે બ્રહ્મ સ્વયપ્રકાશ છે, જ્ઞાનરૂપ છે, તેને પણ પોતે પોતાને જાણુવા માટે અન્યજ્ઞાનની અપેક્ષા છે એ તો ચક્કરદાર ( ચકરાવનારી ) ચોરી જ કહેવાય સુતેલાને જગાડનાર જોઇએ, પણ જાગતાને શુ જગાડવુ ?

૪૫ અહીં એક બીજા પ્રશ્નનો પણ જન્મ થાય છે કે 'જે જ્ઞાન, બ્રહ્મને સ્વરૂપજ્ઞાન કરાવે છે તે જ્ઞાન છે કે નહિ ? અગર ના કહો તો તે સ્વરૂપજ્ઞાન કરાવી શકતુ નથી. અને 'તેપણુ જ્ઞાન છે' આમ કહો તો પછી 'બ્રહ્મ પણુ જ્ઞાનસ્વરૂપ છે' વાસ્તે તે પોતાના સ્વરૂપને પોતે સમજી લેશે, બીજાને શુ પડી છે ? યદિ બલાત્ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મને પણુ આત્મયાથાત્મ્ય સમજવા માટે 'બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે' આ શાસ્ત્રજ્ઞાનની અપેક્ષા માનશો તો આ જ્ઞાન માટે પણુ અન્ય જ્ઞાનની અપેક્ષા હોવી જોઇએ આવી રીતે અનવસ્થારૂપ દોષ આવી પડશે અહી' એક બીજો પણુ પ્રશ્ન થાય છે કે 'બ્રહ્મને જે પોતાના સ્વરૂપનું અજ્ઞાન થઈ રહ્યુ છે તો તેનો પ્રકાશક કોણુ છે ? યદિ અજ્ઞાનનો પ્રકાશક જ્ઞાનજ માનો તો સ્વાશ્રિતનાશરૂપ દોષ આવશે કારણુ કે બ્રહ્મરૂપ જ્ઞાનજ તે અજ્ઞાનનો આશ્રય છે અને તેજ જ્ઞાન મુક્તદશામા તેનુ નાશક થશે. અગર કહો કે 'સ્વરૂપજ્ઞાન કરાવનારૂ જ્ઞાન બીજુ છે' તો પણુ ઠીક નહિ કારણુ કે સ્વયપ્રકાશ બ્રહ્મને પોતાનુ સ્વરૂપ સમજાવવા માટે અન્ય જ્ઞાન જોઇએ, એ મહાન્ આશ્ચર્યની વાત છે. વાસ્તવમા તો જે બ્રહ્મ પોતાના નાક ઉપર બેઠેલી માખીને પણુ દૂર કરી શકતું નથી તો આવા અકર્મણ્ય, નિર્વિશેષ, અજાગલસ્તન જેવા નિર-

થંક બ્રહ્મને માનવાથીએ પણ શુ ફાયદો? આનાથી તો નાસ્તિક ભલો, કે બીચારો સાફ સાફ કહી નાખે છે કે 'ઇશ્વર કોઇ છેજ નહિ '

૪૬ ' અનાદિ અવિદ્યાથી બ્રહ્મ તિરોહિતસ્વરૂપ થઇ જાયછે' આ કથન પણ અવિચારમધુરજ છે કારણ કે એવે વખતે બે પ્રશ્ન થઈ આવે છે પ્રથમ પ્રશ્ન તો એ છે કે અવિદ્યાથી તિરોહિત થનારૂ તે બ્રહ્મનુ સ્વરૂપ થોડુ પણ પ્રકાશિત રહે છે કે નહિ'? કઈ પણ પ્રકાશિત રહેતુ નથી' આમ કહો તો બ્રહ્મને તુચ્છતાપત્તિ આવી પડશે, અર્થાત્ એક પ્રકારે તે બ્રહ્મસ્વરૂપનો નાશજ સમજો. યદિ કહો કે કઇક પ્રકાશમાન રહે છે તો એ સદેહ ઉઠે છે કે જ્ઞાનૈકરસ બ્રહ્મનો કયો અશ તિરોહિત રહે છે, અને કયો પ્રકાશિત રહે છે?

બીજુ નિરવયવ બ્રહ્મમા વિભાગ ન હોવાથી પ્રકાશ અને અપ્રકાશ બને એક સાથે રહીજ શક્તા નથી યદિ કહો કે 'જ્ઞાનસ્વરૂપ બ્રહ્મના સ્વરૂપનો સ્પષ્ટ પ્રકાશ ન થવાનેજ અમે સ્વરૂપતિરોધાન કહીએ છીએ' તોપણ ઠીક નહિ. કારણ કે જે પદાર્થ અન્યનો વિષય, સાવયવ, સવિશેષ, અને પ્રત્યક્ષ થાયછે, તેનો સ્ફુટપ્રકાશ, વિશદપ્રકાશ, કિચિત્પ્રકાશ, વિશેષપ્રકાશ, વિગેરે બની શકે છે પરતુ આપનુ બ્રહ્મ તો નિરશ, નિર્વિશેષ, અપ્રત્યક્ષ, અને અવિષય છે, માટે તેનો વિશદપ્રકાશ, કે કિચિત્પ્રકાશ કહેવો એ ભ્રમમા નાખવા જેવુ છે.

૪૭ બીજુ અવિદ્યા સત્ અને અસત્ બનેથી વિલક્ષણ હોવાથી અનિર્વચનીય છે, અપૂર્વ છે.' આ કથન પણ વિચાર વગરનું છે, ' કોઇપણ પ્રતીતિ એકજ દેશ અને એકજ કાલમાં

સત્ય વા અસત્યથી જુદી નથી હોતી' એ અમે પૂર્વભાગમા યુક્તિઓથી સિદ્ધ કરી આવ્યા છીએ અગર સ્વપ્નપ્રતીતિને લઇને કહેતા હોવ કે ' જેમ સ્વાપ્નિક પદાર્થો જાગ્યા પછી નથી જણાતા માટે તે સત્ય નથી કહેવાતાં અને સ્વપ્નમા તેઓની પ્રતીતિ થઇ રહી છે, માટે અસત્ય પણ નથી આમ સ્વપ્નના પદાર્થોની માફક અવિદ્યા (અજ્ઞાન) પણ (अहमज्ञ ) (હુ અજ્ઞાનીછુ) આ પ્રતીતિથી સિદ્ધ થાયછે, માટે અસત્ય નથી, અને જ્ઞાન થયા પછી જોવામા પણ નથી આવતી માટે સત્ય પણ ન કહેવાય. તો આ યુક્તિ પણ સમજ વગરનીજ છે સાભળો !!! સ્વપ્નના પદાર્થો એકજ કાલમા સત્ અને અસત્થી ભિન્ન માલમ પડતાં નથી, પરંતુ દેશકાલના ભેદથી જુદા ભાસે છે. જે વખતે તે પ્રતીત થાય છે તે સમયે તે ( પદાર્થો ) સત્યજ છે, અને જ્યારે તેઓનો બાધ થાય છે ત્યારે અસત્ય જ હોય છે બ નેથી જુદા તો રહેજ કયા? વાસ્તવમા તો રજ્જુસર્પ, શુક્તિરજત, તથા સ્વાપ્નિક પદાર્થો વિગેરે બધા પ્રતીત થાવ કે ન થાવ, પરંતુ લોકમાં તેઓની અસત્યરૂપેજ પ્રતીતિ પ્રસિધ્ધ છે મૂર્ખમા મૂર્ખ માણસ પણ તેઓને અનિર્વચનીય અથવા સત્ય સમજતો નથી. ઓ યુક્તિપ્રધાનવાદીઓ! જરા તો ત્હમારા લૌકાયતિકપણાને સમાલો, યુક્તિ અને લોકથી વિરૂદ્ધ લોકમા કયાય પણ સત્ અને અસત્થી જુદો કોઇપણ પદાર્થ પ્રસિદ્ધ છે કે ?

૪૮ ખરી રીતે જોતા તો શાસ્ત્રમા માયાદ્વારા ભગવાનનેજ તે સ્વાપ્નિક પદાર્થોનો કર્તા કહ્યો છે માટે સ્વપ્નના સઘળાય પદાર્થો માયિક હોવાથી સ્વપ્નનુ જ્ઞાન ' અન્યથાખ્યાતિ'જ છે, પણ કંઈ અનિર્વચનીયખ્યાતિ નથી ; ' न तत्र वेशान्ता पुष्करिण्य स्रवन्त्यो भवन्ति ' ' अथ वेशान्ता. पुष्करिण्य स्रवन्त्य' सृजते' 'स हि कर्ता'

न त विदाथ य इमा जनानाऽन्यद्युष्माकमन्तरा भवति' ઇત્યાદિ શ્રુતિ-સમૂહોથી એ જ્ઞાત થાય છે કે 'સત્યસંકલ્પ, સર્વાશ્ચર્યમય, સર્વવિચિત્રશક્તિ, નિખિલગુણગણાર્ણવ, તે પરમપુરૂષ ભગવાન પોતાની ક્રીડાને માટે સ્વેચ્છાથી સમય સમયપર અનેકશક્તિઓથી અનેક પ્રકારની વિવિધ સૃષ્ટિરચના કરેછે. તે સ્વયં એક છે, પણ પોતે અચિંત્યશક્તિ હોવાથી કોઇ વખત વિસ્ફુલિંગ ન્યાયથી, કયારે પુરૂષદ્વારા આકાશ[1] વાયુ, વિગેરે ક્રમસૃષ્ટિ, કોઇ વખતે સાક્ષાત્સ્વરૂપથી, જયારે કયારેક માયાદ્વારા[2] ઇંદ્રજાલ જેવાં કાલ્પનિક જગતનુ નિર્માણ કરે છે.' આ માયિક સૃષ્ટિ અનેક પ્રકારની છે શ્રુતિસ્મૃતિઓમા આ સૃષ્ટિને આભાસ પ્રતિબિંબ, અંધકાર, અંતરા, પ્રતિધ્વનિ, આવરણ, માયિક, માયા, અને ગંધર્વનગર વિગેરે અનેકાનેક શબ્દોથી કહી છે નૃસિંહોત્તરતાપિનીમા ऋतेऽर्थं यत्प्रतीयेत, અને 'न यदिदमग्र आस न भविष्यदतो' ઇત્યાદિ સ્મૃતિમા ઉક્ત અંતરા સૃષ્ટિનુ નિરૂપણ કર્યું છે જે માયિક પદાર્થો ઘટાદિપદાર્થોનું ગ્રહણ કરતી વખતે વચમા આવે છે, અને જેની આડ રહેવાથી ભગવદ્રૂપ સત્ય પદાર્થો પણ અસત્ય જેવા લાગી આવે છે, તેને અંતરાસૃષ્ટિ કહે છે સત્ય પદાર્થોની ગણત્રી જેવી રીતે પ્રપંચમા થાય છે, એવી રીતે માયિક સૃષ્ટિ પણ પ્રપંચાન્તર્ગત છે, માટે કોઈ સ્થળે પુરાણોમાં વૈરાગ્ય થવા કાજે સ્વપ્નાદિ સૃષ્ટિને લઇ કાર્યસૃષ્ટિને પણ મિથ્યા કહી નાખી છે પરંતુ વાસ્તવમા તો માયિક સૃષ્ટિજ અસત્ય છે, અને કાર્યસૃષ્ટિ બ્રહ્માત્મક છે બંને પ્રપંચ છે અને બંને સૃષ્ટિ છે, માટે ભલભલા વિદ્વાનો પણ આ બંનેના વિવેકમા ચકરાઈ જાય છે.

---

१ 'तस्माद्वा एतस्मात् आत्मन आकाश सम्भूत' इत्यादि श्रुति. । २—स आत्मान स्वयमकुरुत' श्रुति । द्वेधाऽपातयत् रेथिंच प्राणच' श्रुति ।

વાસ્તવમા છ પ્રકારની ભગવાને સૃષ્ટિ રચના કરી છે માટે કાર્ય-સૃષ્ટિ અને માયિક સૃષ્ટિ બ ને જુદી જુદી છે, અને એથીજ સ્વપ્ન સૃષ્ટિનુ દૃષ્ટાત આપી ભગવત્કાર્યરૂપ સૃષ્ટિને પણ અસત્ય અથવા અનીર્વચનીય કહી નાખવી એ માયાવાદીઓનો ભારે ભ્રમ છે આ સર્વ સૃષ્ટિઓનુ વર્ણન શ્રીમહાચાર્ય ચરણે આવી રીતે કર્યું છે.—

> ' एव कदाचिद् मगवान्साक्षात्सर्वं करोत्यज ।
> कदाचित्पुरुषद्वारा कदाचित्पुनरन्यथा ॥
> कदाचित् सर्वमात्मैव भवतीह जनार्दन' ।
> महेन्द्रजालवत्सर्वं कदाचिन्मायाऽसृजत् ॥
> अचिंत्यानतशक्तेस्तद्यदेतदुपपद्यते '–तत्त्वदीपनिबध

અહીં બીજુ એટલુ પણ કહી નાખીએ છીએ કે માયિક સૃષ્ટિના પદાર્થો યદ્યપિ અસત્ય છે તથાપિ તેનુ કારણ તે ભગવા-વાનની શક્તિ, માયા અસત્ય નથી, તે તો બ્રહ્માત્મકજ છે બાજી-ગરની મ ત્રશક્તિ અથવા યુક્તિશક્તિથી ઉપજેલા સર્વ પદાર્થો જો કે અસત્ય છે તો પણ તેની[1] તે યુક્તિશક્તિ અસત્ય નથી, નહિ તો બધાય એમ કરી શકે

૪૯ બીજુ, જે લોકો अहमज्ञ ' આ અનુભવથી જીવ, ઈશાદિ ભાવોની જનયિત્રી માયા અથવા અવિદ્યાની સિધ્ધિ કરવા મથે છે' તો તેઓ સર્વથા પરિહાસપાત્રજ છે કેમકે જ્યારે માયાની સિધ્ધિ થઇ જાય ત્યારે જીવસિધ્ધિ થાય છે, અને જ્યારે જીવની સિધ્ધિ થાય ત્યારે તેના આ ઉપર્યુક્ત અનુભવથી માયાની કે અવિદ્યાની સિધ્ધિ થાય છે, આમ અન્યોન્યાશ્રયરૂપ દોષ આવી

૧ માટે જે માયાને, અથવા છ પદાર્થોને, કે ઉપાધિને 'કર્ત્રી' માનીને પણ તેને અસત્ય માને છે, એ પુરેપુરુ યુક્તિરગરનુ છે

પડે છે ‘ છ પદાર્થો અનાદિ છે ’ આ તેઓના સિધ્ધાતનુ ખડન તો દ્વૈતાપત્તિરૂપ મહાન્ દોષ તેઓને ગળે બઝાડી પૂર્વભાગમાજ અમે કરી આવ્યા છીએ અમે પૂછીએ છીએ કે-મહાશય ! આપના બ્રહ્મે એવુ તે શુ પાપ કર્યું કે જેને લીધે માયાએ એને દબડાવ્યુ છે, અથવા એને અકસ્માત્ સ્વરૂપવિસ્મૃતિ થઈ ગઈ ? કદાચિત્ બીજવૃક્ષન્યાયનુ ઉદાહરણ આપી જગતને અનાદિ માની એમ કહો કે ‘ બ્રહ્મનુ પણ પૂર્વજન્મનુ કોઈ કર્મ છે કે જેનાથી તેને આ દોષ લાગ્યો ’ તો એ યુક્ત નથી, કારણ કે એવી અવસ્થામા અપ્રામાણિકી અનવસ્થા અને અધપરંપરા આવી પડશે અને ‘ नासदासीन्नोसदासीत ’ ‘ नान्यत् किंचन मिषत् ’ ‘ सदेवसौम्येदमग्रआसीत् ’ ‘ अह सर्वस्य प्रभव ’ ઈત્યાદિ હજારો શ્રુતિઓનો વિરોધ થઇ પડશે, કારણ કે આ બધા શ્રુતિ-વચનો બ્રહ્મની પૂર્વમા જગત્સભવનો અથવા તેની સત્તાનો નિષેધ કરે છે

૫૦ કદાચ એમ કહો કે ‘दशमस्त्वम्’ ‘દશમો તુ છે’ આ વાકયના જ્ઞાનથી જેમ પોતાને પોતાનો સાક્ષાત્કાર થઇ જાય છે, તેમ ‘ तत्वमसि ’ ઈત્યાદિ વાકયાર્થોના જ્ઞાનથી બ્રહ્મરૂપ આત્માનો સાક્ષાત્કાર થશે. એમા દોષ શુ છે ? તો આવુ કહેવુ પણ મોટી ભૂલ છે, અને પ્રતારણા પણ છે કારણ કે દશમત્વ[1] ધર્મ દેહનો છે, દેહ બાહ્ય છે અને દશમી સખ્યા નવ સંખ્યાઓની અપેક્ષા

---

१—सर्वाध्यासनिवृत्तौ हि सर्वथा न भवेद् व्यथा ।
सा च विद्योदये सा च न शब्दात् सुविचारितात् ॥
मर्यादाभङ्ग एव स्यात् प्रमाणानां तथा सति ।
गजानुमान नैव स्यात् सांकर्यं वा तथा भवेत् ॥

શાખે છે, આવા સ્થળે શબ્દથી પોતાનો સાક્ષાત્કાર થઇ શકે છે પરંતુ આત્મા અને બ્રહ્મ બન્ને આંતર છે માટે આ ઉક્ત દૃષ્ટાંત ત્યાં દાર્ષ્ટાંત સાથે બીલકુલ બંધ બેસતુ નથી. દૃષ્ટાંતમા દેહનોજ પ્રથમ અનુભવ થાય છે અને સ્મરણ પણ દેહનુંજ થયુ, આત્માનો તો કદાપિ અનુભવજ નથી તો પછી સ્મરણ શી રીતે થઇ શકે? શબ્દની તો પરોક્ષજ્ઞાન કરાવવાનીજ મર્યાદા બની રહેલી છે. હવે અગર વાક્યાર્થજ્ઞાન માત્રથીજ સાક્ષાત્કાર માનવા મંડી પડશો, તો પછી શબ્દની ઉક્ત મર્યાદા પડી ભાગશે અને 'ઘટ' આવુ ઉચ્ચારણ થતાનીજ સાથે 'ઘટ' વ્યક્તિનો સાક્ષાત્કાર થઇ જવો જોઇએ. બીજું, શબ્દની પરોક્ષજ્ઞાન પેદા કરવાની મર્યાદા યથાસ્થિત (બરોબર) રહેતામા ચીત્કારથી ગજનું અનુમાન માત્ર થતુ હતુ પણ હવે તો તેનો સાક્ષાત્કાર પણ થવો જોઇએ જે વસ્તુને પહેલા એકવાર આંખોથી જોઈ હોય તો તેનુજ શબ્દદ્વારા કોઇપણ પ્રકારનુ જ્ઞાન થઇ શકે છે આત્માને બ્રહ્મરૂપથી જાણવામાં 'तत्त्वमसि' અહીં 'तत्' પદવાચ્ય બ્રહ્મના જ્ઞાનની પૂર્વમા અપેક્ષા રહે છે બ્રહ્મજ્ઞાન થઇ જાય તો પછી તે રૂપથી આત્માને જાણવામા આવે પણ બ્રહ્મજ પહેલા કદાપિ આંખોથી દેખાયુ નથી, માટે શબ્દદ્વારા તેનું જ્ઞાન થઈ શકતુ નથી, તો પછી તે રૂપથી આત્માનું જ્ઞાન થવુ દૂર રહ્યુ. માટે વાકયાર્થ જ્ઞાનમાત્રથી પ્રતિબંધનિવૃત્તિ અથવા આત્મસાક્ષાત્કાર થવો કોઇપણ યુક્તિથી સિધ્ધ થતુ નથી

૫૧ અહીં એક બીજો એવો પ્રશ્ન થઇ આવે છે કે 'યુક્તિનુ' આવી રીતે ખંડન કરવાથી તો મીમાંસા શાસ્ત્રનુંજ ખંડન થઇ

---

शब्दस्य साहचर्येण चक्षुषेव भवेन्मति ।
स्मारकत्वमतो वाक्ये सख्याज्ञान पुरा यत इत्यादि ।
तत्त्वदीपे सर्वनिर्णयः ।

જશે ' તો એનો ઉત્તર એ છે કે-મીમાસા (વિચારશાસ્ત્ર) કેવલ શ્રવણુ કરતી વખતે અમને જે કાંઈ અસભાવના અથવા વિરૂધ્ધ કલ્પનાઓ થઇ આવે છે માત્ર તેઓનેજ નિવૃત્ત કરે છે, પરતુ બ્રહ્મને બતાવવામા તેનુ કઇ કામ નથી બ્રહ્મને તો વેદ જે પ્રમાણે કહે છે તેવુ જ માનવુ ઉચિત છે. વેદ વદે છે કે ' પરમાત્મા કર-ચરણ રહિત છે તોપણ ચાલે છે અને સર્વવસ્તુને ગ્રહણ પણ કરે છે ' તો હવે મીમાંસાનુ અહીં એ કામ છે કે બને, લોકમાં વિરૂધ્ધ જણાતી વાતો બ્રહ્મમા ઘટે અને લોકો બ્રહ્મને બરોબર સમજી પણ લેય એવી યુક્તિ ખોળી કાઢવી ' બ્રહ્મને અમારા જેવા હાથ પગો નથી, પરતુ અલૌકિક, અપ્રાકૃત છે, અથવા તે પરમાત્મા વિરૂધ્ધ સર્વધર્મોનો આશ્રય છે ' એ માટે ' કરચર-ણાદિ ન રહેતાં છતાં પણ હરી ફરી શકે છે ' આ વિચાર કે યુક્તિ અહીં વેદાનુકૂલ થશે અને એનાથીજ લોકોની સમજને નિ સદેહ કરવી ઠીક છે કારણુ કે આમ કરવામા વેદની વાત સ્થિર રહે છે પરતુ ' બ્રહ્મના હાથ પગો કલ્પના માત્ર છે અને તેનુ હરવુ ફરવુ પણ જુઠુ છે ' આ યુક્તિ તો વેદની વાતનેજ ઉડાવી મુકે છે, માટે એવી યુક્તિ તો શ્રવણોપયોગી નજ કહેવાય

પર બીજુ, ' જ્ઞાતૃત્વને (જ્ઞાતાપણુ ) વિકાર કહેવો એ પણ ઠીક નહિ કારણુ કે જ્ઞાન જેમા રહેતુ હોય તેને જ્ઞાતા કહુ છે. જ્ઞાનને ક્રિયા માનવી પણ ભૂલ છે લોકમા પણ જેને જ્ઞાન હોય તેને જ્ઞાતા કહે છે

તે જ્ઞાન આત્મા અને બ્રહ્મમા સ્વાભાવિક છે માટે તેને વિકાર કહેવો ખરેખરી ભૂલ છે ' स्वाभाविकी ज्ञानबलाक्रिया च ' श्रुति ।

૫૩ અગર કહો કે 'મકાનમા છિદ્રોદ્વારા જે હંડાકાર સૂર્યનાં કિરણો આવે છે તેઓની આડે હાથ રાખવાથી તે સ્પષ્ટ માલમ પડવા લાગે છે, અહીં જો કે હસ્ત, સૂર્ય કિરણોથીજ દેખાય છે છતાં પણ એજ હાથ જેમ સૂર્યકિરણોનો અભિવ્યંજક (પ્રકાશક) છે, તેમ યદ્યપિ અહંકાર અનુભૂતિથીજ પ્રકાશિત છે તથાપિ તે અનુભૂતિનો અભિવ્યજક પણ થઇ શકે છે' તોપણ એ ઠીક ન કહેવાય કારણ કે સૂર્યકિરણોની જ્યારે હસ્તદ્વારા ગતિ નિરૂધ્ધ થઈ જાય છે એટલે એક સ્થલે તે સર્વ કિરણો એકત્રિત થઈ જવાથી સ્ફુટ દેખાવા લાગે છે. કિરણોનું બાહુલ્ય (જત્થો) જ સ્ફુટ દર્શનનુ કારણ છે, હસ્ત નહિ માટે અનુભૂતિ સ્વય પ્રકાશ હોવાથી તે કોઇથીએ પણ પ્રકાશિત થઈ શક્તી નથી યદિ જબરદસ્તીથી એમ માનો તો અન્યાધીન પ્રકાશ હોવાથી આપના કથન મુજબ તે જડ કહેવાશે

૫૪ ' [1]બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે' ઇત્યાદિ શાસ્ત્રોથી થયેલું જ્ઞાનજ બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે છે ' આ વચન પણ માત્ર એક છલગ મારી વિશાલ સમુદ્રને ઉલઘવાના સાહસ જેવુ જ છે પહેલા તો અહીં એ પ્રશ્ન ઉદ્ભવે છે કે જે ભ્રમનિવર્તક જ્ઞાન છે અથવા સાક્ષાત્કાર કરાવનારૂ જ્ઞાન છે તે સત્ય છે કે મિથ્યા? સત્ય તો કહી શકાય નહિ, કારણ કે એમ કહેવાથી તો આપનો કેવલાદ્વૈત મતજ ચપત કરી જશે. અગર મિથ્યા કહો તો એનુ નિવર્તક કોણ? 'ક્ષણિક હોવાથી આ ભ્રમનિવર્તક જ્ઞાનજ સ્વયનષ્ટ થઇ જાય છે' આવુ કહેવુ પણ ઠીક નથી. કારણ કે આપને ત્યા તો નિવર્તક જ્ઞાનનું સ્વરૂપ, તેની ઉત્પત્તિ, અને તેનો નાશ, આ સર્વ

---

૧–' सत्यं ज्ञानमनन्तं ब्रह्म ' શ્રુતિ ।

કલ્પના માત્ર છે તો હવે અમે પૂછીએ છીએ કે તે નાશરૂપ કલ્પનાનો નાશ તે શું? 'તેનો નાશ બ્રહ્મસ્વરૂપ છે' આમ કહો તો બુરી વીતશે, કેમકે બ્રહ્મસ્વરૂપ તો સત્ય કે નિત્ય છે તો હવે નાશ નિત્ય વિદ્યમાન રહેવાથી નિવર્તક જ્ઞાન પેદાજ કેવી રીતે થઇ શકે? બીજુ એ પણ પૂછીએ છીએ કે નિવર્તક જ્ઞાનનો જ્ઞાતા કોણ? અધ્યાસ તો જ્ઞાતા ન થઇ શકે, કારણ કે તે તો સ્વયં મિથ્યા હોવાથી નિષેધ્ય અથવા નિવર્ત્ય કોટિમાં આવી ગયો છે અગર બ્રહ્મસ્વરૂપનેજ તેનો જ્ઞાતા કહો તો પણ બે સદહો રહી જાય છે શુ બ્રહ્મનુ જ્ઞાતૃત્વ અધ્યસ્ત છે કે સ્વરૂપભૂત? 'અધ્યસ્ત' તો કહી શકતા નથી. કારણ કે આ જ્ઞાતૃત્વરૂપ અધ્યાસને માટે પાછી કોઇ બીજી નિવર્તક જ્ઞાનરૂપ દીવાસળીની જરૂર પડશે વળી જ્યારે નિવર્તક જ્ઞાન મહાશયજી પરલોકમા પધારશે એટલે ત્યારે તેના જ્ઞાતૃત્વની ફરી અપેક્ષા પડશે. આવી રીતે આ ( અપેક્ષા ) કદી અલગ ન થનારી અનવસ્થારૂપ ઊંટોની કતાર ( હાર ) પાછળ લાગી ફરશે અગર કહો કે 'જ્ઞાતૃત્વ બ્રહ્મનુ સ્વરૂપ છે' તો પછી ભલા માણસ!! આટલો બધો ઝગડો શામાટે કર્યો? પહેલેથીજ કહી દેવુ હતુ ને કે 'બ્રહ્મ જ્ઞાતાપણ છે' નમસ્કાર!! આપને

૫૫ બીજુ, જે એવુ કથન છે કે-'વેદાતવાકયોના જ્ઞાન માત્રથી ભ્રમનિવૃત્તિ અથવા બધનિવૃત્તિ થાય છે' તો એ પણ ભૂલભરેલુ જ છે યદ્યપિ જીવને 'હુ બધ્ધ છુ' આ જ્ઞાન મિથ્યાછે કારણ કે તે ભગવદ શ છે, ચેતન છે, માટે તેને બધ સ્વત નથી. તથાપિ તે બધ અપરોક્ષ છે, માટે પરોક્ષરૂપ શબ્દાર્થ જ્ઞાનદ્વારા દુર થાય એવો નથી શબ્દદ્વારા તો પરોક્ષ જ્ઞાનજ થાય છે રજ્જુમા સર્પનુ જ્ઞાન અપરોક્ષ થઇ રહ્યુ છે તે સમયે કોઇએ આવી કહ્યુ કે 'આ સર્પ નથી પણ રજ્જુ છે' તો અહીં શબ્દદ્વારા અપરોક્ષ જ્ઞાન

નથી થયુ, પરંતુ નિ સર્પ રજ્જુના દર્શનથી થયુ છે. માટે તેનો તે સર્પભય આ શબ્દજ્ઞાનથી દુર થઈ શકતો નથી હા, એટલુ ચોક્કસ છે કે આવું સાંભળી તે મનુષ્ય 'એણે કહ્યુ તે ઠીક છે કે નહિ એ જાણવા તે રજ્જુના અપરોક્ષ જ્ઞાન માટે કોઈને કોઈ ઉપાયોને ખોળે છે,' તો હવે એ સિદ્ધ થયુ કે શબ્દાર્થજ્ઞાન અથવા 'तत्त्वमसि' ઈત્યાદિ વાકયાર્થજ્ઞાન સાળળનાર વાકયાર્થજ્ઞાનીને બ્રહ્મસાક્ષાત્કાર કરાવનાર સાધનોમાં પ્રવૃત્ત કરાવે છે, પણ સ્વયં આત્મજ્ઞાન કરાવી દેતુ નથી 'दशमस्त्वमसि' આની ભૂલ તો અમે પ્રથમ ભાગમા કહી આવ્યા છીએ ' શબ્દથી પ્રત્યક્ષ જ્ઞાન થતુ નથી ' એ તો સર્વજનીનજ છે કારણ કે શબ્દ ઇન્દ્રિય નથી અને ઇન્દ્રિયોથી થયેલુ જ્ઞાનજ પ્રત્યક્ષ થાય છે શાસ્ત્રનુ શ્રવણ અને તેનુ જ્ઞાન તો મનન, નિદિધ્યાસનાદિ ( સાધન ભક્તિ ) માં મનુષ્યને પ્રવૃત્ત કરાવે છે.

૫૬ વસ્તુતત્ત્વ તો એ છે કે, દુ:ખાદિકારણ અધ્યાસના ન રહેવાનેજ મોક્ષ કહે છે, પરંતુ આનંદપ્રાપ્તિનુ નામ બ્રહ્મપ્રાપ્તિ, બ્રહ્મસાક્ષાત્કાર અથવા નિરતિશયાનંદ પ્રાપ્તિ છે એટલાજ માટે વૈશ્વાનરાવતાર શ્રીમદ્વલ્લભાચાર્યચરણે આજ્ઞા કરી છે કે 'दुःखाभाव सुख चेति पुरुषार्थद्वयं मतम्' यतो वाचो निवर्तन्ते વિગેરે શ્રુતિઓ મુજબ પરબ્રહ્મ નિરતિશયાનંદ રૂપ છે અને જીવ એવો નિરતિશયાનંદ રૂપ નથી એ પ્રત્યક્ષ છે, માટે 'ब्रह्मविदाप्नोति पर' આ તિ પ્રમાણે નિરતિશયાનંદની પ્રાપ્તિ તો બ્રહ્મસાક્ષાત્કારથીજ થાય છે, શુધ્ધ જીવસાક્ષાત્કારથી નહિ. અને એટલા માટે આચાર્યોએ મોક્ષને સ્વાશ્રય નહિં પણ પરાશ્રય માન્યો છે ' સમ્રાટ કેવા છે ' તેને મળવુ કયાં સાધનોથી બની શકે છે ' આ જાણવુ અને સાધનોને સાધવાં, આટલુ તો મળવા જવાવા-

ળાઓને માટે સુલભ છે, પરંતુ તેની સાથે મેળાપ થવો કે નહિં થવો એ તો સમ્રાટના અનુગ્રહ ઉપરજ મુખ્યત્વેન આધાર રાખે છે તેની મરજીમાં આવે તો તે મળી શકે, નહિ તો નહિ. કારણ કે તે સ્વતંત્ર છે, પરતંત્ર નથી ઠીક એવીજ રીતે બ્રહ્મ પણ પરાત્પર છે વેદાદિશાસ્ત્રો તો તેને પ્રાપ્ત કરવાના સાધનો તેઓનુ સ્વરૂપ, જીવનુ સ્વરૂપ, અધ્યાસનુ સ્વરૂપ, તેની નિવૃત્તિનો ઉપાય વિગેરે બતલાવી ઉદાસીન રહી જાય છે, પરંતુ ભગવત્પ્રાપ્તિ કે બ્રહ્મ સાક્ષાત્કાર તો તે પરાત્પર પરમાત્માના અનુગ્રહ[1] વગર થઈ શકતોજ નથી અનુગ્રહ થવાનાં સાધનો નિદિધ્યાસન (ભક્તિ) વિગેરે છે યદ્યપિ અનુગ્રહ થવો ભગવદધીન છે, સાધનોને અધીન નથી સાધનોનુ નિત્ય આચરણ કરતા રહેવુ એ જીવનો નિર્હેતુક ધર્મ છે, તથાપિ સાધનો સાધ્યા પછી કેટલીક જગ્યાએ અનુગ્રહ જોવામા આવ્યો છે, એટલે લોકો તેને (અનુગ્રહને) પણ સાધનસાધ્ય માનવા મંડી પડે છે અસ્તુ, આ વિષયને અમે તૃતીયભાગમા સ્પષ્ટ રીતે ચર્ચીશુ અહીં તો પ્રસ્તુત વાત ઉપરજ રહેવુ ઠીક છે. હા, તો હવે એ સિધ્ધ થયુ કે વાક્યાર્થ જ્ઞાનમાત્રથી ન તો ભ્રમનિવૃત્તિ થાય છે અને ન તો બ્રહ્મસાક્ષાત્કાર થઈ શકે છે. શાસ્ત્રજ્ઞાનથી તો માત્ર સાક્ષાત્કારના સાધનોમાજ. પ્રવૃત્તિ થાય છે જબરદસ્તી કરવાથી તો મનન નિદિધ્યાસનજ વ્યર્થ થઇ પડે છે. કારણ કે જ્યારે શ્રવણ અથવા વેદવાક્યાર્થજ્ઞાનથીજ કાર્ય થઈ ગયુ તો પછી મનન અને નિદિધ્યાસન (મીમાંસા અને મનોનિવેશ) ની શી જરૂર રહી ?

૫૭ કદાચ કહો કે ' મનન અને ભક્તિ બને વાક્યાર્થ-જ્ઞાનનાજ અંગો છે, કારણ કે ભક્તિ વગર વેદાર્થજ્ઞાન થતું નથી

---

[1] विष्णो कृपाविशिष्टानां तत्फल नान्यथा भवेत् । इत्यादि निबध. ।

શ્રવણાનંતર મનન અને નિદિધ્યાસન (ભક્તિ)થી વેદાર્થજ્ઞાન થાય છે અર્થાત્ આ બધો પ્રપંચ મિથ્યા છે એવું વાકયાર્થજ્ઞાન થાય છે. આવું જ્ઞાન જ્યારે થાય ત્યારે પ્રતિબંધનિવૃત્તિ થાય છે, અને બંધનિવૃત્તિ થઇ એટલે આપોઆપ પછી બ્રહ્મસાક્ષાત્કાર થાય છે માટે વાકયાર્થ જ્ઞાનના શેષ (અંગ) મનન અને નિદિધ્યાસન છે, અને બ્રહ્મસાક્ષાત્કાર તો વાકયાર્થજ્ઞાનથીજ થાય છે" તો આ વાત ઠીક નથી, કારણ કે નિદિધ્યાસનને વાકયાર્થજ્ઞાનનો ઉપાય માનવાથી અન્યોન્યાશ્રય દોષ આવી પડશે કોઇ નિર્દોષ અને કલ્યાણગુણશાળી સાકાર આશ્રયમાં (અર્થાત્ ભગવાનમાં) મનને લીન કરી દેવું એનું નામ નિદિધ્યાસન છે. સમગ્ર વેદ-વાકયોનો ખરો અર્થ બ્રહ્મ છે. મનોનિવેશ બ્રહ્મરૂપ આશ્રયની અપેક્ષા રાખે છે, અને આપના કહેવા મુજબ વાકયાર્થજ્ઞાન નિદિધ્યાસનની (મનોનિવેશની) અપેક્ષા રાખે છે વાકયાર્થજ્ઞાન થઇ જાય તો તેના વિષયરૂપ બ્રહ્મનું નિદિધ્યાસન થઇ શકે, અને નિદિધ્યાસન થાય તો વાકયાર્થજ્ઞાન થાય આ કેવું ચક્ર ! !

૫૮ અગર કહો કે 'અમારે ત્યાં વેદવાકયનો અર્થ શુદ્ધ બ્રહ્મ છે, અને ધ્યાન તથા ભક્તિનો વિષય શબલબ્રહ્મ અથવા માયિક બ્રહ્મ છે માટે ઉક્ત અન્યોન્યાશ્રય રહેતો નથી ' તો પછી નિદિધ્યાસન વાકયાર્થજ્ઞાનનો ઉપાય (અંગ) નહીં રહી શકશે. અને તે વ્યર્થ પણ થઇ જશે કારણ કે અન્યનું નિદિધ્યાસન અન્યનું જ્ઞાન શી રીતે કરાવવા લાગ્યું જ્ઞાત વિષયમાં નિરંતર મનોનિવેશ કરવો એનું જ નામ તો નિદિધ્યાસન છે અને તે જરૂર વાકયાર્થજ્ઞાન પછીજ થઇ શકે છે, વાસ્તે ધ્યાન વા ભક્તિ વાકયાર્થજ્ઞાનનું કારણ અથવા અંગ છે એ કહી શકતા નથી ખરી વાત તો એ છે કે–ભક્તિ અથવા ધ્યાન બંને ધ્યાતા, ધ્યેય,–ભક્ત

આકાર વિગેરે પ્રપંચની અપેક્ષા રાખે છે અને આપને ત્યાં તો નિષ્પ્રપંચ બ્રહ્માત્મક વાકયાર્થજ્ઞાન કરવુ છે માટે આપના વાકયાર્થજ્ઞાનમાં નિદિધ્યાસનાદિનુ કંઈ કામ પડતું નથી અને માટેજ 'मन्तव्यः निदिध्यासितव्य ' વિગેરે વિધિ વ્યર્થ પડે છે. તો હવે આટલા પલ્લવથી એ સિદ્ધ થાય છે કે 'શુદ્ધ બ્રહ્મ નિરાકાર, નિર્ધર્મક, અકર્તા, અભોકતા છે, અને સોપાધિક શબલબ્રહ્મ સાકાર, સધર્મક, કર્તા ભોકતા, ઇત્યાદિ છે, અને નિર્વિશેષ અનુભૂતિજ બ્રહ્મ છે' 'આ પક્ષ તદ્દનજ અસગંત' અરમ્ય, અને યુક્તિઓથી પણ અસિદ્ધ છે' શાસ્ત્રમાં તો ઉક્ત વાતનો ગંધ સુધાએ પણ નથી મળતો

'શાસ્ત્રમાં કયાંય પણ-" બ્રહ્મ નિર્ધર્મક, અને કેવલ એક જીવજ બ્રહ્મ છે' આવુ મળતુ નથી

૫૯-'तत्त्वमसि श्वेतकेतो ' આ વાકય 'જીવજ બ્રહ્મ છે' આ વાતની સાબીતી કરતું નથી એ અમે પૂર્વભાગમાં સારી રીતે સિધ્ધ કરી આવ્યા છીએ 'असि' પદના સામર્થ્યથી 'त्वं' પદની અનુવૃત્તિ આપોઆપ થઈ જાય છે. કિંવા 'असि' અવ્યય 'त्वं' વાચક માન્યું છે. આવી રીતે 'तत्त्वमसि'નો અર્થ એ થયો કે-હે શ્વેતકેતુ! જેવી રીતે બીજા બધા પદાર્થો બ્રહ્માત્મક છે, તેમ જીવ બ્રહ્માંશ હોવાથી અથવા બ્રહ્માત્મક હોવાથી બ્રહ્મ છે' આવું શાસ્ત્રોમા મળી આવશે પરંતુ 'બ્રહ્મજ જીવ[1] છે, અથવા જીવજ બ્રહ્મ છે,' જીવથી ભિન્ન વાસ્તવમાં બ્રહ્મ કોઇ છેજ નહિ' આ વાત શાસ્ત્રોમાં કદી મળતી નથી. યુક્તિઓનુ તો બ્રહ્મવિષયમાં કાંઇપણ લેવણુ દેવણુ નથી' એ અમે બહુશ સિદ્ધ કર્યું છે

---

૧-' जीवो ब्रह्मैव नापरः' इति मायावादिनां मतम् ।

૬૦ 'अस्थूलमनणु' 'ब्रह्मापूर्वमनपर' अन्यदेव तद् विदितात्' यस्यामत मत तस्य' 'न हि विज्ञातेर्विज्ञातार विजानीयात्' 'नेदं यदिदमुपासते' ઈત્યાદિ શ્રુતિઓથી બ્રહ્મને નિર્ધર્મક અથવા અભજનીય માનતા હોવ તો મોટી ભૂલ છે કેમકે આ શ્રુતિઓ તો માત્ર બ્રહ્મમા પ્રાકૃત ધર્મોનોજ નિષેધ કરી રહી છે અને આરોપ્યમાણમાં ( આરોપ કરવા યોગ્ય વસ્તુમા ) ભજનનો નિષેધ કરી રહી છે.'

'पुरुषो' वा गौतमाग्नि ' અહીં પુરૂષ અને સ્ત્રીમાં અગ્નિપણાનો આરોપ કર્યો છે. 'मनोब्रह्मेत्युपासीत' અત્રે મનને આરોપિત બ્રહ્મ કહ્યું છે. માટે જ્યા આવુ આરોપિત બ્રહ્મત્વ હોય ત્યાજ ભજનનો નિષેધ કર્યો છે, પણ કાઈ મુખ્ય બ્રહ્મના ભજનનો નિષેધ કર્યો નથી. આ વાત જે ફરીથી इद શબ્દ વાપર્યો છે તેથી સ્પષ્ટ થાય છે. યદિ ઉકત આશય ન હોય તો એકજ 'इद'થી કાર્ય પુરૂ થઇ જતુ હતુ તો ફરીથી 'इद' શબ્દનુ શુ પ્રયોજન હતુ [1] 'यस्यामत' વિગેરે શ્રુતિથી બ્રહ્મ કોઇનો વિષય નથી અને તે હેય પણ નથી, આમ કહેતા હોવ તો પણ ઠીક નહિ. કારણ કે આ શ્રુતિઓ તો 'કોઈ પણ બ્રહ્મને પુરી રીતે જાણી શકતુ નથી' એટલુ માત્રજ પ્રબોધે છે, અથવા ભગવાનના અનુગ્રહથીજ બ્રહ્મને જાણી શકે છે.' જો કોઇ અનુગ્રહ વગરજ બ્રહ્મજ્ઞાન માટે દાવો કરતો હોય તો તે કંઇ પણ જાણતો નથી. એટલુંજ માત્ર તેનું કહેવાનું તાત્પર્ય છે. સમુદ્રને જોઇ કોઇ કહે કે 'આનો પાર નથી' તો શું ખરેખર એનો પાર નથી? હા, એટલુ હોઇ શકે છે કે મનુષ્ય તરીને એનો પાર કરી શકતો નથી

---

૧ અર્થાત્ જ્યા અબ્રહ્મને પણ બ્રહ્મ માની લીધુ હોય વાસ્તવમા તે બ્રહ્મ નહિ હોય તો એવાનુ ભજન ન કરો એમ કહે છે

'જેમ દરીઓ મોટો બ્હોળો તથા ગંભીર છે વાસ્તે તેનો અપર તટ મનુષ્ય દૃષ્ટિની બહાર છે માટે નિષેધ યુક્તજ છે તેમ બ્રહ્મ પણ સ્વાભાવિક, નિર્દોષ, અનંત કલ્યાણગુણોથી વિભૂષિત છે. તે કોઇના જાણવામા નથી આવતુ તેનાં અનંતસ્વરૂપો છે, અનંતગુણો છે આવીરીતે યદિ કોઇ તેને પૂરી રીતે ન જાણે તો શુ તે જ્ઞેય નથી, વા વિષય નથી? ગંગામા બધાય સ્નાન કરે છે, તેમાથી કોઇ મનુષ્ય, તરતા ન આવડતુ હોવાથી કે દુર્બલતાના કારણે અગર તેની (ગંગાનો) સામે પાર ન જઇ શકયો તો એથી કંઈ એમ નહિં કહી શકાય કે ગંગા સ્પર્શ કરવા પણ યોગ્ય પણ નથી બ્રહ્મ સ્વતંત્ર છે, અનંત કલ્યાણગુણશાલી છે, તેને કોઇપણ પોતાના સામર્થ્યથી જાણી શકતો નથી, અથવા દેખી શક્તો નથી અથવા આ પ્રાકૃત નેત્રોથી કોઇ એને ન જોઇ શકે તો તેથી એમ નહિં કહી શકાય કે-'પરમાત્મા દેખવા લાયક નથી વા જાણવા યોગ્યજ નથી.' ભલા કોઇ હૈયાફૂટાને કે ભાગ્ય વગરનાને તેનુ દર્શન ન થતુ હોય પણ પરમભાગ્યશાલીઓ તો તેનુ દર્શન કરેજ છે

૬૧–જે વસ્તુ પૂર્વે કદી દેખાઇ, સંભળાઇ, કે સમજાઇ હોય તેનો તો નિષેધ કરાય જ છે પણ કદી ન દેખેલી, ન સાભળેલી, અને ન સમજેલી વસ્તુનો કોઇપણ નિષેધ કરતો નથી. લોકમા દૃષ્ટ, શ્રુત અને જ્ઞાત સર્વ પદાર્થો પ્રાકૃત છે, નશ્વર છે માટેજ વિષય પણ છે હવે અગર એવા ધર્મોનો અથવા આકારનો બ્રહ્મમા શ્રુતિ નિષેધ કરતી હોય તો એ વાતને કોણ ન સ્વીકારે? અર્થાત્ બધાય સ્વીકારે અને એવુંજ (પ્રાકૃત) આરોપિત 'બ્રહ્મત્વજ જડ અને નશ્વર છે, પરંતુ અપ્રાકૃત, અલૌકિક, સ્વરૂપભૂત બ્રહ્મ,

નિર્ધર્મક છે. અથવા એવા ધર્મોનો બ્રહ્મમાં નિષેધ છે, એ વાત યુક્તિ તથા શાસ્ત્રોથી સિદ્ધ થતી નથી

## અનુમાનાદિ યુક્તિઓથી પણ શાસ્ત્રોક્ત બ્રહ્મની સિદ્ધિ થતી નથી.

### પૂર્વપક્ષ.

૬૨–કેટલાકનો એવો મત છે કે સાવયવ સઘળા પદાર્થો કોઈને કોઈએ બનાવેલા હોય છે, માટે તેને કાર્ય કહે છે પૃથ્વી, પર્વત, જલ, વિગેરે અનેકાનેક પદાર્થોનુજ નામ જગત્ છે. તે બધુ પૃથિવ્યાદિ કાર્ય અવયવવાળુ છે, એટલા માટે એને કોઇએ જરૂર બનાવ્યુ છે વસ્તુના બનાવનારને કારણનુ, (જેથી કાય બને તે દ્રવ્ય, જેની સહાયથી બને તે સમગ્ર સહાય સામગ્રી) તથા તેના પ્રયોજનનું, તેમજ બનાવવાની ક્રિયા વિગેરેનુ જ્ઞાન જરૂર થવું જોઇએ મોટુ વિસ્તીર્ણ અને આશ્ચર્યકારક આ જગત્-રૂપ કાર્ય છે તો એનો બનાવનારો પણ જરૂર કોઇ હોવો જોઇએ. આવા કાર્યનો કર્તા સાધારણ અલ્પજ્ઞ થઇ શકતો નથી માટે કાર્યને નિહાળી આવુ કાર્ય કરવામા સમર્થ, કોઇ સર્વજ્ઞ કર્તાનું અનુમાન થઇ આવે છે. અને તેજ સર્વજ્ઞ, સર્વસમર્થ, કર્તા આપણો ઇશ્વર છે અહીં આવો અનુમાનપ્રયોગ પણ થઈ શકે છે. જે જે સાવયવ છે તે સર્વ કાય છે, જેમ ઘટ જગત્ સાવયવ છે માટે તે કાર્ય છે. અને જે કાર્ય છે તો તેની પહેલા તદનુસાર કોઇ બુદ્ધિમાન્ કર્તાની પણ ખાસ જરૂર છે જગદ્રૂપ કાર્ય મહાન્ વિસ્તીર્ણ અને વિલક્ષણ છે, માટે એનો બનાવનાર પણ સર્વજ્ઞ, સર્વકર્તા ઇશ્વર સિદ્ધ થાય છે. તો પછી યુક્તિઓથી બ્રહ્મની સિદ્ધિ થતી નથી એમ શા માટે કહો છો?

## ઉત્તરપક્ષ.

૬૩ અનુમાનથી 'अणोरणीयान् महतो महीयान्' ઇત્યાદિ શ્રુતિઓમા વર્ણવેલુ, લૌકિક યાવત્કર્તાઓથી વિલક્ષણ, વિરૂદ્ધ-ધર્માશ્રય બ્રહ્માની સિધ્ધિ થતી નથી એ વસ્તુને નિયતપણે સંબંધ મળવો તેને વ્યાપ્તિ કહે છે જેમ ધૂમ અને અગ્નિની વ્યાપ્તિ. પરતુ ત્યા એટલુ બીજુ પણ છે કે તેઓને એકાદ બે વાર એક સાથે આખોથી જોઇ લીધા છે ઘટ જેમ કાર્ય છે તેમ તેનો બનાવનાર પણ જરૂર છે એ ઠીક છે પરતુ ત્યા એટલું બીજુ પણ સાથે લાગ્યુ છે કે અનેકવાર લોકોએ ઘટને બનાવતા કુંભારને જોયો છે માટે ત્યા કાર્યત્વેન, કર્તૃત્વેન, ( કાર્યકારણ-પણાથી ) વ્યાપ્તિ ઠીક છે

પરંતુ 'ઇશ્વરે જગત્ બનાવ્યુ છે' આ વાત જ્યારે કોઇએ જોઇ નથી તો પછી અનુકૂલ તર્ક ન મળવાથી ત્યાં આ વ્યાપ્તિનું દૃષ્ટાત આપી અદૃશ્ય વસ્તુ ઇશ્વરની સિધ્ધિ કરવી એ ભીંત આધાર) વગર ચિત્ર ચીતરવા જેવુ છે

એક વાત બીજી પણ છે કે ઘડો, માટલુ, અથવા એવી બીજી અનેક વસ્તુઓ બનાવવામાં આવે છે માટે તેઓનો કર્તા કોઇ છે, એ ઠીક છે. પરતુ પૃથ્વી, જલ, અગ્નિ વિગેરે પદાર્થો તો એવાં છે કે જેઓનું બનાવવુજ અશકય છે, માટે શકયક્રિય ( જેની ક્રિયા થઇ શકે ) પદાર્થોનુ દૃષ્ટાત આપી અશકયક્રિય પૃથ્વી, જલાદિને કાર્ય માનવુંજ પ્રથમ હાસ્યક્રિય છે. અને આવા કાર્યથી ઇશ્વરની સિદ્ધિ કરવી તે તો આકાશકુસુમોથી નીપજેલા અત્તરની નદી વ્હેવડાવવા બરોબરજ છે. જ્યાં 'હેતુ' પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પણ જ્ઞાત થતો હોય ત્યા તો તેના ઉપર આવી પડતાં

દોષોનો ઉધ્ધાર થઇ શકે છે, પરંતુ અહીં તો 'જગત્ કાર્ય છે' આ હેતુ અન્ય પ્રમાણોથી જ્ઞાત થયો નથી માટે અહીં આવી પડતા દોષોની નિવૃત્તિ કોઈપણ પ્રકારે થઈ શક્તી નથી. અને એટલા માટે કાર્યબલથી પણ કઇ કામ સરતું નથી

૬૪ પૃથ્વી, દરીઓ, અગ્નિ, વિગેરે યદ્યપિ કાર્ય છે તથાપિ એ બધાને કોઇએ એકજ વખતમા બનાવી દીધા છે એ કેવી રીતે કહી અને જાણી સકીએ? ઘટની માફક આ બધાં એક તો છે નહિ કે જેથી એકજ સમયમાં એકજ આદમીથી બની શકે અને આ તો બધા અલગ અલગ છે માટે એના બનાવનારા પણ ભિન્ન ભિન્ન અનેક હોવા જોઈએ અનેક ભિન્ન ભિન્ન વસ્તુઓનાં અનેક અલગ અલગ કર્તા હોય છે એ લોકમા દૃષ્ટ છે માટે એક કર્તાની સિધ્ધિ થઈ શક્તી નથી. એકજ આદમી દુનીઆના બધા કાર્યોને કરી લેય એવો કોઈ ચતુર કર્તા લોકમા જોવામાં આવતો નથી. એ માટે પણ ( અનુમાનથી ત્હમારી યુક્તિથી ) ઈશ્વરની સિધ્ધિ થઈ શક્તી નથી

૬૫ બીજુ, જગત્‌ને બનાવનારો ઇશ્વર શરીરી છે કે શરીર વગરનો? 'શરીર વગર તે કાર્ય બનાવે છે' એ તો કહી શકાય નહિ કારણ કે લોકમા એવુ ક્યાય પણ જોવામાં આવતું નથી. કદાચ કહો કે 'તે ઇચ્છામાત્રથી બધુ' કરી શકે છે' તો પણ ઠીક નહિ. કારણ કે ઇચ્છા પણ શરીરનેજ થાય છે શરીર વગરના આદમીને કદી કંઈ પણ ઇચ્છા થતી નથી અગર કહો કે 'ભલે દેહ ન રહો તોપણ મન તો નિત્ય છે. બસ, તે માત્ર મનના સંકલ્પથી જગત્ બનાવી શકે છે.' તો પણ યુક્ત નથી, કારણ કે યોગી અને મુક્ત જીવોને પણ મન હોય છે તોપણ તેઓ કાર્ય

કરતા જોવામા આવતા નથી. કદાચ કહો કે 'શરીરવાળોજ ઇશ્વર જગત્નો બનાવનાર છે' તોપણુ બની શકતુ નથી અહીં પ્રશ્ન એ થાય છે કે 'તે ઇશ્વરનુ શરીર નિત્ય છે કે અનિત્ય? કદાચ તેનુ શરીર નિત્ય કહો તોપણુ યુક્ત નહિ, કારણુ કે યદિ સાવયવ હોવા છતાં પણુ શરીર નિત્ય છે તો પછી જગત્ પણુ સાવયવ હોવાથી નિત્યજ લેખાશે અને એમ થવાથી પછી તેના કર્તાની શી આવશ્યક્તા રહેવાની? અગર કહો કે-'તેનુ શરીર અનિત્ય છે' તો એ પ્રશ્ન ઉદ્ભવે છે કે તે શરીરને કોણે બનાવ્યુ?' 'ઈશ્વરે પોતે પોતાનુ શરીર બનાવ્યુ' આમ કહો તો અશરીરી તે શી રીતે શરીર બનાવી શકશે?

'અન્ય શરીરથી તે શરીર બન્યુ' છે' આમ કહો તો 'જે અન્ય શરીરથી તે શરીર બન્યુ છે તે શરીર કયાથી બન્યુ? આમ પ્રશ્નપરંપરા આગળને આગળજ ધપ્યા કરશે. માટે અનુમાનથી ઇશ્વરની સિદ્ધિ કરવી પોતાના પગપર પોતાના હાથે કુહાડી મારવા જેવી છે માટે કહ્યુ છે કેઃ—

अलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजयेत् '

## શ્રુતિ, સ્મૃતિ, સૂત્રાદિશાસ્ત્રોથી સિધ્ધ થયેલા બ્રહ્મવાદમાં બ્રહ્મસ્વરૂપનો નિર્ણય

૬૬ હવે અહીં એ પ્રશ્ન થાય છે કે અન્યવાદીઓએ કહેલા બ્રહ્મનો તો શાસ્ત્રમાં પત્તો પણુ મળતો નથી એ ઠીક છે પરંતુ સિધ્ધાંતમા બ્રહ્મનુ' સ્વરૂપ કેવુ માનવુ જોઇએ? તો એનો ઉત્તર એટલોજ છે કે-' कृषिर्भूवाचक शब्दो णश्च निवृत्तिवाचक । तयोरैक्य परं ब्रह्म कृष्ण इत्यभिधीयते । ' ओं तत्सत्परं ब्रह्म कृष्णा-

त्मको नित्यानदैकस्वरूपः ।' यतो वा इमानि भूतानि जायन्ते ।' स ईशाधिके ' 'सर्वस्य वशी' 'य सर्वज्ञ ' 'विश्वतश्चक्षुरुत' ' सर्वकाम' सर्वगध सर्वरस ' ' आत्मा वा रे ' 'तदेजति तनैजति' 'अपाणिपादो जवनो ' ' अणोरणीयान् महतो महीयान् ' ' यतो वाचो निवर्तन्ते ' 'कश्चिद्धीर प्रत्यगात्मानमैक्षत्' 'ततस्तु त पश्यते निष्कल ध्यायमानः' ' परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ' सत्य विज्ञा नमानद ब्रह्म ' ' सदेव सौम्येदमग्र आसीत् ' स आत्मानं स्वयमकुरुत ' ' सर्व पुरुष एवेद ' ' मत्त स्मृतिर्ज्ञानम् ' ' अहं सर्वस्य प्रभव ' ' मत्त परतर नान्यत् ' ' अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तम. ' ' निर्दोषपूर्णगुणविग्रह आत्मतत्र ' ' स्वमक्षरं परम वेदितव्य ' ' नमो नमस्तेऽस्त्वृषभाय ' ' श्रिया पुष्ट्या गिरा कान्त्या ' ' त्व ब्रह्मपूर्णममृत विगुण विशोकमानदमात्रमविकार मनन्यदन्यत् ' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ તથા ' सर्वधर्मोपपत्तेश्च ' ' प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्ताऽनुपरोधात् ' ' अरूपवदेव हि तत्प्रधानत्वात् ' ' अपि च सराधने प्रत्यक्षानुमानाभ्याम् ' ' उभयव्यपदेशात्त्वहिकुडलवत् ' ' नानुमानमतच्छ्रुते ' प्रकृतैतावत्त्व हि प्रतिषेधति ततो ब्रवीति च भूय ' ' आनदमयोऽभ्यासात् ' ' आह च तन्मात्रम् ' ઇત્યાદિ સૂત્રોથી એ સિધ્ધ થાય છે કે તે પરબ્રહ્મ, પરમાત્મા, પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન્ આનંદમય છે. સાકાર છે, પ્રાકૃત ગુણ આકારાદિથી શૂન્ય છે, શબ્દબલથી અનેક વિરૂધ્ધ શકિતઓનો આશ્રય છે, અર્થબલથી વિરૂધ્ધ સ્વરૂપાત્મક વિવિધ સર્વ ધર્મોથી વિભૂષિત છે, વાત્સલ્યાદિ સમગ્ર ઉત્તમોત્તમ ગુણરત્નોનો રત્નાકાર છે. આજ બધો સિધ્ધાંત આરંભના શ્લોકમાં પણ કહી આવ્યા છીએ શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે -' एते चान्ये च भगवन्नित्या यत्र महागुणा ' હું કયાં સુધી કહું ? એવું

કોઇપણ શાસ્ત્ર નથી કે જ્યા ભગવાનમાં સ્વાભાવિક નિત્ય ગુણો ન માન્યા હોય ધર્મ અને ગુણો રહેતા છતા પણ જરાય દ્વૈતગંધ નથી રહેતો, કારણ કે પરબ્રહ્મના ગુણો અથવા ધર્મો સ્વરૂપાત્મક છે એ માટે વેદાતસૂત્રોમા શ્રીવ્યાસજીએ કહ્યું છે કે ' प्रकाशाश्रयवद्‌ वा तेजस्त्वात्' સૂર્ય અને તેનું તેજ બને જો કે અલગ અલગ દેખાય છે, છતાં પણ તેમાં દ્વૈત નથી કારણ કે તેનુ તેજ સ્વરૂપથી જુદુ નથી, સ્વરૂપાત્મક છે. જે વસ્તુનો જેવો સ્વભાવ હોય તેને તેવુ જ માનવુ પડે છે ભગવાન્ સમગ્ર જગતનુ ઉપાદાન અને નિમિત્તકારણ હોવા છતાં પણ પોતે નિર્વિકાર છે અને આપ્તકામ છે. આમ પૂર્વોક્ત શ્રુતિઓથી સિદ્ધ થાય છે. કદાચ કહો કે 'મૃત્તિકા ઘટનુ ઉપાદાન કારણ છે પરંતુ તે જેમ ઘટમા બધીને બધીજ લાગી જાય છે, તેમ પરબ્રહ્મ પણ જગતને બનાવતી વખતે બધુજ ,ખર્ચાઇ જવું જોઇએ બીજુ, નિમિત્ત માનવામાં પણ અવયવ વગરનું તે બ્રહ્મ જગતને શી રીતે બનાવી શકે ? તો એનો ઉત્તર એટલોજ છે કે તે ભગવાન્ અચિંત્યશક્તિ છે. ત્યાં ( બ્રહ્મમા ) પરસ્પર વિરૂદ્ધ જેવી દેખાતી વાતો પણ સંભવી શકે છે વેદે, તેને નિરવયવ અને કર્તા, ઉપાદાન તથા વિકારરહિત કહ્યુ છે.' માટે આસ્તિકે તો જેવું વેદે કહ્યું તેવુજ માનવું આવશ્યક છે. અને માટેજ ભગવાન બાદરાયણે ' श्रुतेस्तु शब्दमूलत्वात्' આ સૂત્ર યોજ્યું છે, આ સૂત્ર ઉપર શ્રીશંકરાચાર્યજી પણ પહેલા તો બ્રહ્મને વિરૂદ્ધધર્માશ્રય માની બરોબર આસ્તિકોના જેવુજ સમાધાન કરી જાય છે. પરંતુ કંઇ ખબર પડતી નથી કે શા માટે તે આગળ જઇ આસ્તિકોના કર્ણકુહરને પોતાના કટુ બૌદ્ધગીતના સૂરથી પુરવા મંડી પડે છે ચાર પાંચ આંધો ભેગા મળી હાથીને જાણીને વર્ણન કરવા

લાગે. ઠીક છે અગર તે લોકો એમ કહે કે 'અમે હાથીનું એક એક અવયવ અનુભવ્યું' છે પણ કાંઈ એક એક અવયવ હાથી નથી, તો આવી વાત માની શકાય, પરંતુ તેઓ યદિ કહેવા લાગે કે 'નહિજી નહિ, હાથી તો સુપડા જેવો છે ઇત્યાદિ' તો જરૂર તેઓ તેને ન જાણી શક્યા એમ કહેવું પડશે. બસ, અન્યવાદીઓની પણ આવીજ હાલત છે. કોઈ બ્રહ્મની તિરોભાવ શક્તિનેજ લઇને કહે છે કે 'બ્રહ્મ શૂન્ય છે, અનિર્વચનીય છે' ઇત્યાદિ વિરૂદ્ધધર્માશ્રય અથવા વિવિધ ધર્મોનો આધાર હોવાથી બ્રહ્મ પોતે ભલે તેના કથનનું પણ અનુસરણ કરતું રહે તો પણ કહેવું પડશે કે આવું કહેનારા તેઓ ખરેખર બ્રહ્મને પ્રાપ્ત કરી શક્યા નથી, એમ પ્રતીત થાય છે પૂર્વોક્ત આ બધી વાતો ભગવાન્ શ્રીમદ્વલ્લભાચાર્યચરણે તત્વદીપ નિબંધમાં કહી છે—

'सच्चिदानदरूप तु ब्रह्मव्यापकमव्ययम् ।
सर्वशक्ति स्वतंत्र च सर्वज्ञं गुणवर्जितम् ॥
सजातीयविजातीय स्वगतद्वैतवर्जितम् ।
सत्यादिगुणसाहस्रैर्युक्तमौत्पत्तिकै सदा ॥
सर्वाधारं वश्यमायमानन्दाकारमुत्तमम् ।
प्रापञ्चिकपदार्थानां सर्वेषां तद्विलक्षणम् ॥
जगत समवायि स्यात्तदेव च निमित्तकम् ।
कदाचिद्रमते स्वस्मिन्प्रपञ्चेऽपि क्वचित्सुखम् ॥
सर्ववादानवसरं सर्ववादानुरोधि तत् ।
अनंतमूर्ति तद् ब्रह्म कूटस्थं चलमेव च ॥
विरुद्धसर्वधर्माणामाश्रय युक्त्यगोचरम् ।
आविर्भावतिरोभावै मोहिन बहुरूपतः ॥

इंद्रियाणां तु सामर्थ्यादृहस्य स्वेच्छया च तत् ॥

तत्त्वदीपनिबंध–शास्त्रार्थ प्रकरणम्

९७ 'आनंदो ब्रह्मेति व्यजानात्' 'सत्य विज्ञानमानंद ब्रह्म' વિગેરે શ્રુતિઓથી એજ પ્રતીત થાય છે કે પરમાત્મા આનંદાનુભવરૂપ છે, નિત્યવર્તમાન રહેવાથી તેને સત્ પણ કહે છે, માટે તે સચ્ચિદાનંદ સ્વરૂપ કહેવાય છે. 'आनंद ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन' 'आनंद ब्रह्मणो रूप' ઈત્યાદિ શ્રુતિઓથી એ પણ સિદ્ધ થાય છે કે સ્વરૂપની માફક પરમાત્મામાં સ્વરૂપથી અભિન્ન કોઇ ધર્મરૂપ પણ આનંદ છે, અને એજ ત્યાં આકાર, વસ્ત્ર, આભૂષણ, પ્રભૃતિની જગ્યાએ છે આજ આનંદરૂપ આકાર સૃષ્ટિની પહેલા સ્વરૂપ સાથે એટલો તો મળેલો રહે છે કે તે વખતે બધાને પરબ્રહ્મ નિરાકારજ દેખાય છે અને એજ વાસ્તે એને કોઇ કોઇ સ્થલે નિરાકાર, અસત્ વિગેરે શબ્દોથી વ્યવહર્યો છે વાસ્તવમાં તો સર્વત્ર નિરાકારનો 'પ્રાકૃત આકાર રહિત' એવોજ અર્થ કરવો ઘટે, અને અસત્‌નો 'અસ્પષ્ટ' અર્થ કરવો જોઇએ પ્રભુશ્રીની બહિ ક્રીડાજ જગત્ અવસ્થા છે, અને આપશ્રીની અંતઃક્રીડા સૃષ્ટિની પૂર્વની અવસ્થા છે 'एकोऽहं बहुस्यां' આ વિચાર પ્રમાણે જ્યારે તે ભગવાનને બહાર રમણ કરવાની ઇચ્છા થઇ એટલે તે પોતાના તે ધર્મોને પોતાથી જુદા કરે છે; જેથી ધર્મોનો તિરોભાવ, વિગેરે વિવિધ તારતમ્યોથી આ જગત્ પ્રકટ થવા લાગે છે પ્રથમ જે રૂપદ્વારા તે જુદાં પડે છે તેનેજ શ્રુતિઓમાં અક્ષર, ધામ, સમષ્ટિજીવ, બ્રહ્મ, ચરણ, અને મહિમા વિગેરે શબ્દોથી સંબોધ્યું છે શ્રીપુરૂષોત્તમ ભગવાન્ અને અક્ષર એ બન્ને સૃષ્ટિની પહેલા સુપ્તશક્તિ રહે છે અક્ષરની બે પ્રકારે સ્ફૂર્તિ થાય છે. ભક્ત લોકોને તો વ્યાપિ વૈકુંઠ, ભગવદ્ધામ,

ઇત્યાદિ રીતિથી તેનો પ્રકાશ થાય છે. માટેજ શ્રીગીતા અને શ્રીમદ્ભાગવતમા કહ્યું છે કે–' यं प्राप्य न निवर्तन्ते तद् धाम परमं मम ' ' दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम् ' આ ઉક્ત પ્રકારની સ્ફૂર્તિમા થોડાએક ભગવદ્ગુણોનુ પ્રાકટ્ય અને અન્યોનો તિરોભાવ રહે છે શુધ્ધાદ્વૈતજ્ઞાનીઓને એજ અક્ષરની સ્ફૂર્તિ માત્ર પ્રકાશ રૂપે થાય છે કારણ કે તે વખતે તેઓના હ્રદયમાં એક જ્ઞાનશક્તિ સિવાય બીજી બધી શક્તિઓનો ત્યાં તિરોભાવજ દેખાય છે માટે તેઓ એને નિર્ધર્મક કહે છે એ વાસ્તે શ્રીમદ્ભાગવતમા કહ્યુ છે કે-' समुद्रवच्छून्यवदप्रतर्क्यं तन्मूलभूतं पदमामनन्ति' એજ અક્ષર ભગવાનને 'ब्रह्म पुच्छं प्रतिष्ठा વિગેરે શ્રુતિઓમા આનંદમય, પુરૂષોત્તમરૂપ હંસના પુચ્છ રૂપે વર્ણવ્યો છે અક્ષર બ્રહ્મજ પોતાની સદંશરૂપા પ્રકૃતિમાં જીવરૂપ વીર્યનું આધાન કરે છે જેથી સચ્ચિદ્રૂપ જીવોની ઉત્પત્તિ ( વ્યુચ્ચરણ ) થાય છે

૬૮ એજ આનંદાનુભવરૂપ પુરૂષોત્તમ જે વખતે નામરૂપાદિ જગત્‌ની સ્પષ્ટ અભિવ્યક્તિ અલગ અલગ કરવા ચાહે છે, અથવા જ્યારે બ્રહ્માંડાત્મક સદંશમા પ્રવેશ કરી તેનું શાસન કરવા ઇચ્છે છે, ત્યારે અંતર્યામી રૂપ ધારણ કરી બધાય જડ ચેતન પદાર્થોમાં પ્રવેશ કરે છે માટેજ ઉપનિષદોમા કહ્યુ છે કે ' यः पृथिव्यां तिष्ठन् ' ' यो विज्ञाने तिष्ठन् ' ' एष त आत्मा अंतर्यामी अमृतः ' ' ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायण ' ઈત્યાદિ

અગર દૃશ્ય પદાર્થજ ન હોય તો નેત્રાદિ ઈંદ્રિય અને દ્રષ્ટા (જીવ) આ બનેની સિધ્ધિ કરવી મુશ્કેલ થઈ પડે છે અને અગર દ્રષ્ટા ન રહે તો દૃશ્ય અને ઈંદ્રિયોની સિધ્ધિ કરવી અસંભવ છે.

આવી રીતે જ્યારે એકના અભાવમાં અન્યની સ્થિતિ દુર્લભ થઈ પડે છે તો તે વખતે જે કોઇ બધાંને જોવાવાળો, તથા દૃશ્ય અને દ્રષ્ટાને પોતપોતાના કાર્યમા સાવધાન કરાવનાર, અથવા પ્રવૃત્ત કરાવનાર છે, તેને અ તર્યામી કહે છે આ અ તર્યામી તે મહાન્ અ તર્યામીનો અ'શ છે, એ, એક માત્ર દેહી અને દેહનુ જ નિયમન કરે છે અને એ, કર્મ તથા કર્મફ્લોનો સ્પર્શ સુદ્ધા કરતો નથી, કારણ કે તે અભિમાનશૂન્ય છે

૯૯ આન દમય અનુભવ અથવા આન દાનુભવમાત્ર તે ભગવાનજ પોતાની ઈચ્છાથી ભિન્ન ભિન્ન ભાવો દ્વારા બ્રહ્મ, પરમાત્મા ( અ તર્યામી )અને જીવાદિ રૂપોને ધારણુ કરે છે, માટે કોઇ પણુ જાતનુ દ્વૈત રહેતુ નથી જીવ સજાતીય છે, જડવર્ગ વિજાતીય છે, અને અ તર્યામી સ્વગત છે, પર તુ ત્રણે સત્, ચિત્, અને આન દરૂપ છે એટલા માટે દ્વૈતગ ધ સુદ્ધા પણ રહેતો નથી, પોને ચિદ શ હોવાથી જીવ અને ભગવાનમા સજાતીય ભેદ પણ રહેતો નથી, અને સચ્ચિદાન દ હોવાથી અ તર્યામી અને ભગવાનમા સ્વગત ભેદ પણ નથી. વિદેહ રાજાની સત્રસભામાં પ્રવચન કરતી વખતે શ્રી પિપ્પલાયન મહર્ષિએ કહ્યું કે —હે રાજા ! ' જે પોતે અહેતુ રહેતાં છતાં પણ અથવા સાક્ષાત્ કોઇનુ કારણ ન હોવા છતાં પણ જે પોતાની નિત્ય ચિચ્છક્તિના વિલાસમા રમણુ કરતો રહે, પર તુ પોતાના અ શ અને અ શાંશીરૂપ અક્ષર, ( બ્રહ્મ ) અ તર્યામી ( પરમાત્મા ) અને જીવદ્વારા આ સર્વ વિશાલ વિશ્વને પેદા કરે છે, તેની સ્થિતિ રાખે છે, અને તેનો સ હાર કરે છે તેને ભગવાન સમજો. અને જેના સામર્થ્યથી ચૈતનતાને પામેલા જીવો, દેહ, ઇંદ્રિય, અને પ્રાણો પોતપોતાના કાર્યમા પ્રવૃત્ત રહે છે તેને અ તર્યામી ( પરમાત્મા ) જાણો. અને જે તત્ત્વ, સ્વપ્ન,

જાગૃતિ, સુષુપ્તિ, તથા તુરીય અવસ્થામાં પોતાના સ્વસ્વરૂપેજ વિદ્યમાન રહે છે, અથવા જડાદિમાં પણ સ્વરૂપસ્થિતિ રાખવા માટે સદ્રૂપે સૂક્ષ્મરૂપથીજ રહે છે તેને બ્રહ્મ ( અક્ષર ) કહે છે. પરંતુ વાસ્તવમાં તો ત્રણે એકજ છે માટે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કેઃ–

' वदन्ति तत्तत्त्वविदस्तत्त्व यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥

ભાગવત તત્વને સમજનારા લોકો અનુપમ તે આનંદાનુભવ માત્રનેજ તત્વ ( સાર ) કહે છે. જે શાસ્ત્રોમાં બ્રહ્મ, અંતર્યામી, અને ભગવાન નામથી કહેવાયું છે.

૭૦ પ્રભુશ્રીનાં આ ત્રણે સ્વરૂપો આનંદમય છે પરંતુ એટલોજ વિશેષ છે કે વેદમા ' स एको ब्रह्मण आनद ' આ શ્રુતિદ્વારા અક્ષરના આનંદની ગણના કરી છે, જ્યારે ' यतो वाचो निवर्तन्ते ' આ શ્રુતિદ્વારા પરાત્પર તે ભગવાનના આનંદને અપરિમેય કહ્યો છે.

૭૧ મહાત્મા શ્રીશંકરાચાર્ય આનંદમયાદિકરણના પ્રારંભમાં બે ચાર સૂત્રોથી તો અન્ય આસ્તિકોની માફક આનંદમય વસ્તુને પરમાત્માજ કબૂલે છે, અને કહે પણ છે કે 'બ્રહ્મનો આનંદ નિરતિશય છે, અમેય છે,' પરંતુ ' अस्मिन्नस्य च तद्योग शास्ति ' આ સૂત્રમાં તે પોતાની નાસ્તિકતા ઉપર બીલકુલ પાણી ફેરવી દે છે, અને સિદ્ધાંત કરે છે કેઃ–' પરમાત્મા નહિ પણ કોઈ જીવ-

---

१ ब्रह्मानन्दस्य निरतिशयत्वाऽवधारणात् । १–१–१२ भाष्यम् । २ वेदान्तमीमांसा १–१–१९ । सूत्रम् । ३ तस्मात्कार्यपतितएवानन्दमयो, न पर एवात्मा आनन्द इति विद्याकर्मणो फलम् । तद्विकार आनन्दमय ।

आनन्दब्रह्मवल्ली शांकरभाष्यम् ।

વિશેષજ આનંદમય છે.' 'इदन्त्विह वक्तव्य' થી પ્રારંભ કરીને અધિકરણની સમાપ્તિ સુધી આપ ફરમાવે છે કેઃ— 'અમારે તો સૂત્રકારને એટલુજ કહેવુ છે (અર્થાત્ પ્રશ્ન) કે આનંદવલ્લીમાં પ્રવાહ અને પરંપરા તો વિકારાર્થક 'मयट्' પ્રત્યયની ચાલી રહી છે પછી વચમાજ એકદમ પ્રાચુર્ય અર્થમાં 'मयट्' નુ ગ્રહણ શા માટે કરો છો? અને અગર આનંદમયને બ્રહ્મ કહેવું હોય તો પછી બીચારા અન્નમયે શુ અપરાધ કર્યો? તેને પણ બ્રહ્મ કહો બીજુ, આનંદમયને બ્રહ્મ માનશો તો બ્રહ્મને સવિશેષ સ્વીકારવું પડશે, અને 'यतो वाचो निवर्तन्ते' આ નિર્ણય વાક્યમાં તો બ્રહ્મને નિર્વિશેષ કહ્યુ છે એક વાત બીજી પણ છે કે 'બ્રહ્મને આનંદમય માનવામા તેમાં થોડુંક દુઃખ પણ માનવું જોઈશે, કારણ કે પ્રચુરાર્થમાં વિરોધીની થોડીક સત્તા પણ માલમ પડ્યા કરે છે

૭૨ વળી, પ્રતિશરીરમાં પ્રિય, મોદ, વિગેરેનો ભેદ જોવામાં આવે છે, માટે આનંદમયમા પણ ભેદ માનવો પડશે. અને બ્રહ્મ તો અનેક શરીરોમા પણ એકજ છે, અભિન્નછે અને શ્રુતિમા અભ્યાસ (વારવાર કથન) પણ આનંદમયનો નથી, પણ ફક્ત આનંદમાત્રનોજ અભ્યાસ છે અગર કયાંય આનંદમયનો અભ્યાસ આવી પણ જાય તો તેને અન્નમયાદિ પ્રવાહમા આવવાથી બ્રહ્મવિષયક ન માનવો જોઇએ. [1]માટે અન્નમયાદિની માફક આનંદમયમાં પણ 'मयट्' વિકારમાજ સમજો, પ્રાચુર્ય અર્થમાં નહિં.

---

[1] तस्मादन्नमयादिष्विवानन्दमयेऽपि विकारार्थ एव मयड्विज्ञेयो न प्राचुर्यार्थे । १–१–१९। भाष्यम् ।

# આનંદમયાધિકરણ ઉપર કરેલી શ્રીશંકરાચાર્યની ઔાધ્ધ કલ્પનાઓનો વિચાર.

એ તો અમે કોઇ અન્ય ગ્રંથમા દેખાડીશુ કે શ્રીશંકરાચાર્યનું ભાષ્ય શ્રીવેદવ્યાસજીના કોઈ પણ સૂત્રનો સ્પર્શ સુદ્ધાં કરતુ નથી પરંતુ હાલ તો આપશ્રીએ જે આનંદમયાધિકરણ ઉપર કૌશલ કર્યું છે, તેજ કૌશલ મતિમાન્ મનુષ્યોના હૃદય ઉપર વિચારાર્થ સ્થાપીશુ પ્રથમ તો શ્રીશંકરાચાર્યે મોટી જબરી ભૂલ એજ કરી છે કે તેણે 'आनन्दमयाधिकरण' ઉપર ભાષ્ય બનાવ્યુ. કારણ કે 'आनन्दमयोऽभ्यासात्' આ સૂત્રથી લઈ 'अन्तस्तद्धर्मोपदेशात्' સૂત્રની પહેલ પહેલા સૂત્રકારે બ્રહ્મને આનંદમય ઠરાવ્યુ, અને આપને ત્યા તો બ્રહ્મને આનંદમય રૂપે પ્રદર્શન કરાવવુ ઝહેર જેવુ લાગે છે તો પછી આવા સૂત્રો પર ભાષ્યજ શા વાસ્તે રચ્યુ ? અને અગર પોતાના આશયનો મેળ ન ખાતા છતા પણ સૂત્રભાષ્યકાર થવુ હતુ તો પછી પ્રારંભથીજ ખંડન શુ કામ ન કર્યું ? લોકોને ભ્રમમા ભમાવવા પ્રથમ આસ્તિક જેવા શા માટે જણાયા ? બ્રહ્મને આનંદમય શુ કામ કહ્યુ ? અને 'मयट्' ને પ્રચુર અર્થમા માનવાનુ શુ પ્રયોજન હતુ ? સાફ સાફ કહી નાંખવું હતુ ને કે 'અહીં સૂત્રકારની ભૂલ છે' આનંદમય બ્રહ્મ થઈ શકતુ નથી, કારણ કે 'मयट्' પ્રચુરાર્થમાં સંભવતો નથી પહેલા સૂત્રમા બ્રહ્મને આનંદમય સ્વીકારી લીધુ, બીજા સૂત્રમાં 'मयट्' ને પ્રચુરાર્થક માની વળી પાછા બ્રહ્મને આનંદમય સિધ્ધ કરી ચૂકયા વધારે તો શું, અધિકરણના બધાંય સૂત્રોપર સૂત્રકારની અનુકૂલજ સિધ્ધાંત માની શ્રુતિયુક્તિઓથી આનંદમયનેજ બ્રહ્મ માન્યુ, તો પછી બીચારા આ અંતિમ સૂત્ર

ઉપરજ માયાવાદનુ સ્વપ્ન કયાંથી તુટી પડયુ ? સૂત્રના અક્ષરોથી તો આવા આશયનો ગધ પણ નથી નીકળતો, પ્રત્યુત 'च' કારથી પૂર્વોક્ત વાતનુ જ પોષણુ થાય છે

૭૩ અગર 'દ્વૈતગધને લીધે આનદમયને બ્રહ્મ કહેવા ન ચાહતા હોવ તો પણ યુક્ત ન કહેવાય, કારણકે જ્યારે આનંદ અને આનદમય બને એકજ પદાર્થ છે તો પછી દ્વૈત કયાં રહ્યુ ? આનદમયજ તો આનદ અને આનંદમય બને છે સૂર્યજ તેજ અને તેજોમય છે ઐક્ય રહેતા છતાં પણ જે અલગ અલગ પ્રતીતિ થાય છે તે ઠીક છે, કારણ કે વસ્તુમા શક્તિજ તેવી છે જ્યા વસ્તુજ બને પ્રકારનુ પ્રતીત થતું હોય ત્યા તર્ક કરવો વ્યર્થ છે બ્રહ્મમા રૂપ અથવા આકારસ્થાનીય આનદ તેનાથી ભિન્ન નથી પરતુ તે પોતેજ રૂપ અથવા આકાર છે માટે જરાય દ્વૈત રહેતું નથી પ્રાકૃત વસ્તુઓની માફક રૂપ તેનથી જુદુ નથી, પરતુ બ્રહ્મજ રૂપ અને આકાર છે તથા સરૂપ અને સાકાર છે સૂત્રકારે 'अरूपवदेव हि तत्प्रधानत्वात्' આ સૂત્રથી સિધ્ધાત કર્યો છે કે 'બ્રહ્મ રૂપવાળુ નથી પણ રૂપજ બ્રહ્મ છે, કારણ કે આનદ પ્રધાન છે. જ્યાં રૂપવાનથી રૂપ જુદુ હોય ત્યા દ્વૈતનો ડર રહે છે પરતુ જયા રૂપ અને રૂપવાન બને એકજ હોય ત્યા દ્વૈતનો ગધ સુદ્ધા પણ રહેતો નથી સ્વાદ લેવાથી જયારે ખાડ અને ખાંડના ખીલોનાં (રમકડા) બને એકજ વસ્તુ નિશ્ચિત થઇ ચૂકે છે તો પછી હજારો યુક્તિઓ લડા-યાજ કરોને તેનાથી શું તેનુ વાસ્તવ દ્વૈત થઇ જશે ? કદી નહિ માટે 'આનદમયજ બ્રહ્મ છે '

૭૪ ' વિકારાર્થક 'मयट्' ના પ્રવાહમા પડવાથી આનદમય પણ જીવવિશેષજ છે, બ્રહ્મ નહિ, ' આ સૂચન પણ ભૂલથી ભરેલું

છે કારણ કે કયાંય પણ પ્રવાહપતિત પદાર્થમાં પ્રવાહનાં ધર્મો આવતા નથી જલપ્રવાહમા અગર તૃણ આવી જાય તો શુ તે પણ જલ માની લેવાય? જલ અને તૃણનો ભેદ પ્રમાણાન્તરથી સ્પષ્ટ પ્રતીત થઇ રહ્યો છે પ્રવાહપતિત હોવાથી જેમ તૃણને જલ કહી દેવુ ભૂલ વગરનુ નથી, તેમ અન્નમયાદિ પ્રવાહમાં આવવાથી આનન્દમયને અબ્રહ્મ કહી નાખવુ પણ પ્રમાદજ છે. યદિ આનન્દમયને કોઈ વેદાદિ પ્રમાણથી વિકારાર્થતા આવી પડતી હોય તો તો 'પ્રવાહપતિત' આ હેતુથી આનન્દમયને અબ્રહ્મ કહી શકો છો પરન્તુ 'अपहतपाप्मा' ઈત્યાદિ હજારો શ્રુતિઓથી તેમા વિકારાપાતનો નિરાસ કર્યો છે માટે માત્ર 'પ્રવાહપતિત' હેતુ દેખાડી આનન્દમયને અબ્રહ્મ કહેવુ મોટી ભૂલ કહેવાય. બીજું વિકારાર્થનો પ્રવાહ પણ તો સિધ્ધ થતો નથી, કારણ કે અન્નમય સિવાય કયાય પણ વિકારાર્થ છેજ નહિ પ્રાણમયથીજ વિકારાર્થનો પરિત્યાગ છે કારણ કે પ્રાણનો વિકાર ન થઇ શકવાથી ત્યા વિકારાર્થક[1] 'मयट्' થઇ શકતો નથી માટે આનન્દમયમાં પ્રાયપાઠનો બાધ થતો નથી શ્રૌતમતથી પણ અહીં તો પ્રચુર અર્થજ છે વ્યાકરણ પ્રમાણે પણ આનન્દશબ્દથી વિકાર અર્થમાં 'मयट्' પ્રત્યય થઈ શકતો નથી અન્નમયાદિમા જેમ એક અન્ય આત્મા કહ્યો છે તેમ આનન્દમયનો કોઇ જુદો આત્મા કહ્યો નથી. એથી માલમ પડે છે કે 'આનન્દમયજ બ્રહ્મ છે' અગર કહો કે

---

૧–ભામતી નિબન્ધમા જે વિકારાર્થના પ્રવાહનુ સમર્થન કર્યું છે તેની પોલ તો અમે કોઇ અન્ય ગ્રન્થમા ખોલીશુ કારણ કે 'ભામતી' શાંકર ભાષ્યની ટીકા નથી પણ યુક્તિથી તેનુ ખડનજ છે

૨ या तु मनोरमायां दीक्षिते भाष्यकाराय यत्रि प्रदीयते विकारार्थ-त्वाय ने सा तु श्रीरामकृष्णपण्डिते खण्डितेति ग्रन्थान्तरे तदपि स्फोरयिष्यते ।

'આનંદમય વિગેરે પાચ કોશો છે, એવી કલ્પના કરી શકીએ છીએ, કારણુ કે વાત બ્રહ્મની ચાલી રહી છે, તે પુચ્છરૂપ બ્રહ્મનું જ્ઞાન કરાવવા માટેજ કોશની કલ્પના કરી છે ' તો આ કથન પણુ યુક્ત નથી કારણુ કે બ્રહ્મ શબ્દમાં તો કોઇ જાતનો સંદેહ રહ્યોજ નથી કેમકે ' सत्य ज्ञान ' આ શ્રુતિથી તેનો નિર્ણુય થઈ ચૂકયો છે પરંતુ ' पर ' શબ્દનો નિર્ણુય કરવો બાકી રહ્યો છે અને તેનાજ નિર્ણુય વાસ્તે અનુવાકનો પ્રારંભ છે માટે બ્રહ્મનુ નહિ પણુ આનંદમય બ્રહ્મનુ પ્રકરણુ ચાલી રહ્યુ છે અગર ભાવાભાવની શંકા લઇને આનંદમયને બ્રહ્મ ન માનતા હોવ તોપણુ ઠીક નહીં કારણુ કે પ્રિયમોદાદિ અવયવવાન્ અવયવી આનંદમય લોકમાં અપ્રસિધ્ધ છે માટે ત્યા પણુ ભાવાભાવશંકા થઇ શકે છે

યદિ કહો કે "આનંદમયના પુચ્છાદિનું વર્ણુન કર્યુ છે માટે તે સવિશેષ છે, અને વેદમા તો નિર્વિશેષ બ્રહ્મનુ જ વર્ણુન કર્યુ છે માટે આનંદમય બ્રહ્મ નથી ' તો પણુ ઠીક નહિ. કારણુ કે વેદમા કયાય પણુ નિર્વિશેષ બ્રહ્મનો ગંધ સુદ્ધા નથી એ અમે પ્રથમ શ્રુતિ અને યુક્તિઓથી બહુ સારી રીતે સિદ્ધ કરી આવ્યા છીએ ' यतो वाचो ' આ શ્રુતિમા તો બ્રહ્માનંદના પરિમાણુ ( માપ )નોજ નિષેધ કર્યો છે, નિર્વિશેષ બ્રહ્મનો તો ગંધ પણુ નથી માટે આનંદમયજ બ્રહ્મ અને પરબ્રહ્મ છે.

બીજુ જે એવુ કહ્યુ છે કે—' આનંદમયનો અભ્યાસ નહીં પરંતુ આનંદનો અભ્યાસ છે, એ માટે પણુ આનંદમય બ્રહ્મ નથી" તો તે પણુ ઠીક નહીં, કારણુકે આનંદ શબ્દથી પણુ અર્થાત. આનંદમયનુ જ સૂચન કર્યુ છે. સાભળો ! 'आनंद ब्रह्मण ' 'यदेष आकाश आनद.' વિગેરે શ્રુતિઓથી આનંદનીજ સ્તુતિ કરી છે, આવી રીતે

સ્તુતિદ્વારા પ્રાચુર્યનું દ્યોતન કર્યું છે લોકમાં ધન પ્રાચુર્યાદિ સ્તુતિ-પાત્ર થાય છે એ સર્વજનીન છે, વાસ્તે આનન્દમા અર્થત મયટ્ છેજ, અને આનન્દમયમા શબ્દત. મયટ્ છે, માટે આનન્દમયનોજ અભ્યાસ છે 'आनन्दमयमात्मान' ઈત્યાદિમાં શબ્દત: અને 'आनन्द' ઇત્યાદિમા અર્થત' અભ્યાસ છે બીજુ જે એવુ કથન છે કે 'પ્રચુર અર્થ માનવામા બ્રહ્મમાં કઇક દુખનુ હોવુ પણ પ્રતીત થાય છે માટે આનન્દમયને બ્રહ્મ ન માનવુ જ ઠીક છે' આ પણ અણસમજનીજ વાત છે, કારણ કે પ્રાચુર્ય અર્થ આનન્દની અત્યતતા પ્રબોધે છે, પણ કાઇ વિરૂદ્ધ વસ્તુની સત્તાનો બોધક નથી વિરૂદ્ધ વસ્તુ ત્યા છે કે નહિ એ પ્રમાણાંતરથી જોઇ શકીએ છીએ

'तेजोमय सूर्य.' 'प्रभूतसतापो निदाघदिवस:' 'प्रचुरांधकारा वर्षाशर्वरी' 'बहुधनो वैश्रवण' ઈત્યાદિ પ્રયોગોમા શુ 'સૂર્યમાં અધારૂં' ગરમીના દિવસમાં શૈત્ય, વર્ષારાત્રિમા પ્રકાશ, અને કુબેરને ત્યાં દારિદ્રય સભવી શકે છે? વધારે તો શુ કહીએ, એ લોકો પણ કયાય કયાંય તો બે પરવાહીજ ઉડાવે છે

'સૂર્ય તેજોમય છે' અહીં સૂર્યમા અધકારની કલ્પના 'ગરમીના દિવસોમા અત્યત ઘામ રહે છે' અહીં ખરા જેઠ મહીનાના મધ્યાન્હે શીતળતાની શકા 'ચોમાસાની રાત્રિ વિકટ અધકાર વાળી હોય છે' અહીં કાઇક પ્રકાશનુ સ્વપ્ન, અને 'કુબેરને ત્યાં ઘણુ ધન છે' અહીં જરાક કુબેરને દરિદ્ર પણ સમજી લેવો, વિગેરે બધુ બીન સમજ સિવાય બીજુ શુ સમજાય? એવી રીતે આનન્દમય પ્રભુમાં થોડાંક દુખનો આરોપ કરવો એનાથી બીજી વિકટ ઘેલછા કઇ કહેવાય? યદિ હઠાગ્રહથી માની પણ લેવાય કે 'आनन्दमय' અહીં 'मयट्' પ્રચુરાર્થક

હોવાથી થોડીક દુ ખસત્તાની પણ આશ કા રહે છે તોપણ બ્રહ્મ કે ભગવાનમાં તો આ શ કા પણ કરવી ઉચિત ન લેખાય એવો એક નિયમ છે કે–' જ્યાં વસ્તુમાં ગુણ કે દોષોનુ' હોવુ કોઇ પ્રમાણથી ન જણાય તો ત્યા જરૂર સ દેહ રહે છે એવી રીતે અગર પ્રમાણાતરથી બ્રહ્મનુ નિર્દુ ખ રહેવુ પ્રતીત ન થતુ હોત તો કહી શકો છો કે-પ્રચુર અર્થ માનવામા કિ ચિત્ દુ ખની સત્તા પણ પ્રતીત થશે ' પરતુ પરમાત્માની નિર્દુ ખતાની સાક્ષી તો સમગ્ર ઉપનિષદો તથા વેદ વિગેરે સમગ્ર પ્રમાણો ડિમડિમ્ શબ્દથી પૂરી રહ્યા છે માટે ત્યા પ્રાચુર્ય અર્થ રહેતા છતા પણ એ કહી શકતા નથી કે ' ત્યાં ( આન દમયમાં ) થોડું દુ'ખ પણ છે ' હજારો શ્રુતિસમૂહોથી એ સિધ્ધ થાય છે કે ' પરમાત્મા નિર્દુ ખ છે ' તથાપિ દુરાગ્રહથી માત્ર પોતાની યુક્તિઓનેજ આગળ કરી આન દમયમાં દુ ખનુ સ્વપ્ન દેખવુ' એ એ સિધ્ધ કરી રહ્યુ છે કે આવી આશ કા કરવાવાળા મનુષ્યોમાં દુ ખના સ સ્કારો પોતાનું મજબુત ઘર બાધી બેઠા છે. અસ્તુ, તો હવે એ સિધ્ધ થયું કે ' આન દમયજ પરબ્રહ્મ છે. '

૭૫ તૃતીય જે સર્વાન્તર્યામી પુરૂષ કહ્યો છે તે [1] પોતાના શુધ્ધ સત્વનુ શરીર જેવુ રૂપ બનાવી તેમા જ્યારે પ્રવેશ કરે છે ત્યારે તેઓને લીલાવતાર કહે છે નૃસિ હ વામનાદિ અનેક [2] લીલાવતારો એ સર્વાન્તર્યામી પુરૂષનાજ છે પ્રકૃતિના અશુધ્ધ સત્ત્વ, રજસ્, અને તમસ્‌ની માફક ભગવાનના પણ વિશુધ્ધ ત્રણ ગુણો

---

१ विशुद्धसत्त्व तव धाम शान्तम् । सत्त्व तस्य प्रिया मूर्ति । सत्त्वं विशुद्ध श्रयते भवान् स्थितौ । श्रीमद्भागवतम् ।

२ लीलावतारान् पुरुषस्य भूम्न । श्रीमद्भागवतम् ।

(સત્ત્વ, રજસ્ , તમસ્) છે બ નેનું નામ સમાન હોવાથી કયાક કયાંક ભ્રમ પણ થવા લાગે છે, પર તુ વાસ્તવમાં પ્રાકૃત ગુણોમાં અને ભગવદીય ગુણોમા ઘણુંજ અ તર છે જ્યારે આ સર્વાન્તર્યામી ભગવાન આ વિશાલ પ્રપચની રક્ષા કરવાની, યથાસ્થિત રાખવાની, અથવા ધારણ કરવાની ઇચ્છા કરે છે, ત્યારે તે પોતાના વિશુધ્ધ સત્ત્વને વિગ્રહરૂપ બનાવી લોઢાના ગોળામા અગ્નિની માફક ત્યા પ્રવેશ કરી વિષ્ણુ નામને ધારણ કરે છે અને અપ્રાકૃત અથવા વિશુધ્ધ રજોગુણના વિગ્રહમા પ્રવેશ કરી ‘ બ્રહ્મા ’ ની સ જ્ઞા ધરે છે તેમજ વિશુધ્ધ તમોગુણનો પોતાનો વિગ્રહ બનાવી તેમા શિવરૂપ સ જ્ઞા ધારણ કરે છે માટેજ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે ગુણાવતારો કહેવાય છે આ નામસામ્યથી અગર કોઇ વિષ્ણુને સગુણ કહી દેય તો તે તેની મોટી ભૂલ છે. કારણ કે પ્રકૃતિના ગુણોનો તેમા સ્પર્શ પણ નથી અને શ્રીકૃષ્ણ ભગવાન્ તો આ બધાય અવતારોનુ મૂલસ્વરૂપ છે, બધાથી અલગ છે, પુરૂષોત્તમ છે, નિર્ગુણ છે, આનદમય છે, સાકાર છે, તથા સર્વશ્રેષ્ઠ છે બ્રહ્માનું સૃષ્ટિ કરવાનુ, વિષ્ણુનુ પાલન કરવાનુ, તથા શિવનું સહાર કરવાનુ કાર્ય છે એટલાજ માટે વિષ્ણુ વિગેરે અવતારોને અથવા ભગવદ્રૂપોને કયાક કયાક સગુણ પણ સભળાવી દીધા છે પણ એથી કઇ એઓને પ્રાકૃત ગુણવાળા ન સમજી લેવા, પર તુ એવે વખતે ગુણનો વિશુધ્ધ ગુણ એવો અર્થ થાય છે આવી રીતે મૂલસ્વરૂપ ભગવાનનાજ ચાર સ્વરૂપો છે એ સિધ્ધ થયુ એક શ્રીકૃષ્ણ ભગવાન્ પુરૂષોત્તમ સ્વરૂપ, બીજુ અક્ષર બ્રહ્મ જેની બે પ્રકારની સ્ફૂર્તિ થાય છે અને ચતુર્થ અ તર્યામી સ્વરૂપ છે

કહેવાનો આશય માત્ર એટલોજ છે કે આહ્લાદકની જે સ્ફુર્તિમાં (અનુભવમાં) અનુભવથી આનંદની માત્રા જે અતિવિશેષ હોય છે તે આનંદાનુભવને ભગવાન કહે છે ભગવાનનાં રૂપો અથવા આકારાદિ જુદાં નથી, પરંતુ ધર્માત્મક આનંદજ ભગવાનના આકાર રૂપ વિગેરે છે કેમકે ધર્મ અને ધર્મી બંને એક છે, માટે ભગવાન આનંદ માત્ર છે, આનંદાનુભવ માત્ર છે, સચ્ચિદાનંદ છે, તે[1] આનંદાનુભવનેજ વેદમા બ્રહ્મ, પર, ઇત્યાદિ શબ્દોથી, સ્મૃતિમાં પરમાત્મા વિગેરે શબ્દોથી, તથા શ્રીભાગવતમાં ભગવાન શબ્દથી વ્યવહર્યો છે નિત્યવર્તમાન રહેવાથી અને અનુભવરૂપ હોવાથી તે ભગવાન સચ્ચિદાનંદ કહેવાય છે

આહ્લાદકની જે સ્ફુર્તિમા અનુભવની માત્રા વિશેષ હોય અને આનંદ કંઇક તિરોહિત જેવો હોય તો એવા આનંદાનુભવને અક્ષર બ્રહ્મ કહે છે. માટેજ આનંદવલ્લીમા બ્રહ્માનંદની ગૈણતા કરી દીધી છે, અને ત્યાંજ તેને હંસ સ્વરૂપ આનંદમય ભગવાનનું પુચ્છ કહ્યુ છે આ અક્ષર બ્રહ્મજ સર્વ પ્રપંચનુ ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ છે આ અક્ષરબ્રહ્મથીજ પુરૂષ અને પ્રકૃતિ આ બંને જગત્‌ના માતા પિતા પ્રકટ થયાં છે. અક્ષર બ્રહ્મ પણ સચ્ચિદાનંદાત્મક છે એ માટે એનાથી ૨૮ તત્વો તથા વ્યષ્ટિ

---

१ वेदान्ते च स्मृतौ ब्रह्मलिङ्गं भागवतेऽपि च । ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ।

भगवद्वल्लभाचार्यकृतस्तत्वार्थदीप. ।

२ ‘ स एको ब्रह्मण आनन्दः’ । श्रुतिः । ३ ‘ ब्रह्म पुच्छं प्रतिष्ठा ’ ।

४ रयिञ्च प्राण च श्रुतिः । द्विधासमभवद्बृहत्० प्रकृति० । सोभयात्मिका । ज्ञान त्वन्यतमो भाव पुरुष० ..’ । श्रीभागवतम् ।

જીવો ઉત્પન્ન થાય છે આ અક્ષર બ્રહ્મની બે પ્રકારે સ્ફૂર્તિ થાય છે શુદ્ધાદ્વૈતજ્ઞાનીઓને તો જ્ઞાનમાત્ર સ્ફૂર્તિ અને ભકતોને વ્યાપિ વૈકુંઠરૂપ સ્ફૂર્તિ થાય છે. જેઓને જ્ઞાન માત્ર સ્ફૂર્તિ થાય છે તેઓને માટેજ કોઈ કોઇ સ્થળે નિર્વિશેષ જેવું પણ કહી દીધું છે માટે કાંઇ વસ્તુમાં કોઇ પણ જાતનો ભેદ નથી.

જે વખને તે ભગવાન નામરૂપનું પ્રથક્કરણ કરવા ચાહે છે, વિશ્વને ધારણ કરવા ચાહે છે, બધાને પોતપોતાના કાર્યમા પ્રવૃત્ત કરવા ઇચ્છે છે, અથવા બધાનો પ્રકાશ કરાવવા ચાહે છે તે વખતે ભગવાનજ પરપુરૂષ, અંતર્યામી અથવા પરમાત્મરૂપ લે છે, અથવા તે આનંદાનુભવ જ્યારે ગ્રાહકના હૃદયમા ધારકત્વાદિ શક્તિઓ સહિત ઉદ્ભૂત થાય છે ત્યારે તે પરમાત્મા કહેવાય છે. બધાને જીવડાવે (પોતાના સ્વરૂપમા લાવે) માટે એને કયાંઈ કયાંઇ જીવ પણ કહ્યો છે અને બધામા પ્રવેશ કરવાથીજ અંતર્યામી બ્રાહ્મણાદિમાં પૃથ્વી વિગેરેને તથા આત્માને એનુ શરીર કહ્યું છે સૂર્યાન્તવર્તી નારાયણ પણ એજ ભગવાન છે.

આ પ્રમાણે નિત્ય નિરતિશય આનંદાનુભવ માત્ર ભગવાનજ ત્રણ સ્વરૂપે થઇ જાય છે એ ઠીક છે એવી રીતે પરબ્રહ્મજ ત્રણે રૂપોને ધારણ કરી લે છે, જ્ઞાનમાર્ગીય સાધનોથી બ્રહ્મસ્ફૂર્તિ, મર્યાદામાર્ગીય ભક્તિદ્વારા પરમાત્માની સ્ફૂર્તિ, અને શુદ્ધ પ્રેમથી ભગવાનની સ્ફૂર્તિ થાય છે

---

१ 'अनेन जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि' श्रुतेः। 'को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो, न' श्रुति।

२ 'भीषाऽस्माद्वातः पवते' श्रुते.। ३ मत्त. स्मृतिर्ज्ञानमपोहनं च' श्रीगीतोपनिषत्।

જેની શક્તિઓ વિરૂદ્ધ જેવી ભાસતી રહે તેને બ્રહ્મ કહે છે. માટે આ ત્રણેમાં અથવા જીવાદિમાં પણ અગર વિરૂદ્ધ જેવા ધર્મોનું દર્શન થતું હોય તો કાંઇ પણ હાનિ નથી. કારણ કે એ બધુ એ પરબ્રહ્મનુંજ રૂપાંતર છે આવી રીતે બ્રહ્મવાદની અનુરૂપ ભગવત્ સ્વરૂપનો નિર્ણય થયો છે ભકત્યનુરૂપ બ્રહ્મસ્વરૂનો નિર્ણય તો અમે આગળ ભક્તિખંડમાં કરીશું શુભ મૂયાત્

શમિતિ

## દ્વિતીય ભાગ સમાપ્ત.



# શ્રી બાલકૃષ્ણ પુસ્તકાલયનાં વિક્રેય સાંપ્રદાયિક પુસ્તકો.

---

| પુસ્તકનાં નામો | રૂ. આ. પા |
|---|---|
| **સંસ્કૃત** | |
| શ્રી બાલકૃષ્ણચમ્પૂ | ૨—૦—૦ |
| અણુભાષ્ય પંચટીકા સહિત | ૩—૦—૦ |
| શ્રી સુબોધિની પ્રથમસ્કંધ | ૨—૮—૦ |
| ,, દ્વિતીયસ્કંધ | ૨—૦—૦ |
| વાદાવલિ | ૧—૪—૦ |
| વેદાંતચિંતામણિ | ૧—૪—૦ |
| ભક્તિહંસ | ૧— —૦ |
| પુષ્ટિપ્રવાહમર્યાદા | ૦—૬—૦ |
| સેદ્ધાંત સિદ્ધાપગા | ૦—૬—૦ |
| નૈર્ણયાર્ણવ | ૦—૬—૦ |
| યમુનાષ્ટક શ્રીપુરૂષોતમજીકૃત | ૦—૪—૦ |
| ,, શ્રી હરીરાયજીકૃત | ૦—૪—૦ |
| બાળબોધ | ૦—૪—૦ |
| ,, શ્રી દેવકીનંદજીકૃત | ૦—૪—૦ |
| સિદ્ધાંતમુક્તાવલી | ૦—૪—૦ |
| સેવાકૌમુદી | ૦—૨—૦ |
| દર્શનાદર્શ | ૦—૨—૦ |

| | |
|---|---|
| શ્રુતિપારિજાત | ૦—૨—૦ |
| વ્યાખ્યાનરત્નાવલી | ૦—૨—૦ |
| માંડુક્યોપનિષદ્ શ્રી પુરુષોત્તમજીકૃત વ્યાખ્યાસહિત | |

## હિન્દી તથા ગુજરાતી

| | |
|---|---|
| વલ્લભાખ્યાન ( વ્રજભાષા ) | ૪—૮—૦ |
| શુદ્ધાદ્વૈતદર્શન ( પ્રથમ ભાગ હિન્દી ) ... | ૦—૧૦—૦ |
| ” ( દ્વિતીય ભાગ) | ૦—૧૦—૦ |
| ” ( પ્રથમ ભાગ મરાઠી) | ૦—૧૦—૦ |
| સેવાકૌમુદી ( હિન્દી ) | ૦—૬—૦ |
| શુદ્ધાદ્વૈતસિદ્ધાંતસાર ( ગુજરાતી ) | ૦—૪—૦ |
| “ ( હિન્દી ) | ૦—૪—૦ |
| વ્યાસાદેશ ( હિન્દી ) | ૦—૨—૦ |
| “ ( ગુજરાતી ) | ૦—૨—૦ |
| ગીતાતાત્પર્ય ( હિન્દી ) | ૦—૪—૦ |
| ” ( ગુજરાતી ) | ૦—૪—૦ |
| ગીતા ભગવદ્ધર્મબોધિની ( ગુજરાતી ટીકા સહિત ) | ૧—૪—૦ |
| ષોડશગ્રંથ ( હિન્દી ટીકા સહિત ) | |

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

૧ શ્રી બાલકૃષ્ણ પુસ્તકાલય, બડામંદિર ભુલેશ્વર–મુંબઈ.
૨ ચુનીલાલ બુકસેલર, બડામંદિર ત્રીજે ભોયવાડો–મુંબઈ.
૩ પુષ્ટિમાર્ગસિદ્ધાંત કાર્યાલય, બડામંદિર, ભુલેશ્વર–મુંબઈ
૪ શ્રી વિઠ્ઠલનાથ પાઠશાલા, મથુરેશ મંદિર–કોટા.